# प्रतापनाटक.

( प्रतापटेकप्रकाश. )

ऐतिहासिक वृत्तांतने आधारे—संशोधन तथा टिप्पणी सहित.

रचनार—गणपतराम राजाराम भट्ट.

प्रकाशक—गोविंदराम गणपतराम भट्ट. बी. ए.

मु. अमदावाद.

છઠ્ઠી આવૃત્તિ—પ્રત ૧૦૦૦.

દુહો.

"જનનિ ! જણે તો ભક્ત જણ, કા દાતા કાં શૂર;
નહિ તો રહેજે વાંઝણી, પણ ન ગુમાવિશ નૂર."



સંવત્ ૧૯૭૭. સને ૧૯૨૧.

મૂલ્ય ૧-રૂ૦.

गतसमयनी

# अर्पणपत्रिका.

(छप्पा.)

સિસોદિયા કુળ શુદ્ધ, જુદ્ધમાં જાહિર જાણું,
સૂર્યવંશના અંશ, પાણિવાળા પરમાણું;
જે કુળને પરતાપે, પાણિ પરિયાનું રાખ્યું,
રણમાં દાખી રંગ, દુઃખ દાવાનળ સાંખ્યું;
તે કુળના શુભ મેવાડના સજ્જનસિંહ મહારાજને–
ગણુપત પ્રતાપનાટક નવીન ભેટ ધરે સુખસાજને. ૧

---

ઠક્કર લક્ષ્મીદાસ, વાસ મુંબઇ વ્યાપારી,
આ નાટકને શ્રવણુ છબી દર્શાવી ન્યારી;
વીરક્ષત્રિની રીત, વીરરસ પાન કરીને,
પ્રકટ કર્યો નિજ પ્રેમ, હતો તે માન ધરીને;
મહારાણા સજ્જનસિંહની સમીપ મને તે પ્રેમથી–
કીધો ત્યમ હું કરું તેમનું નામ સમીપ મુજ નેમથી. ૨

---

ગુજરાતે ગુણુવાન, મણિભદ્ર નીતમ નાગર,
વડનગરા વિખ્યાત, શીલગુણુ કેરા સાગર;
કલમ ધરી કુળવાન, માન મહપતનાં પામ્યા,
જશ જેથી જનમાંહિ, જેમના જલદી જામ્યા;
પદ પામી સદર દિવાનનું, કચ્છમાંહિ જશ કેળવ્યો,
દૂરે રહિ દૃષ્ટ દિઠા વિના, મુજ પ્રીતિરસ મેળવ્યો. ૩

ત્યાં રહિને તેમણે ગ્રંથ આ રચવા રૂડો,
નિજ મત આપ્યું મને, પ્રેમનો પાઠવિ પૂડો;
બની તેટલી કરી મદદ આ ગ્રંથ ગુંથાવા.
પુસ્તક આદિક થકી, ઘૂંચવણ રચતાં જાવા;
ગુર્જરી વાણીમાં ગ્રંથ શુભ થતા પેખવા પ્રેમ છે,
તો તે મણિથી પરસાવવા નવીન કૃતિ સુજ નેમ છે. ૪

---

રે ! આ વખતે નામ મૂળ ઉદ્દેશકકેરૂં—
વિસરી કેમ હું જઊં ? પડ્યું દુઃખ જે શિર મેરુ !
ઉગતાને આ જગત માન આપીને આને,
અસ્ત થતાને પૂઠ દેઇ કર જન દે કાને;
તેવી રીતી ત્યાગી તરત આથમેલ અભિલાખિને—
સંતોષ થવાને ગ્રંથ આ અર્પું મન દૃઢ રાખિને. ૫

ગુજરાતી શાળના હતા ડેપ્યુટી જેઓ,
શાળ પરીક્ષાતણા હતા પ્રેક્ષક જન જેઓ;
અનાવલા દેશાઇ, નામ ગોપાળજિ જેનું,
ગણપતથી શુભ ગ્રંથ-રચાવા હારદ એનું;
તેણે પ્રતાપ વિક્રમ જરા, "નર્મગદ્ય" માં નરખિને—
નાટક રચવા સુજને તદા, ઉદ્દેશ્યો'તો હરખિને. ૬

નાટક રચનાતણી રીત હું નવ કાંઇ જાણું,
તેથી ધર ના ધરી, ત્યાગ કીધું તે ટાણું;
કાળ કેટલો જતાં, મૂળ ઉદ્દેશ જ ઊગ્યો,
તેથી ધારી ધીર, પંથ નાટકને પૂગ્યો;
આ અવસર એ નાટક નવીન પૂર્ણ થતાં પ્રેમે કરી—
ઉદ્દેશકને આનંદ હું આપિશ અસ્તસમે જરી. ૭

# हितबोध.

---

## परिणामालंकार.

( वसंततिलकावृत्त. )

રે! અસ્ત જોઇ જનનો મનમસ્ત હોઇ,
હાંસી કરી ન હસશો કુળવાન કોઇ;
રે! સૂર્યચંદ્ર સરખા પણ આથમે છે,
રેલાઇ મોટ નદ શાન્ત થઈ શમે છે. ૧



वर्त्तमान समय पारेनुं

# ग्रंथार्पण.

( हरिगीत छंद. )

નિજ દેશનું રૂડું કર્યાનો હાર જે ઉર રાજતો,
વળિ ટેકનો તોરો શિરે નિજ નેક પાઘે છાજતો;
એવા મહાદ્દઢધીર ભારતવીરને શુભ નેમથી,
અર્પું છું વીરરસે રસેલું પ્રતાપનાટક પ્રેમથી. ૧

# ઉપોદ્‌ઘાત.

( દોહરા. )

ઉદધિ ઉલ્લંઘ્યા તણો, શ્રમ જાણે હનુમાન;
ત્યમ પુસ્તક રચવાતણો, જાણે શુભ વિદ્વાન. ૧

ઉપરના દોહરાનું વિવેચન કરવાની અગત્ય નથી, તેનો અર્થ સ્પષ્ટ છે, પણ એ ઉપર બે બોલ ટીકા કરવી ઉચિત ધારૂં છું. સંગ્રામની ભૂમિ જેમણે જોઇ નથી; ઉઘાડી તલવારો ને ભાલા તેમજ તીર અને એ આદિક બીજાં છેદક અને ભેદક શસ્ત્ર અસ્ત્રોનો ત્રાસજનક દેખાવ જેમણે ઉઘાડી આંખે જોયો નથી; તેમજ બંદુકોનો એક મોટી દિવાલ કડકી પડતી હોય તેવો સામટો અવાજ અને તોપોનો જ્વાળામુખી ફાટતાં થાય છે તેવો ધડાકો સાંભળ્યો નથી; એવા, ઇતિહાસના અને વર્તમાનકાળમાં ચાલતી લડાઇઓનાં વર્તમાન વાંચનારા રણભૂમિ ઉપર ખેલનારા વીર પુરુષોની હારજીત ઉપર ઘરના ઓરડામાં અંતરાઇ રહેલી ગતિને જોરે અનેક ટીકાઓ કરે છે, એ તેમની ટીકાઓ તે ખરી ટીકા નથી. વંધ્યા સ્ત્રી કહેશે કે-"ઓહો ! છોકરૂં જણવું એમાં તે શું ?!" આ તે તેનું બોલવું તેને પોતાનેજ અજ્ઞાનમાં ખપાવશે. તેમજ ફલાણો વિષય લખવો એ તો ઘણોજ સહેલો છે; ગ્રંથ રચવામાં ગાંસડો ઊંચકવા જેટલી મહેનત નથી; થોડી ફુરસદ મળી કે ફતેહમંદીસાથે એ કામ પાર પાડી શકાય. ચટપટ ચાલમાં ઝટપટ બોલનારા અને સૂંઠનો ગાંઠીઓ હાથ આવે ગાંધીના વર્ગમાં ગણનારા આવા નરોનો કોઇ પણ ગ્રંથ ઉપર અપાતો અભિપ્રાય તેને હું અભિપ્રાય અથવા ટીકા માનતો નથી. પણ જેમણે પોતાનાં પગલાંથી સમરાંગણ* શોભાવ્યાં છે એવા મહાવીરનાં યુદ્ધનો શતરંજ ખેલવામાં શી શી સાવધાનીથી કેવી રીતનો દાવ ખેલવો જોઇતો હતો વગેરે વાક્યો એ ખરી ટીકા ગણાય છે. પેટને પરિવારે પનોતી ગણાતી પ્રસૂતાને પ્રસવતી સ્ત્રી પ્રત્યે બોલવું એ તેનું ડહાપણ અને

---

* યુદ્ધનું આંગણું—રણક્ષેત્ર. ( સમર-યુદ્ધ+અંગણ-આંગણું ).

જ્ઞાન દર્શાવે છે. તેમજ ગ્રંથરચનાનું કામ માથે પોટલું મૂકી અટપટા પહાડ ઉલ્લંઘવા કરતાં પણ મુશ્કિલ છે; તે ઊંચે ટીંબેથી અક્કડપણે ઉતરી પડવા જેવું અગર ઢાળવાળે ઢાળેથી લાંબા પગ કરી સરી જવા જેવું કામ નથી એમ જે જાણે છે; જેમણે પંચરંગી દુનિયાનાં પૃષ્ઠ પોતાની અનુભવી આંખે અહિં તહિં ફરી જોયાં છે; જે તન કરતાં મનની મહેનતનો પરિશ્રમ ઘણો વિષમ છે એમ તુલના કરી શકે છે; પારા જેવા અસ્થિર મનને સ્થિર કરી તેની મદદથી ઊંચી-નીચી નહિ, પણ દોરીછટ આંચકો ન આવે એવી સડક બાંધવાની કળા કેટલી કઠિન છે એમ જે જાણે છે; પાણી જેવા રંગરહિત ચીકટવર્જિત મનને પોતે ધારે તેવા પાકા રંગો ધારણ કરાવી તે-નાથી જે ચિત્રમાં જેવો રંગ પૂરવો હોય તેવો પૂરાવવાની ઊંચી ક્રિયાનું કામ કેટલી કડાકુટ ભરેલું છે એવો જેને અનુભવ છે; તેનું અનુભવસિદ્ધ જે શાન્ત બોલવું, તે જ ખરો અભિપ્રાય—ટીકા, પ્રશંસન કે શિક્ષા છે એમ હું ખરા ઉદ્‌ગારથી માનું છું. હું ફૂલ-ફટાકના ટચાક શબ્દો સાંભળવામાં બહેરો, પણ દેખાવે સાક્ષ જેને બકબક કરવાની બાધા છે એવા વિદ્વાનના ગુપ્ત ઘોષ સાંભળ-વામાં શરવો છું.

હું મોટો ગ્રંથકાર કે પ્રવીણ પંડિત નથી, પણ તેવા પુરુષોની પ્રસાદીનો ક્ષુધિત સાધારણ માનવ છું, રે, તેવા મહાન્ પુરુષોના સં-ચિત જ્ઞાનની પ્રસાદી પણ મને પેટપૂર મળી નથી! તોપણ જે મળી છે, તથા મળે છે તેને જોરે કંઇક ગતિ કરી શકું છું; તે એવી રીતે કે—"ખાવું થોડું ને ધાવું ઘણું." આથી નિર્બળતાને લીધે વખતે પગ વાંકાચૂંકા મૂકાય તો તેમાં કંઈ આશ્ચર્ય જેવું નથી.

આ નાટકની રચનાનો આધાર "નર્મગદ્ય ભાગ ૨ જા"માં નોંધાએલી "મેવાડની હકીકત" માંનાં માત્ર પાંચ પૃષ્ટ (૪૦૩થી૪૦૭) છે. જેમાં અતિ સંક્ષેપે મહારાણા પ્રતાપસિંહનું ચરિત આપણા નાં-માંકિત કવિ નર્મદાશંકરે પોતાથી ગદ્ય શૈલીમાં શોભાવ્યું છે. આ-જથી પાંચમા વર્ષે ઉપર રહી પ્રતાપનું નાટક એ રચનાને આધારે રચવા મને ઉદ્દેશવામાં આવ્યો હતો. કવિતા કરતાં પણ નાટકનો વિષય કઠિન છે એમ હું સમજતો હતો, તેથી જેમાં મારી ગતિ પ-હોંચે નહિ એવી વાતને માટે હું હા ભણી શક્યો નહોતો. નાટક

રચવું એ પ્રવીણ પંડિતનું કામ છે. આ દેશમાં તેમજ ઇતર દેશોમાં અસાધારણ બુદ્ધિના, કુદરતની કારીગરી જેને કાળજે કોતરાઇ રહેલી છે એવા પ્રભુના પ્રસાદિત પુરુષોથી જ નાટકો રચાએલાં છે; ને તેમની શૈલીથી અંકિત થએલાં તે જ ખરાં નાટકો છે. બાકીનાં મેથરુભાઇ મકનજીભાઇનાં ફાવે તેમ ફડાકા તડાકાથી કડાકામાં કાઢેલાં નાટકો, તે નાટકો નથી પણ ચેટકો છે, એમ હું જાણતો હતો; તેથી "શક્તિ વિચારી કરિયે કામ" આ કહેવતનું અવલંબન કરી "ઉરમેં આ! હૈ!" એવી એની હિમ્મત મેં કરી નહિ.

નિવૃત્તિનો સમય કઠિન કર્મના માનવને વીજળીના ઝબકારાની પેઠે ઝટ જણાઇ ચટ ચાલ્યો જાય છે; તેનું ઉદય અર્થે ઉઠાવેલું કામ તેના અસ્તનું કારણ થઇ પડે છે; જે વાત તે સવળું થવા કરે છે તે જ તેનું અવળું કરાવે છે; આવા અનુબંધને યોગે થોડા વખતમાં એક રંગીન શહેરમાં શોભેલો આ જીવડો તેને કોઇ ઓળખે નહિ એવા ગામમાં હાનિ સાથે ફેંકાયો! જ્યાં તેના મનને રંજન કરનાર કોઇ મિત્ર, કે ધીરજનો દેનાર કોઇ મહાત્મા નહોતો; તોપણ વીરના જેવી ધીર ધારી તંગીનો તાપ સહેતે નિરાશાના નીરમાં છાતી બહાર રાખી વામ ભરવાં જારી રાખ્યાં. વિપત્તિ વેઠવામાં વીરપુરુષોની રીતિ ને નીતિ ધ્યાનમાં લેતાં ધીરજ રહે છે, ને હિમ્મત આવે છે; તેમ આ સમયે વીર પ્રતાપનું નામ મને સ્મરણ થઈ આવ્યું, ને તે થતાં જ મૂળ ઉદ્દેશનો અંકુર સુખ દુઃખને હળે ખેડાયેલી ભૂમિમાંથી ઉગી નીકળ્યો.

ઉદ્દેશનો અંકુર ફૂટતાં જ "નર્મગદ્ય" ઉઘાડી રેઠી પ્રતાપનું ચરિત મેં વાંચી જોયું. તે એટલું સંક્ષિપ્ત અને પાત્ર જનોનાં નામ રહિત હતું, કે તે ઉપરથી નાટકની રચના શી રીતે રચવી તેનો મોટો ખાંચો પડ્યો, નાટકનાં પાત્રોમાં મૂકવાને મુખ્ય નાયક પ્રતાપનું અને પ્રતિનાયક અકબર તથા તેના અનુયંગી ખાનખાનાન, ફરીદખાન, શાહબાજખાન, ને સકતો* તથા પૃથિરાજનાં+ નામ નજરે આવ્યાં; પણ આ પાત્રવર્ગ કેવો એક તરફી અને અપૂર્ણ હતો તે સહજ કળી શકાશે. ટૂંકામાં નર્મગદ્યમાં નોંધાએલી બિના નિહાળી જો-

---

* પ્રતાપનો ભાઈ. + વિકાનેરના રાજાનો ભાઈ. (આ બન્ને અકબરના દરબારમાં રહેતા હતા).

તાં નાટક લખવાની કળા જેના નખમાં રમી રહેલી હશે એવો ના-ટકાચાર્ય પણ નખ ખોતરી વિચારના વમળમાં પડશે, કે એ મોભ, ચાર વળીઓ ને આઠ ઈંટોના અઠાલાથી અજબ ઇમારત શી રીતે ઉઠાવવી ? આ પ્રમાણે મહાપંડિતને આથાકૂટના વિષયમાં હું જેવા ગજાવિનાના ગાત્રવાળાએ આથું શી રીતે મારવું તેનો મને મોટો વિચાર પડ્યો. પણ માણસના ઉરની ઊર્મિ શું શું કાર્ય કરાવતી નથી? તે જડને ચૈતન્ય, અબળાને પ્રબળા તથા કાયરને શૂરો કરી દે છે; તે અંધારામાં અજવાળું, અગાધ ઊંડા જળની સપાટીને આયનાનો માર્ગ ને પ્રજ્વલિત પહાડને સુવર્ણનો મેરુ દર્શાવી ગતિ કરાવે છે; તેમ મારા ઉરમાં વીરપ્રતાપનું નાટક લખવા આ સમયે સ્વાભાવિક ઊઠેલી ઊર્મિએ, ઊગેલા અંકુરે મારૂં ચિત્ત એ વિષય ઉપર અતિશય આકર્ષ્યું. સાધન નથી તો શી ચિંતા છે ? સાધન કરતાં સાધ્ય વસ્તુ મુખ્ય મનાય છે, ને તે હું જાતે છું, તો સાધન શોધ કર્યે સૌ આવી મળશે; માટે આવેલી ચટકીને ફટકી* જઇ ઝાંખી થવા ન દેવી. આમ ધારી ટેકી પ્રતાપનું ચરિત નાટકના રૂપમાં નોંધવાનો ટેક લીધો, ને તે કામનું મંગળ મુહૂર્તે મંગળાચરણમાં લખી કીધું. પુરાણોના કથાભાગ ઉપરથી નાટકો રચવાને પ્રાચીન કવિઓને પુષ્કળ સાહિત્યો મળેલાં છે, પ્રાચીન તથા અર્વાચીન કવિઓને કલ્પિત નાટકો રચવાને રસ ભર્યો રસાલો તેમની કલ્પના અને તર્કશક્તિએ પૂરો પાડેલો છે, પણ આ નવીન અભ્યાસીને માટે તો એવો ઐતિહાસિક વિષય મૂકાયો કે, જેનો કથા ભાગ તે એક ટૂંકી કહાણી સરખો—જે એટલાં થોડા વખત ઉપરનો બનાવ, કે જેમાં કલ્પનાનો વિશેષ કાથીચૂનો મૂકતાં શુદ્ધ સુવર્ણરૂપ ઐતિહાસિક વૃત્તાંતમાં ત્રાંબુ ભળેલું જણાય. આવી ધૂંચવણી છતાં પણ છણી છણીને કામ કરવાની મેં ખંત રાખી, કે જેથી તેમાં વાંધો ન આવે.

સુખ્ય નાયક પ્રતાપના સંબંધમાં પાત્રજનોનાં નામ કલ્પિત યોજી મેં જોતરેલો રથ ધીમે ધીમે ચલાવવા માંડ્યો. ચીતારો પેન-સીલથી ચીતરવાની વસ્તુ આળેખી પછી બંધ બેસતા રંગ તયાર કરી પૂરે છે તેવી યોજના મેં કીધી; એટલે આળેખેલાં કલ્પિત પાત્રોમાં

* ખીજઇ—ભય પામીને.

ખરાં નામોનો શોધ કરી તે દાખલ કરવાં એમ નક્કી કરી નાટકની રચનાનું કામ મેં હાર પાડ્યું, ને તે સાથે એ વિષયમાં ઉપજેલા સંશયના પ્રશ્ન તૈયાર કરી પત્રદ્વારે ઇતિહાસના જાણ પુરુષોને વિનતિ કરી કે, મને આ વિષયનું નિરાકરણ કરી જણાવશો. ઉપજેલા સંશયોનું નિરાકરણ કરનાર કોઇ મળી આવ્યું નહિ–પણ કચ્છના દિવાન* રા. બ. મણિભાઇ તરફથી તા. ૨૬ મી અકટોબર સન ૧૮૭૯ નું પત્ર આવ્યું કે—"ટૉડ રાજસ્થાનમાંથી પ્રતાપ વિષેની કેટલીક બાબતનો તરજુમો કરાવવા માંડ્યો છે, તે તૈયાર થયે તમને મોકલીશ. તમે જે કામ આરંભેલું છે તે સ્તુતિપાત્ર છે. ઉતાવળ કરી ખામી આવે તેમ ન કરતાં વિલંબે પણ દોષ ન આવે એવું કરવું એ વધારે સારૂં છે," વગેરે વાત લખી મને આ ગુજરાતી ભાષામાં સારાં ગ્રંથ થવાની ઉત્કંઠા રાખનાર ઉત્તમ પુરુષે આનંદ આપ્યો.

હું પણ આ અરસામાં રેતીમાંથી તેલ કાઢવાની ક્રિયા કરતો હોઉં તે રીતે નાનાં મોટાં ઇતિહાસનાં પૃષ્ઠ ફેરવતો હતો, જેમાંથી મને કાળક્રમ પ્રમાણે નોંધ કરવાનું કંઇ જડે છે ? પણ તેમાંથી તો જેટલા પ્રતાપના નામના અક્ષરો છે તેટલી પણ લીંટીઓ મળી આવી નહિ ! નકશો ઉઘાડી તેમાંથી ઉદેપુર, ચિતોડ, અજમેર, અરવલ્લી વગેરે સ્થળો અને મેદપાટ (મેવાડ) નો ક્ષત્રિયોનાં લોહીમાંસથી ખતરાએલો મૂલક વારંવાર વિલોકી નાટકનો નકશો ચીતરવા આતુર થતો હતો; પણ એ આતુરતા કેવી ? હાથ વિના કલમ ઝાલી પટપટ મોતીના દાણા જેવા અક્ષર લખવા જેવી !

આ નાટક રચવામાં હું હાલના જમાનાનો માણસ છું, બની ગએલી વાતને અને મારે લગભગ ત્રણસેં વરસનું છેટું છે એ વિષેનો દાબ મેં કાળજેથી કાઢી નાંખ્યો. પણ જે થોડી ઘણી વાત ઇતિહાસને પીરસે જાણવામાં આવેલી તેની પ્રસાદીથી મેં એવી સમાધિ લગાવી કે જાણે હું તે જ જમાનામાં જોડાયો છું, ને તે વખતના રાજ્યરંગો જોઇ તેની વખતે વખતની હકીકત પાત્ર જનોના મુખમાંથી નીકળતાં વારનેજ નોંધી લઉં છું. પ્રતાપના કવિ રૂપે તેની સભા-અને તેનું મનરંજન કરૂં છું. વીરક્ષેત્રમાં વીર પ્રતાપનો કવિ બની તે સમ-

---

*તા. ૧ લી જુન સન ૧૮૯૦ વડોદરાના દીવાન થયા હતા. તા. ૨૭ મી માર્ચ સન ૧૯૦૦ માં દેવલોક પામ્યા હતા.

યના શૂરા ક્ષત્રિયોને વકારૂં છું, અદલના ધેટ અકબરનું દરબાર અને તેના સરદારોની શાણી રીતભાત જાતે જોઉં છું; અને ત્યાંના પાત્રજ-નો જે જે બોલે છે તે ઘણું કરી તેમના બોલોમાં જ હાલના રિપો-ર્ટરોની રીતે હાથ કાગળમાં ને નજર તેમના સામે એવા ધાટમાં લ-ખી લઉં છું; જે જે જગોએ જે જે બનાવ બન્યા હતા તે તે આકાશી ફિરસ્તાની પેઠે અદૃશ્ય રહી જોઉં છું; આવી સ્થિતિ મનની કરી નાંખી મેં આ પ્રતાપચરિત પૂર્ણ કર્યું છે; તો મારી એ નોંધ નાટક ગણાઓ કે ચેટક ગણાઓ એ વિષેનો હર્ષ કે ખેદ મારા મનને લેશ પણ નથી; કારણ કે, હું મોટો કવિ અથવા નાટકગુરુ રૂપે પૂજાયલો થોડો જ છું, કે જેથી મારો પાટલો આઘો પાછો થશે. મેં ઇતિહાસને આધારે સંપાદાન કરેલા જ્ઞાનથી તે સમયનો ભાસ વાંચનારાઓની નજરે તરતો કરવા મારી સ્વલ્પ મતિથી ઉપજેલા તરંગોને આધારે રંગો પૂર્યા છે, તો તેમાં હું કેટલો જય પામ્યો છું, એ વિષેની ગણના જેવલા પ્રવીણ પંડિત કરી મારા શ્રમ સામે હર્ષિત આંખે જોશે, તો જ મારો હેતુ સફળ થયો એમ હું માનીશ.

શોધ કરી રા. બ. મણિભાઈએ લખ્યું કે, તમારા સંશયનો નિકાલ "ટૉડરાજસ્થાન" માંથી થતો નથી. તેમાં ગોળગોળ વાત લખેલી છે. આ શુભ વાતના શોકિન્ પુરુષથી કેટલીક અડચણોને લીધે ટૉડરાજ-સ્થાનમાંનો તરજુમો કરાવી મોકલવાનું બન્યું નહિ, પણ કેટલીક મુ-દતે "વિજ્ઞાનવિલાસ" ના અંકો (સન ૧૮૭૯–૮૦) જેમાં પ્રતાપરાણાની હકીકત નોંધાએલી હતી તે મારે માટે મોકલ્યા; જે મને મુખ્ય નાયક પ્રતાપના સંબંધમાં ખરાં પાત્રજનોના નામ દાખલ કરવાને અતિ ઉપ-યોગી થઇ પડયા; પણ નર્મગદ્યમાં નોંધાએલી વાતથી વિશેષ નોંધવાને તેમાંથી વૃત્તાંત મળી આવ્યો નહિ, તેમજ મારા સંશયી પ્રશ્નોનો ખુ-લાસો પણ તેમાંથી થયો નહિ. મેં કેટલીક કલ્પનાઓ કરી આગળ ઉપ-રની ઓળખાણી કરી હતી તેને વિજ્ઞાનવિલાસમાં નોંધાએલી હકીકતથી પુષ્ટિ મળી એથી મને મોટો આનંદ થયો, ને તેથી ગ્રંથ રચનાનું અટકેલું ચક્ર ચલાવ્યું. મનને લાગેલા રંગથી જે ચિત્ર ચીતરાય છે તે ખરૂં જણાઈ ઉઠે છે, વચ્ચે ખાંચો આવતાં મનનો વેગ ધીમો પડે છે, ને રંગ પણ ઉતરી જાય છે, તેને પાછું તે જ સ્થિતિ ઉપર લાવતાં મોટો પરિશ્રમ પડે છે, છતાં ગઇ ઘડીની આજ ગોઠ-

વાની અશક્ય છે, આવા બનાવ વારંવાર બનાવથી, સંશયના પથરા અનેક વખતે પડવાથી ત્વરાથી ખેડેલો રથ અતિ વિલંબે ( બે વર્ષે ) ઠેઠ મુકામ પહોંચ્યો છે: એટલે આ નાટક પૂર્ણ કરવામાં જોઇએ તે કરતાં વિશેષ કાળ ગત થયો છે.

પ્રતાપચરિત-નાટકમાં કયા કયા અંકમાં શી શી હકીકત નોંધી છે તેનું સૂચન અને કરી પાત્રમાં રહેલી ઉત્કંઠિત વાતની વરાળ કાઢી નાંખી તે તાજા ધાનને ટાઢું કરી નાંખવા જેવું કરવા હું ઉચિત ધારતો નથી. નાટકની પ્રસ્તાવના ( આમુખ ) મંગળાચરણમાં જ સૂત્રાધાર આદિક પાત્રોથી આદિ કવિ કરતા આવેલા છે, મેં પણ તે જ ક્રમનો આધાર લીધો છે, એટલે આ સ્થળે એ વિષે વિશેષ લખતો નથી; પણ આ નાટકનો સાર ને ઉદ્દેશ શો છે, તે જ માત્ર ટૂંકામાં જણાવું છું:—

પ્રતાપચરિત એ ખરા ક્ષત્રિયની જાત ઓળખાવે છે. વાઘની અનેક જાતો હોય છે; રૂપરંગ ને સ્વભાવવડે જુદે જુદે નામે તે ઓળખાય છે, પણ જેને કેસરી કહે છે તે તો જવલ્લે જ હોય છે; ને તેથી ભાટ ચારણો અને કવિઓ કેસરીના બળની અને વળની વાતો મોટા ભભકા સાથે બાંહ્યો ચડાવી મૂછે હાથ નાંખી કહે છે; તેમ ક્ષત્રીની જાતનો જથો ગત કાળમાં ઘણો હતો ને હાલ પણ ઓછો નથી, પણ ખરો ક્ષત્રી તો આજ છે એમ અરિની આંગળીથી દૃષ્ટાંતમાં દેખડાએલો એવો વીરક્ષત્રીના વર્ગમાં ગણાએલો વિક્રમશકમાં એક પ્રતાપ કે બીજા ,આંગળીઓના વેઢામાં આવી રહે એટલા નીપજ્યા હશે. સત્યયુગમાં સત્યને માટે સૂર્યવંશી હરિશ્ચંદ્રે રાજપાટ જતે પણ પોતાનું સત્ય ઝળકાવ્યું હતું, તેમ કળિયુગમાં પોતાની કુલીનતાને માટે સૂર્યવંશી પ્રતાપે રાજપાટ જતે પણ પોતાનું કુળ ચળકાવ્યું છે. યુગયુગ પ્રત્યે ક્ષાત્રિયોમાંથી દાનવીર, સત્યવીર, ધર્મવીર, સૂરવીર આદિ બિરૂદ ધારણ કરનાર ખરા ક્ષત્રી નીવડ્યા છે, જેમનાં નામ સૂર્ય ચંદ્રની સાથે જોડાએલાં છે, ને એ બે પ્રકાશિત સાક્ષિયોની હયાતી સુધી ઝાંખાં થવાનાં નથી.

પોતાના પિતાના હાથથી ગયેલું મેવાડનું પાટનગર ચિતોડ મેળવવું તો જ મહેલમાં વસવું, ધાતુપાત્રમાં જમવું, સેજપલંગમા સુવું, ને દાઢીના વાળ ઉતરાવવા; નહિ તો પર્ણકુટીમાં રહેવું, પત્રાળીમાં

જમવું, ઘાસની પથારીએ સુવું, ને ચહેરો સુદ્ધાં ન કઢાવવો, આવી તપસ્વી જેવી પ્રતિજ્ઞા લઇ બેઠેલે પ્રતાપે જીવતાસુધી એ પ્રતિજ્ઞા પાળી હતી, અને પોતાની પછી પોતાના વારસ તથા કુળના માણસો પણ એ પ્રતિજ્ઞા પાળે માટે તેણે મરતી વખતે એ બાબતનો કોલ લઇ પોતાના પછી પણ એ પ્રતિજ્ઞા પાળશે એવો દૃઢ નિશ્ચય થતાં નિવૃત્ત થઇ દુઃખના ગેહરૂપી દેહ છોડયો હતો. ઘણાં સૈકાંથી ભરતખંડમાં મુસલમાનોનું પરિબળ વધી પડેલું હતું, તેમની સામેની ટક્કરો ઝીલવામાં વીરક્ષત્રિયોનો ઘણો ભાગ ખપી ગયો હતો, માંહોમાંહેની ઇર્ષ્યાથી જીવતા રહેલાઓનાં મૂળને ખવો લાગ્યો હતો અને તેમના દુશ્મનોએ તેમનાં મૂળ છેદવા પોતાના કોવાઢા સજ્જ કીધેલા હતા.

આ સમયમાં મહારાણો પ્રતાપ મેવાડના ખંડિત રાજ્યનું પદ પામ્યો હતો. તેનો પ્રતિસ્પર્ધી અકબરશાહ ભરતખંડનો ચક્રવર્તી બાદશાહ હતો. સઘળા રજપૂત રાજાઓને તેણે પોતીકા સામ, દામ, ભેદ ને વિગ્રહાદિ તંત્રથી પોતાના માંડલિક વા આશ્રિત બનાવી દીધા હતા એટલું જ નહિ, પણ સગપણની ગાંઠથી કેટલાકને સાંકળ્યા હતા. એ વખતના ક્ષત્રી રાજાઓ અકબરના તેજમાં અંજાઇ પોતાનું જાત્યભિમાન ભૂલી ગયા હતા; જ્યાં જાત્યભિમાન ગયું ત્યાં દેશાભિમાન હોય પણ કયાંથી? તેથી પ્રતાપના ભાઇ, ભત્રીજા ને બીજા સગા અકબરશાહને મળી ગયા હતા, તથાપિ એકલે હાથે રહેતે છતે પણ તેણે પોતાની જાતનો ટેક—સૂર્યવંશી રાજાએ માંડલિકમાં ન ગણાવું એ વાતને વળગી રહ્યો હતો. તેનામાં જાત્યભિમાન અને દેશાભિમાન અતિ ઉન્નત ટેક હતો; અને એ ટેક પાળવામાં તેણે બળિયા દુસ્મન સાથે બાથ ભીડી રાજપાટ ખોયું, પરિવારને લઇ પહાડનાં કોતરોમાં ભૂખ્યો તરસ્યો ભટકયો વગેરે અનેક ત્રાસજનક દુઃખ સહ્યાં પણ પોતાનો ટેક છોડયો નહિ. ડાહ્યા અકબરશાહે આ તેનાં સાહસ ને ધૈર્યના વખાણ તેના જાતીલાગો આગળ કરી તેને જ ખરો મર્દ (ક્ષત્રી) કહ્યો. ખરૂં રાજબીજ તે પ્રતાપ કહેવાયો, જેમ વાઘની જાતમાં કેસરી કહેવાય છે તેમ ઇશ્વરે તેનો ટેક રાખ્યો, તેનું ગયલું રાજ પાછું મળવાનો જોગ હરિએ આણી મેળવ્યો ને અકબરે પોતાની આંચે વારંવાર તપાવી કરી જોયેલું કુન્દન ફરી તપાવી જોવાની વાત અંતે તેણે માંડી વાળી; એ પ્રતાપચરિતનો સાર છે.

પ્રતાપનાટકનો ઉદ્દેશથી આર્યાવર્ત્તવાસી તથા ઇતર દેશીઓને બહુ

બોધજનક છે. સહેજ સંકટથી ડરી જે પોતાનો નેક અને ટેક તજી દે છે તે બીકણ બિલાડીના વર્ગમાં ગણાય છે; બિલાડું જો કે માંસાહારી પ્રાણી પ્રભુએ સરજ્યું છે, તોપણ માણસ તેને રોટલાનો ટૂકડો ધરતાં રાજી થઇ પૂછડી પટપટાવતું તે ખાવા દોડે છે. ટેકી માનવ વાઘ અને સિંહના વર્ગમાં ગણાય છે, જેને માટે નિર્માણ થયેલા ભક્ષ વિના તે બીજા સામે દૃષ્ટિ પણ કરતો નથી. ટેકી પ્રતાપ પોતાના કુળાભિમાન અને દેશાભિમાનના ટેકને માટે નૃસિંહ જણાયો હતો. જેણે પોતાના નેક અને ટેકને માટે રાજ્યપાટ, સુખ ને સાહિબી હાથે કરી ખોયાં હતાં, પણ તેના ગુણ દુશ્મનના દરબારમાં ગવાયા હતા! માત્ર કુળાભિમાનને માટે સૂર્યવંશના બિરુદને ઝાંખ ન લાગે તેને માટે યુદ્ધમાં ખેલી, પરિવારને ઝાડને છાયે મેલી, અનેક આપત્તિઓને ઠેલી મોગલ મહારાજ્યના ઘનઘોર વાદળમાંથી પ્રતાપી પ્રતાપ પ્રકાશ્યો હતો, તો આપણે સાંસારિક કે બીજી સહજ નહિ સરખી અડચણોની વાદળીઓ દેખી આકળા થઇ ઉત્પાત શા માટે કરવો? પ્રતાપને મુકાબલે આપણી મુસ્કેલીઓ નહિ જેવીજ લેખાશે. એ મહાપુરુષના ચરિતમાંથી આપણે સાર એજ ગ્રહણ કરવો કે, દુઃખમાં સહનતા ધારણ કરી ધીરજથી કાળ નિર્ગમવો, અને ઉછળી ગૂઢા ભાગવા જેવું સાહસ ન કરતાં ગુણકારી શુભ પ્રયત્ન કર્યે જવો, કે જેમ બહુધા પ્રતાપે કર્યું હતું. પ્રતાપ ઉન્મત્ત નહોતો, પણ અનિવાર્ય સંકટ સહન કરવાવાળો હતો, કે જેનું આશ્ચર્યજનક ધૈર્ય જોઇ અકબર પ્રસન્ન થયો હતો, અને તેના પ્રત્યે પ્રેમ દાખી તેણે તે સાથનો વિગ્રહ માંડી વાળ્યો હતો. ભામાશાની રાજનિષ્ઠા અને પ્રતાપ રાણાનું ધૈર્ય તથા પ્રજાજન પ્રત્યેનો પ્રેમ, રાજાપ્રજાનો સદ્ભાવ દર્શાવે છે. આપણે આવાં ઉત્તમ પાત્રોનું ઉદાહરણ સ્મરણમાં રાખી આપણું જીવનકાર્ય કર્યે જવું એજ આ પ્રતાપનાટકનો ઉદ્દેશ છે.

નાટકમાંની ભાષા પાત્રજનોને છાજતી મૂકવાનો યત્ન કર્યો છે, પણ તેમાં મેવાડનાં આર્ય (હિંદુ) પાત્રોમાં ગુજરાતના તે જ વર્ગનાં પાત્રોની ભાષા મારી માહિતી પ્રમાણે મૂકી છે. એનું કારણ મેવાડી ભાષા ગુજરાતીમાં ઘણુંકરી છેક અજાણી છે, તેમજ હું તે ભાષામાં પ્રવીણ નથી તે છે. જો કે ગુજરાતી ને મેવાડી નિકટનો સંબંધ ધરાવનારી ભાષાઓ છે, એમ મને મેવાડના સ્વલ્પ પ્રવાસથી જણાયું

માર્યું મારવું એ ઉભયને નિરુપયોગી છે એમ જાણી જે માર્ગ સુલભ ને ઉપયોગી જણાયો તે પંથે પળ્યો છું. અકબરશાહ સાથનાં મોગલ પાત્રોની ભાષા મારા જાણ્યા મેળે આપણા ભરતખંડમાં સર્વ સ્થળે થોડી ઘણી સમજાતી મુસલમાની યાને હિન્દી મૂકી છે, જો કે તે ભાષાનો હું ખાં નથી. હિંદુસ્તાની ભાષાનું એક પણ પુસ્તક આ ગ્રંથ રચવાની પૂર્વે મારા વાંચવામાં આવ્યું નહોતું, તેમજ ઉર્દૂની નાની સરખી કિતાબ પણ મારા શ્રવણમાં આવી નહોતી, તોપણ તે ભાષાના સ્વલ્પ શ્રવણ જ્ઞાનથી હું ઇંગ્રેજી બોલવાની હોંશ રાખનાર શીખાઉની પેઠે "લાલિયા પરાપર" ચલાવ્યો ગયો છું, છતાં તેમાં હું છેક નિરાશ થાઉં એમ બન્યું નથી, મારા આ નવીન માર્ગમાં હું સાવચેતી રાખી છેક હાંસી ન થાય એમ સીધો ચાલ્યો ગયો છું. પરિચય વિનાના પંથમાં પગ આધાપાછા પડયા હશે, પણ તેથી મારે નાટકમાં જે પાત્રોનું રૂપ દર્શાવવું હતું તે ધારણામાં છેક હું નિષ્ફળ થયો નથીઃ એટલે મેં મુસલમાન પાત્રોને માટે યોજેલી ભાષા પાત્રના ચિત્રરૂપે કંઈક જણાઇ છે, ને તેથી એ ભાષાના પ્રવીણ પુરુષોની આંખો સ્નેહથી મારા તરફ તણાઇ છે; જેમણે યત્કિંચિત્ પ્રત્યયાદિકનાં ફેરફાર કરાવી પોતાનાં સ્નેહ દર્શાવ્યો છે.

પ્રતાપચરિત નાટક પૂર્ણ કરી હવે તે પ્રથમ કોના આગળ પ્રસિદ્ધ કરવું, કોને ભેટ ધરવું એવો પ્રશ્ન મનમાં ઉઠયો, તો નજર પ્રતાપના પુનિત કુળ તરફ–ઉદયપુરના વર્તમાનકાળના મહારાણા શ્રીસજ્જનસિંહજી સંમુખ ફરી. પણ રે! તેમનું દર્શન મારા જેવાને સ્વપ્ને પણ દુર્લભ હતું, તો તેમની ભેટ કરી હું તેમને મારી તરફની ઉમદા ભેટ શી રીતે અર્પણ કરી શકું? મારો સ્વદેશાભિમાનનો ખરો ચિતાર હું તેમને શી રીતે દર્શાવી શકું? સીસોદિયા કુળનો હૃદયમાં થયેલો પ્રકાશ હું તેમની દૃષ્ટિએ શી રીતે લાવી શકું? આવા તર્ક મારા મનમાં ઊઠયા. ઉમંગી અંતઃકરણે પત્રદ્વારે પાંપળાં ઘણાં માર્યાં, પણ પાંગળો પુરુષ લાકડીના ટેકાથી ગિરનાર ચઢયો કોઇએ જોયો છે શું? ગરીબની મિસલ ગજાવર આગળ ત્રિવિધ તાપ સહ્યા વિના લાગેલી એવા દાખલા જોયા છે શું? મોટાની મુલાકાત મોટાઇના ભભકામાં જેટલી માનદ છે, તેટલી જેવાં તેવાં વસ્ત્રે વેષ્ટિત વિદ્વત્તામાં છે એમ કોઇ કહી શકે છે શું? આ વિશ્વનું બંધારણ આવું

જ છે, તો મારે વિના સાહાય્યે હાથ ન પહોંચે એવા વૃક્ષનાં ફળ લેવા એડીઓ ઊંચી કરી હાથ શા માટે લાંબા કરવા જોઇએ ? એમ ધારી આતુરતાને અટકાવવી પડી. પણ હરિ કોઇનું અકર્યું રાખતો નથી. "ધીરજનાં ફળ મીઠાં" આ કહેવત ખોટી નથી, પ્રભુ સત્પુરીનું ભાડું વગર માગે આપે છે, તેમ આ નાટક મુંબઇમાં શેઠ લક્ષ્મીદાસ ખીમજીને અનાયાસે શ્રવણ કરાવતાં તેમને જ મારો હેતુ સફળ કરાવવા ઇશ્વરે પ્રેરણા કરી; ને તેથી તેમણે જ પોતાને આગ્રહે મને ઉદયપુરના દરબારમાં મહારાણા શ્રીસજ્જનસિંહજી આગળ આ નાટક પ્રસિદ્ધ કરવાને પ્રેર્યો. "વાડ વિના વેલો વધે નહિ" એ કહેવત ખોટી નથી. મોટી જગોનું પિછાન પામી હું મારો હેતુ પૂરે બે વર્ષે સફળ કરી શક્યો છું, ને તે સાથ નાટકના નકશામાં રંગાયલી ભૂમિ જાતે જોવાની અભિલાષા પાર પાડી શક્યો છું. એથી મને મોટો આનંદ થાય છે ! ઘરના ઓરડામાં રહી સ્વલ્પ માહિતીથી જે જગોનું ચિત્ર સ્વપ્ન પેઠે અંતઃકરણમાં આવેલું, તે ભૂમિ જાતે જોઇ સ્વપ્નનો જાગૃતિસાથ મુકાબલો કરતાં કેટલો હર્ષ થવો જોઇએ, એ માત્ર અનુભવીઓની અટકળ ઉપર રાખું છું.

પ્રથમ અજમેર જોવામાં આવ્યું, જે પૂર્વે ચહુવાણ ક્ષત્રિયોનું પાટનગર હતું. જેમાં ઇતિહાસનાં પાનાં પ્રકાશિત કરનાર પૃથરાજ થયો; જે લઘુ વયમાં હસ્તિનાપુર (દિલ્હી) નું પાટ પામી અભિમન્યુ જેવું પરાક્રમ દાખી ચંદની કવિતામાં સદાકાળ ચળકતો થઇ ચાલ્યો ગયો! પ્રતાપી પૃથુરાજ પછી ચહુવાણની રાજધાની દિલ્હીના બાદશાહોનું એક લશ્કરી મથક થઇ પડી. પછી તે હિંદવાણી તરકડી થઇ ગઇ હોય એ રૂપે જણાવા લાગી, અને અદ્યાપિ પણ એ જ રૂપે નજરે આવે છે. અજમેર આંખના ગોખમાં પ્રકાશતા ડોળા જેવું; કામિનીની કામણગારી ટીપકી જેવું, મોટા કરાસામાં વહેતા જળપ્રવાહ જેવું ધામધુમિયું જણાય છે. તે ત્રણ તરફ આવી રહેલા પહાડોની તળેટીમાં વસેલું છે, તેને વિલોકી જોતાં આપેલી ઉપમા બંધ બેસતી જણાયા વિના નહિ રહે. રે, મુસલમાનો આ રજપૂતસ્થાનની આંખ ઉપર જ લોભાયા હશે !

અજમેરમાં પ્રતાપના પ્રતિસ્પર્ધી અકબરે છાવણી કીધેલી, મેવાડને મેદાન કરી નાંખનાર મુગલદળ અહિંથીજ ઉપડેલાં વગેરે

ચિત્ર નાટકના પ્રવેશમાં ચીતરેલાં છે, માટે અજમેર જોવાયું, એ પણ સ્વપ્નની વાત નજરે જોયા જેવું આશ્ચર્યજનક થઇ પડયું. ચિતોડની જીતની નિશાનીઓ અજમેરમાં મુસલમાનોએ મૂકેલી કાળચક્રનો ઘ-ઘસાનો લાગે છતે, મેં તાજી જોઇ! **ખ્વાજીમોયનુદ્દીન ચિસ્તી**ની મોટી મસજિદના દરવાજા ઉપર મૂકેલી બે નોબતો, ને મસજિદના ચોકમાં એક ગુંબજમાં મૂકેલી પીતળની દીવી આ જીતની નિશાનીઓ છે. મુસલમાનો અજમેરને નાનું મક્કા માને છે, ને તે છે પણ તેવું જ.

અજમેરથી ઉદયપુર જતાં વીર પ્રતાપનાં પગલાં ફરેલાં વીરક્ષેત્ર જોવામાં આવ્યાં. પહાડોને મથાળે વીર ક્ષત્રીયોની દેરીઓ જોતાં મને એ ભૂમિ વીરપુરુષોની જનની જેવી જણાઇ! ઉદયપુર તરફ જેમ જેમ આગળ વધતો ગયો તેમ તેમ પહાડી પ્રદેશ જોવામાં આવ્યો. કાંકરોલી ગામ રાયસાગર સરોવરને કિનારે સૃષ્ટિ સૌન્દર્યના નમુના જેવું જણાયું; જે દ્વારકાનાથજીનું ધામ છે, ને વૈષ્ણવો તેને "ગો-લોક" ગણે છે; ત્યાંથી પાંચ કોશ ઉપર આવેલું નાથદ્વારા (સિયાડ-ગામ) શ્રીનાથજીનું ધામ, જેને વૈષ્ણવો "વૈકુંઠ" ની ઉપમા આપે છે તે મોટી ઉત્કંઠાથી જોયું, ને ત્યાં ચાર પાંચ દિવસ રહી વિસામો લીધો. પછી ઉદયપુર તરફ જતાં એક અલૌકિક સ્થળ જોવામાં આવ્યું, જે મેવાડના મહારાણા બાપા રાવળની ગાદીના ઇષ્ટનું ધામ ગણાય છે; જે ત્રિકોણાકાર પહાડોની વચ્ચે કૈલાસ સરખું શોભી રહ્યું હતું. આ સ્થાનક **એકલિંગજી** મહાદેવનું હતું, ને તે "કૈલાસપુરી" ને નામે ઓળખાય છે. કૈલાસપુરીની ઉપમા આ સ્થળને છાજતી જ છે; કારણ એ જગો કૈલાસપુરીની પેઠે સૃષ્ટિ સૌન્દર્યની અલગ રહેલી કુદરતી કિલ્લાથી રક્ષાએલી એક અલૌકિક ભૂમિ છે; જેમાં ઇંદ્રસાગર સરોવર કુદરતની આંખ અને એકલિંગજીનું દેવાલય તેનું નાક છે.

ઉદયપુર જવાના રસ્તામાં "ગોલોક," "વૈકુંઠ" અને "કૈલાસ" ની ઉપમા ધારણ કરેલી દેવતાઇ જગાઓ જોવામાં આવી, એ પણ મને એક સાનંદાશ્ચર્ય પામવાનું કારણ મળી આવ્યું. ઉદયપુર એકલિં-ગજીથી પાંચ કોશ દૂર છે. એકલિંગજીના કુદરતી પહાડી કિલ્લાથી ની-કળી ઉદયપુરનો રસ્તો લીધો, પહાડોની કટિ કોતરી સડક બાંધેલી છે, તે ઉપર રહી જતાં ઝાડબીડ, નદીનાળાં; નજર નીચે આવી જાય છે; અને તેથી પૃથ્વીના પટ ઉપર ઇશ્વરે પોતાની અનહદ ચતુરાઇનું વિ-શાળ વનલીલાનું ચિત્ર ચિતર્યું હોય એવું જણાય છે. જેમ જેમ ઉદય-

પુર તરફ વધતા જઇએ તેમ તેમ પહાડો આછા પડતા જાય છે. છુટા છવાયા પહાડોની વચ્ચેના મેદાનમાં ઉદયપુર વસેલું છે. તેની પડોશમાં થોડા ડુંગરા ઉદયસાગર અથવા પિછોલાસાગરની મોટી પાળરૂપે આવી રહેલા છે. મેં ઉદેપુરને માટે જેવી કલ્પના ધારી હતી—જેવો નકશો મનમાં ચીતર્યો હતો, તે જ ઘાટમાં ગોઠવાએલું તે જોઇ હું સાનંદાશ્ચર્ય પામ્યો. ઉદેપુરના રાજમહેલો ઊંચી કારીગરીના નમુના છે, પિછોલાસાગરની મધ્યે "જગમંદિર" ને "જગવિલાસ" નામે બાંધેલાં રાજમંદિર આર્યભૂમિના ભૂપતિઓનાં વિલાસસ્થળના નમુના છે! ટૂંકામાં ઉદયપુરના દૈવી અને માનુષી કારીગરનો દેખાવ આ ભારતભૂમિનો ભાવ વધારે એવો છે.

ઉદયપુરથી પાછા ફરતાં મેવાડનું પ્રાચીન પાટનગર ચિતોડ જોવાનો જોગ બન્યો, જે ક્ષત્રિયોનું માનવંતુ સ્થાન ગણાય છે. ઉદયપુરથી ૪૦ કોશ સપાટ પ્રદેશની હદે આવેલી એક કુદરતી ભીંત (ચિતોડનો ડુંગર) ઉપર ખંડિત દશામાં તે વેગળેથી દેખાય છે. ચિતોડ જોતાં જે વિચાર ઉદ્ભવ્યા તે અવર્ણનીય છે! ઇંદ્રપુરી ઉજડ થઇ ગઇ હોય, સજીવન પર્વત હકોડીલ થઇ શયના આકારમાં સૂતો હોય એ પ્રમાણેનું ચિતોડ જોતાં એદ્દ હર્ષને હરાવ્યો! ચિતોડના પહાડ નીચે મેવાડના સંપૂર્ણ ઉન્નતિ સમયે—તે રાજધાની રૂપે વિરાજતું હતું ત્યારે છ લાખની તથા ઉપર ત્રણ લાખ માણસની વસતી હતી, એમ ત્યાં સાંભળવામાં આવ્યું. જો કે આ વસ્તીની સંખ્યા હાલ આખા મેવાડ સામે જોતાં જાસ્તી છે, તોપણ એમ કલ્પી શકાય છે કે, તે લાખો માણસની વસતીવાળું નગર હશે. હાલ આખા મેવાડમાં પંદર લાખ માણસની વસતી છે.

ચિતોડગઢ ઉપર રાજકીય વર્ગ મોટા મહેલોમાં વસતો હતો, ત્યાં હાલ જેવાં તેવાં ચીંથરે હાલ માણસો ઝુંપડાં બાંધી રહેલાં છે; જેમની વસતી બસેં ત્રણસેં માણસની હશે. તળેટીનું શહેર ગુજરાતના ઊજળા કસ્બા જેવું વેપાર રોજગારમાં ધામધુમિયું જણાય છે. આ ધામધુમિયા નાનકડા નગરની પૂર્વમાં ચિતોડનો ગઢ છે. તે ઉપર જવાનો માર્ગ મોકળો—ગાડી, ઘોડા, હાથી, ઊંટ વગેરે જઇ શકે એવો સપાકૃતિએ ખણેલો છે. તેના ચાર મજલા છે. દરેક મજલે જવાના ખાંચા આવતાં મજબૂત દરવાજા છે; ને દરેક દરવાજે પહેરેગીરો આ ઉજડ પડેલી ઇંદ્રપુરીની રક્ષા કરે છે. ઠેઠ ઉપર જઈ જોતાં

આનંદને બદલે ઉદાસી પેદા થયા વિના રહેતી નથી. રે ! વીર ભૂમિની, ધીર હવે એવી અવસ્થા જોઇ કોને ખેદ નહિ ઉપજે ! આ ગઢ જોતાં જ આંખ કહી આપે છે કે—વીર પુરુષોના પ્રાણને રહેવાના દેહરૂપ—રે ! ખોળિયારૂપ આ સ્થાન છે. જે ઉપર નાનાં મોટાં મળી ૮૪ જળાશયો, મહેલોનાં ખંડેર, મિનારા વગેરે છે. ગોમુખકુંડ જેમાં પાળ ઉપર મહાદેવના દેવળમાં શિવ ઉપર પોતાનું પાણી રેડતા ઝરાનું જળ ભેગું થાય છે તે, તથા બીજા થોડા કુંડ ને તળાવ, તથા કુંભારાણાનો અતિ ભવ્ય જયસ્તંભ, મિરાંબાઇનું બંધાવેલું કૃષ્ણમંદિર, કાળિકાતુળજાનાં મંદિર, સાંગારાણાનો સમરાવવા માંડેલો જૂનો મહેલ તથા હાલના ઉદયપુરના મહારાણા શ્રીસજ્જનસિંહજીએ પદ્મિનીકુંડ ઉપર હવા ખાવાને બંધાવેલા ઝરૂખા વગેરે જગાએ સ્વલ્પ સમયમાં—એ અઢી કલાકના અંતરમાં જોયાં,

ચિતોડ સ્ટેશને હું માગશર વદિ ૭ ને બુધવારને પરોઢિયે પહોંચ્યો ત્યારે કુંભારાણાનો કીર્તિસ્તંભ ચિતોડગઢની આડી ભીંત ઉપર જાણે કોઇ આકાશી દેવ-કોઇ અતિ દિવ્ય દેવતા-પ્રાચીન કાળનો કોઇ જયવીર ઊભો હોય તેવો દેખાતો હતો. અને રાત્રિમાં ત્રણ ચાર કોશને અંતરેથી તે જ ઘાટમાં દેખાતાં એ જગો વિષે મને વિચિત્ર વિચાર ઉપજાવતો હતો ! રે, એ જયસ્તંભ એ જગ્યોના મનમાં વધારો કરતો હતો, ગઢની ગંભીરના દર્શાવતો હતો, અને ચિતોડનો કંઇક તોડ જણાતોતો હતો. જે મિનારા વિષે હું મનમાં મિનારા ઘણી વિસ્મયતાની આંખે જોતો હતો, તે જ મિનારા ઉપર હું એ જ દિવસની સાંજરે ઠેઠ ઉપર સુધી ચઢ્યો, ને તેમાંનું શિલ્પી કામ જોઇ સાનંદાશ્ચર્ય પામ્યો. મિનારાની બાંધણી મજબુત છે, ને તેમાંનું કોતરકામ ઘણું જોવા જેવું છે. ચિતોડના ડુંગર ઉપર આ કીર્તિ-જયસ્તંભ સર્વથી ઊંચો છે. તેમાં દેવ, ગંધર્વાદિની મૂર્તિઓ આરસની કોતરેલી છે. જેનાં નાક, કાન, કાંડાં ને સ્ત્રીઓનાં સ્તન અટકચાળા મુસલમાનોએ છેદી નાંખ્યાં છે ! આ જયસ્તંભ કુંભારાણાએ ગુજરાત અને માળવાના સુલતાનોને જીતેલા તેની યાદગીરીનો છે, તેના આરંભ સંવત્ ૧૫૦૨ ના જ્યેષ્ઠ સુદિ ૧૩ ને શનિવારે કરી સંવત્ ૧૫૦૫ ના માઘ શુકલા ૧૦ મે પૂર્ણ કર્યો છે, એમ પ્રારંભની ને પૂર્ણ કર્યાની પ્રશસ્તિઓ જોતાં જણાય છે.

ચિતોડનું વિશેષ વર્ણન કરવાને અત્ર પૂરતી જગો નથી, છતાં જે લખાયું છે તે જ મને આ ઉપોદ્દ્ઘાત સામે જોતાં લાંબું લાગે છે, તોપણ મેવાડની પુરાતન માનવંતી રાજધાનીને માટે આટલું તો ઓળખાણ વાંચનારને મારે કરાવવુંજ જોઇએ, કે જેને મેળવવા માટે વીર પ્રતાપે આકરાં પણ લીધાં હતાં.

મેદપાટ ( મેવાડ ) ના પ્રવાસમાં રાજધાનીનું એક નગર જોવાની ન્યૂનતા રહી ગઇ છે; જે અરવલ્લીના ગીચ પહાડોમાં અટપટી જગોમાં એક ડુંગરી ગઢરૂપે આવી રહેલું છે. વાંચનાર આ નાટકના અંક ૩ જાના પ્રવેશ ૪ થામાંનો કાવ્યછંદ વાંચશે તો એ રાજધાનીનું નામ ને રૂપ તેમની જાણમાં આવશે, કે તે પ્રતાપરાણાએ મોગલોનાથી નિર્ભય રહેવાની પસંદ કરેલી રાજધાની કોમલમેર હતું. કોમલમેરનું કવિતામાં કીધેલું કાલ્પનિક વર્ણન સરખાવી જોવાને તે સ્પષ્ટ ન થયું–તેને નજરે જોવાનો યોગ ન આવ્યો એટલી અતૃપ્તિ રહી, પણ અમદાવાદ આવ્યા પછી ટૉડરાજસ્થાનના ગ્રંથમાંથી તેનું ચિત્ર આબેહૂબ મેં જોયું તેથી મને સંતોષ થયો છે, ને એથી હું કહી શકું છું કે–કોમલમેર વિષે ઉપજેલી મારી કલ્પનાને છાજતું જ તે સ્થાન છે.

મેવાડનું વર્ણન કરવાને અત્ર જોઇતી જગો ને સમય નથી; ઉપલક વર્ણને હદથી જાદે જગો રોકી છે; માટે આખા દેશના વૃત્તાંતમાં બે બોલ બોલી એ વિષય સમાપ્ત કરૂં છું.

જેવો મારવાડ પાણીના દુષ્કાળનો, રેતીના રણનો, ઝાડપાન વગરનો સપાટ પ્રદેશ છે, તેથી ઉલટો આ મેદપાટ અથવા મેવાડ ઝાડપાન ને જળાશયોનો ભરેલો રળિયામણો પ્રાંત છે, જેમાંનો કેટલીક જગોનો કુદરતી દેખાવ આંખને આનંદ આપે છે. આ પ્રાંતનો કેટલોક ભાગ પહાડી ને કેટલોક ભાગ સપાટ છે. ભાષા ગુજરાતી સાથ નિકટ સંબંધ ધરાવતી અને ગીત તથા ગાયન કાનને મધુરતા તથા મનને તૃપ્તિ ઉપજાવે એવાં છે, ઇત્યાદિ

નાડયાદ—સંવત્ ૧૯૩૯ }<br>
જ્યેષ્ઠ સુદિ ૪ ગુરુવાર. }

ગ૦ રા૦ ભટ્ટ.

# પાંચમી આવૃત્તિની પ્રસ્તાવના.

---

આ નાટકને રાજાપ્રજા તરફથી સારૂં ઉત્તેજન મળ્યું છે અને મળે છે; બ્રિટિશ તથા ગાયકવાડી કેળવણી ખાતાએ પરિતોષિક અને પુસ્તકશાળાઓ માટે તેની પસંદગી કીધી છે; પ્રથમ પ્રસિદ્ધ થયું તેવામાં થોડા વખત પછી રાજકોટ "રાજકુમાર કૉલેજ" માં ઇનામ આદિના સમારંભમાં શિક્ષકોએ આ નાટકની તાલિમ આપી તૈયાર કીધેલા રાજકુમાર અને નવાબજાદા આદિએ આ નાટકમાંના અમુક અમુક ભાગ સારી રીતે ભજવી બતાવી તે સમયના પોલિટિકલ એજંટ તથા અન્ય ઉચ્ચવર્ગીય પ્રેક્ષકોને આનંદ આપેલો એમ તે સમયનાં અંગ્રેજી અને ગુજરાતી વર્તમાનપત્રોથી જાણ્યું હતું, અને એ પછી કોઇ કોઇ સ્થળે–સ્કૂલ કે શાળાઓમાં તેમ થતું જોયું સાંભળ્યું હતું. નવી વાંચનમાળામાં એ નાટકમાંના પૃથક્ પૃથક્ પ્રવેશને સ્થાન આપવામાં આવ્યું છે, તેમજ સ્કૂલોમાં ચલાવવાના ઉદ્દેશથી "સાહિત્યરત્ન" અને "સાહિત્યવિલાસ" નાં પુસ્તક પ્રસિદ્ધ થયાં છે તેમાં પણ આ નાટકમાંથી કર્તાની પરવાનગી લેઇ તેમાંનો અમુક અમુક ભાગ તેના પ્રકાશકોએ દાખલ કીધો છે. હમણાં બે એક વર્ષથી તે સ્કૂલોના નેતાઓનો જણાઇ એ નાટકને સ્કૂલશિક્ષણમાં ગુજરાતી શીખવવામાં સ્થાન આપવામાં આવ્યું છે; આજથી ત્રીજી સાલ ઉપર વડોદરા "સયાજી હાઇસ્કૂલ" ના વિદ્વાન પ્રિન્સિપાલ સાક્ષર શ્રી હીરાલાલ વ્રજભુખણદાસ શ્રૉફે પસંદ કરી તેને પોતાની સ્કૂલમાં પ્રવર્ત્તાવ્યું હતું, અને ગત સાલથી અમદાવાદ "પ્રોપ્રાયટરિ હાઇસ્કૂલ" ના ઉત્સાહી પ્રોપ્રાયટરોએ તથા "જૈન હાઇસ્કૂલ" ના હેડ માસ્તરે એ નાટકને પોતાની સ્કૂલમાં ચલાવવા માંડ્યું છે. આશા છે કે, બીજેથી પણ આ વાતનું અનુકરણ થશે.

અભ્યાસીઓને વિશેષ સુગમ પડે માટે ફૂટનોટમાં કઠિન શબ્દાર્થ આપ્યા હતા તેમાં આ આવૃત્તિમાં વધારો કર્યો છે, તથા છેલ્લે ટિપ્પણી મૂકી સમજાવવા જેવા શબ્દો અને ગદ્યપદ્યમાંનાં વાક્યોનું વિવરણ કરી સ્પષ્ટીકરણ કર્યું છે; એથી વિદ્યાર્થીઓને આ
[illegible]

અને વધારે માહિતી મળશે. સુશિક્ષિત શિક્ષકો ટિપ્પણી જોઇ સારમાં જણાવેલું વિસ્તારપૂર્વક સમજાવશે, તેમજ નાટકમાં કહેવામાં આવેલા પૂર્વાપરના જાણવા જેવા સરદાર સૂબા આદિની હકીકત ઇતિહાસને આધારે વિસ્તારી જણાવશે, તો તેથી છોકરાઓને વિશેષ જાણવાનો લાભ મળશે.

અમદાવાદ—સંવત્ ૧૯૬૮
દ્વિ. આષાઢ સુદિ ૧૨ ગુરુવાર.
તા. ૨૫–૭–૧૯૧૨.

ગ૦ રા૦ ભટ્ટ.

---

## છઠ્ઠી આવૃત્તિની પ્રસ્તાવના.

આ વખતે પાંચમી આવૃત્તિની પ્રસ્તાવનામાંનો પહેલો અને છેલ્લો પરિચ્છેદ કમી કર્યો છે; કારણ કે, તે સમયે જણાવવા જેવા તે હતા. વિશેષમાં આ વખતે જણાવવાનું કે ગત વર્ષમાં "રણછોડલાલ છોટાલાલ હાઇસ્કૂલ" માં ગુજરાતી શિક્ષણમાં આ નાટકને સ્થાન મળ્યું છે.

કાગળો આદિના ભાવ લડાઇને લીધે બમણા ઉપર જવા છતા કીંમત હતી તે જ કાયમ રાખી છે. માત્ર પૂઠાં પરના સોનેરી અક્ષરોને સ્થાને રૂપેરી રાખ્યા છે; કેમકે તેના ભાવ પણ ઘણા તેજ છે.

આ આવૃત્તિ મારા તરફથી પ્રસિદ્ધ થતી છેવટની છે; કારણ કે હું ૭૦ વર્ષના વયની પાસે પહોંચ્યો છું; શરીર જર્જરીભૂત થતું ચાલ્યું છે અને રોગાદિના પ્રહાર દેહરૂપી દુર્ગ ઉપર થયે જાય છે. પ્રતાપ નાટકની કૃતિ પ્રસિદ્ધમાં આવે એક જમાના ઉપર કાળ વીત્યો છે; છતાં કેળવાયલા પુરુષોમાં તે ઉપરનો ભાવ ઝાંખો પડયો નથી, પણ કેળવણી આપનારા વિદ્વાન વિદ્યાગુરુઓથી તેને શિક્ષણમાં સ્થાન અપાતું જાય છે, એ મારા પરમ સંતોષનું કારણ છે, મારી પ્રસિદ્ધિનું કારણ પણ એ મારી પહેલી વીશી પછીની કૃતિ છે, किं बहुना?

અમદાવાદ—સંવત ૧૯૭૩
ફાલ્ગુન સુદિ ૮ ગુરુવાર.
તા. ૧–૩–૧૭

ગ૦ રા૦ ભટ્ટ.

# સાતમી આવૃત્તિની પ્રસ્તાવના.

કવિના ધારવા પ્રમાણે છઠ્ઠી આવૃત્તિની પ્રસિદ્ધિ તે તેમના તરફની છેવટની જ નીવડી છે, કેમકે ત્યાર પછી સંવત્ ૧૯૭૬ ના જેઠ વદ ૧૪ એટલે તા. ૧૫-૬-૨૦ ના રોજ તેમનો પાર્થિવ દેહ વિલય પામ્યો છે. તેમ છતાં છઠ્ઠી આવૃત્તિની બધી નકલો ખપી જવાથી આ સાતમી આવૃત્તિ છપાવવાનો પ્રસંગ આવ્યો છે. અમે તેમાં કાંઇ સુધારો વધારો કરવો જરૂરનો ધાર્યો નથી. માત્ર તેમનું જન્મ વૃત્તાંત ટૂંકામાં નીચે આપીએ છીએઃ—

એમનો જન્મ સંવત્ ૧૯૦૪ ના વૈશાખ વદી છઠ બુધવારે અમદાવાદથી ૭ ગાઉ ઉપર ઝાંણુ ગામમાં એમના મોસાળમાં થયો હતો. એમની માતાનું નામ માહાકોર અને પિતાનું નામ રાજારામ હતું. એમનાં માતુશ્રી એમને ત્રણ વર્ષના મૂકી દેવલોક પામ્યાં હતાં. એમના પિતા ભરૂચ જિલ્લાના આમોદ ગામમાં રહેતા હતા. તેમને બીજી વારના લગ્નથી આ એકજ સંતતિ હોવાથી કાળજીપૂર્વક તેમની સંભાળ રાખતા.

પ્રથમ ગામઠી નિશાળે અભ્યાસ શરૂ કર્યો. ત્યાર પછી સરકારી નિશાળે બેઠા. છેવટે સુરતની ટ્રેનિંગ સ્કૂલમાં કેળવણી લીધી અને મહેતાજીની નોકરી મળી. કવિતા રચવાનો નાનપણથી શોખ હોવાથી તે તરફ પ્રવૃત્તિ ચાલુ રહી હતી. નિશાળ ખાતામાંથી રજા લઇ લઘુ-ભારત વગેરે ગ્રંથો રચવામાં કેટલોક સમય ગાળ્યો. તેમના લખેલા ગ્રંથોમાંથી નીચેના છપાઇ પ્રસિદ્ધ થયેલા છેઃ—

૧. લીલાવતી કથા. ૨. ભરૂચ જીલ્લાનો કેળવણી ખાતાનો ઇતિહાસ. ૩. પ્રતાપનાટક. ૪. મનોવિકાર. તથા આશા નિરાશા વિષે નિબંધ. ૫. લઘુ ભારત ૫ ભાગમાં. ૬. સરસ્વતી ગુણવંતની કથા ૭. પાર્વતી કુંવર ચરિત્ર.

એમનું લગ્ન બાળપણમાં એટલે નવ વર્ષની ઉમ્મરે થયું હતું તેમની સંતતિમાં હાલમાં બે પુત્રો હયાત છે. તેમાંના એક ગોવિંદરામ ગ્રેજ્યુએટ (બી. એ.) છે. અને અમદાવાદની પ્રોપ્રાયટરી હાઇસ્કૂલમાં માસ્તર છે.

કવિના સ્વભાવ વિષે રા. રા. ચંદ્રશંકર સમાલોચકમાં સંક્ષેપમાં લખે છે તેનો સાર એ છે કેઃ—

એમનાં સ્વભાવમાં કોમળતા તેમજ કડકપણું બંને હતાં તે ક્રોધી તેમજ આનંદી પણ હતા. એમનામાં સ્વતંત્રતા તેમજ સત્યવાદિતા હતી. સખ્તાઇ તેમજ સ્નેહમયતા હતી. ઝીણવટ અને ચોકસાઇ હતી. સાદાઇ અને રસિકતા હતી. વિદ્યા માટે સાચો અને ઊંડો પ્રેમ હતો તથા એક નિષ્ઠા યુક્ત સાહિત્ય સેવાની વૃત્તિ હતી. એમનામાં મનો-રંજક અને હૃદયસ્પર્શી શિક્ષણ કળા હતી. તેથી તે સારા શિક્ષક બન્યા હતા, તેમ પોતે સ્વાશ્રયી હતા.

રાયપુર પખાલીની પોળ,
અમદાવાદ. તા. ૧૮-૩-૨૧. } દુર્ગાશંકર જયેષ્ઠારામ ભટ્ટ.

# प्रतापनाटक.

## अंक १ लो.

पात्र.

સૂત્રધાર............નાટકનો ભજવનાર મુખ્ય નાયક.
વિદૂષક.............તેનો સહાયક-રાણાનો રંગલો.
પ્રતાપસિંહ.........ઉદેપુરમાં પટાભિષેક થયેલો મેવાડનો મહારાજા-રાણો.
કૃષ્ણસિંહ.........તેનો મુખ્ય મંત્રી-સામંત, સલુંબરનો રાવલ.
ભામાશા.........તેનો દિવાન.
માનસિંહ.........તેનો સામંત-દેલવાડાનો ઝાલોરાજા.
બારોટ.............તેનો રાજકવિ.
રામસિંહ.........રાણાનો આશ્રિત ગ્વાલિયરનો રાજા.
ખંડેરાવ.........તેનો પાટવી કુંવર.

બીજા ભાયાતો, સામંતો, નાગરિકો ઇત્યાદિ.

સ્થળ—મેવાડનું ઉદયપુર.

# प्रतापनाटक.

## अंक १ लो.

### नान्दी मंगलाचरण.

( स्रग्धरावृत्त. )

આકાશે આસપાસે ગિરિસમ ગરતા મેઘમાતંગ[1] લાગી,
અગ્નિના બાણ જેવી ચળકિત ચપળા ચાર દિશે ચલાવી–
સિંહોના નાદ જેવા કડડડ કરતા આભથી સાદ આણે,
એવા દેવાધિદેવા ! વીરરસ જનમાં આણજો આજ ટાણે.

---

### आमुख[2].

સૂત્રધાર—( પ્રવેશ કરી હરખું જોઈ. )

( शार्दूलविक्रीडित. )

વિશ્વાધાર ! વિચિત્ર નાટક રચ્યું, આ વિશ્વનું તેં હરે !
સ્રષ્ટા તું ખુદ સૂત્રધાર જગનો, ખેલો કરાવે ખરે !
છે જૂદા બહુ વેશ એશ જનના, તેં કલેશકારીએ કહ્યા,
મોટા પા'ડ કરાડ, ઝાડ, તળિયાં જોતાં મનુષ્યો મળ્યા. १
પક્ષી ને પશુ, જીવ, જંતુ જગમાં વ્યાપી રહી જે ફરે,
ભતીઓટ સમુદ્ર હોય ઋતુઓ નીમે રહીને ફરે;

---

१. વર્ષાદરૂપી હાથી. ( વરસાદનાં વાદળ ). २ નાટકનું મુખ–એવડે નાટકનો ભાવ સમજાય છે, જેમ પેટનો ભાવ મોંઢે સહજ બોલવાથી સમજાય છે તેમ; ને જે પ્રકરણમાં પગલું ભરવાનું હોય તેનો માર્ગ જડે છે. કેટલાક વિદ્વાનો એને પ્રસ્તાવના પણ કહે છે.

શે'રો સુંદર સુંદરી નિજપતિ-સેવા વિષે વર્ત્તતી,
કુથામો કુલટા કલેશ કરીને કૈં કંથને કર્દતી. ૨

આ તારી અવનાશીં! વિશ્વરચના જોતાં અતિ મ્હોટી,
વિસ્મે પામી ગઈ શું વર્ણવિ શકું! કર્તા કૃતિ તાહરી;
કીધા તેં કર્તાર પૃથ્વીપડમાં જે રાજ્યરંગો ઘણા,
રાજા રાક્ષસરૂપ, દેવસમ કો, જોતાં ન જેમાં મણા. ૩

કોના રાજ્ય વિષે વિશેષ વરસ્યા, વરસાદ લોહી તણા,
કોમાં કાંચનમેહ આવી વરસ્યા, વ્યાપાર વાધ્યે ઘણા;
વ્યોમે? સૂર્યશશી-મશાલ પ્રકટી, ધારી દીવા તારકા,
દર્શાવે ભવનાટ્યખેલ બનતા, ત્રિલોકના તારકા! ૪

પ્રખ્યાતો પરતાપ ટેકધર જે રાણો ઉદેપૂરનો,
રાણો તે કુળશુદ્ધ, યુદ્ધવિજયી, સરદાર જે શૂરનો;
આખો એ રજપૂત આપ અનમી હિંદૂ વિષે તેં ઘડ્યો,
જેને જેર અકબ્બરે નિજ થવા, આયાસ આખો કર્યો. ૫

ખોયું રાજ્ય ખરાબ ખૂબ બનિયો, ખોમાં વસ્યો ખાંતથી,
પત્ની ને પરિવાર પીડ સહતાં પેખ્યાં પુરી પાંતથી;
તોયે ના નમ્યું આપ્યું ટેક તજિને દિલ્હીતણા શાહને,
રાખ્યું કુળ વિશુદ્ધ જોઈ જીવમાં આ ખલ્કના[2] રાહને[3]. ૬

ત્રાતા! એ પણ રાજ્યરંગ મહિં છે, તારા કર્યા નાટકે,
ખેલો ખલ્ક વિષે કર્યાં અવનવા, હમ્મેશ કો ના ટકે;
આ વેળા હું અશક્ય ધારૂં ઉરમાં આશા જગન્નાયક!
રેકી તે પરતાપનાટક ભજા-વાની મતિદાયક! ૭

જે જે નાટકકાર સાર નિરમ્યા તેં હે વિભો! ભૂતળે,
તે આગે મતિ તુચ્છ મૂઢ છઉં હું, ધાર્યું ન મારૂં વળે;
ફૂંદું હંસનિ આગળે કરિતણી આગે જ કિલ્લું યથા,
મોટા નાટકકાર આગળ તથા છે જ્ઞાન મારૂં વૃથા. ૮

કીડીને સુખ માય કેમ કરીને લાડૂ સવા શેરનો?

૧ આકાશમાં. ૨ દુનિયાના. ૩ રસ્તાને.

ઊપાડી શું શકે જુઓ અળશિયું એ ભાર તે મેરનો!
તેવી રીતિ હરિ મતિ વિના, મેં આ મહાનાટકે,
હું ધારે અવિનાશી સાહ્ય કરવા, તો બુદ્ધિ મારી ટકે. ૯

( નાટક જોનારાઓના સામું જોઈ )

સુજ્ઞ જનો! આ સ્થળને વિષે જે વિષયનું નાટક ભજવી તમને આનંદ આપવો છે, તેનો આશય ઇશ્વિરપ્રાર્થનાના કાવ્યમાં હું ગાઈ ગયો; પરંતુ તમારા આગળ તે વિષે જરા વધારે સ્પષ્ટીકરણ[1] કરૂં છું.

[ એવામાં વિદૂષક મોરમુગટ ધારણ કર્યો છે, ફેંટે શેલું વીંટી જમૈયો ખોસ્યો છે, એવે વેષે પ્રવેશ કરે છે. ]

વિદૂષક૦—(ફાટી આંખે હાથ લાંબો કરી) ઓ ખેલાડી! કહી-કરણુ[2] પછી કરજે, પણ આ રાવણની સભામાં શી વિષ્ટિ[3] લાવ્યો છે, તે મને કહી નાંખ!

સૂત્ર૦—ઓ રાનના રાજા! જરા વિચારીને બોલ; અહિંયાં બાળકોને ખુમો પડાવવાનો ખેલ નથી થતો; જો, ગંભીર સભાજનો બેઠા છે તેમના સામે નજર કરી જો. બોલમાંથી તારો તોલ થશે.

વિદૂ૦—(સભાજનો સામું વિચિત્રપણે જોઈ) હા હા હા!!! (સૂત્રધાર સામું જોઈ) તું કોઈ જાનનો રાજા[4] જણાય છે! માનથી તારા કાન પૂરવાને જ બગધ્યાન ધરાવવા બધાને ચૂપાચૂપ બેસાડી દીધા જણાય છે. બોલથી તોલ થવાની બીક લાગતી હોય, તો ઢોલ વગડાવ!

સૂત્ર૦—રે, તું તો કોઈ ટેકનો તોરો જણાય છે! નાકપર માખ બેસે, તો નાક કાપી નાંખે એવો!

વિદૂ૦—હા હું એવો જ છું. (કેડમાંથી જમૈયો કાઢી સૂત્રધારનું નાક ઝાલતાં) લાવ આ તારા જ નાકપર બેઠી છે!

સૂત્ર૦—(તેને તરછોડી વેગળો કરી) રે! તું આવો નવાઇનો માણસ કોણ છું?

વિદૂ૦—ભલાનો ભાઈ, ને બૂરાનો જમાઈ છું!

સૂત્ર૦—ઠીક, ઠીક, તાતો ન થઈ જા; તારા જેવા ભાઈનું પણ કામ છે.

---

૧ ખુલ્લું કરી સમજાવવું. ૨ દુઃખનું વિવેચન, અહિં ટાયલાના અર્થમાં સમજવું. ૩ સલાહ, સંધિ, વગર ભાડાની ભાંજગડ. ૪ વરરાજા.

વિદૂ૦—ભાઈ કહીને રાઇ ચડાવી શું અહિં મારૂં રાઇતું કરવું ધાર્યું છે? તારૂં પસાઇતું પળતું હોય તો કહી નાંખ!

સૂત્ર૦—હવે કૃપા કરી જરા શાંત થાઓ. મને જરા કહો, તમે કોણ છો, ને આપને કયાં રહેવું?

વિદૂ૦—અમે સદા શાંત છીએ; પેટમાં મળવાળા ખળને અમારે વિષે ભ્રાંત પડે છે! અમે કોઇનું આપ્યું, તે તો બ્રાહ્મણનું શાપ્યું સમજીએ છીએ; ખાંડાબળે મેળવેલું અમારે ખપે; પછી અમારે રહેવું કયાં, તે તું આપે જ વિચારી જો. જયાં પગ મૂકો તે ધરતીના અમે ધણી! રે સિંહનું સ્થળ કયું? વનમાં મનમાં ફાવે ત્યાં ફરે, તેમ જનમાં જયાં જઇએ ત્યાં અમારૂં રાજ, ને અમારૂં તાજ.

સૂત્ર૦—અહો હો હો!! ઠાકોર! તમે તો ઉદેપુરના રાણા પ્રતાપસિંહ જેવા આંટાળા ને કાંટાળા જણાઓ છો! ખરે, તમારા જેવા રત્નપુરુષ અમને મંગળાચરણ કરતાંમાં જ મળ્યા એથી અમારો આરંભેલો ખેલ પૂર્ણ થશે. તમારા જેવાની અમને મોટી ખોટ હતી.

વિદૂ૦—ઉદેપુરના પ્રતાપનું, ને જોધપુરના બાપનું અમારે શું કામ છે?! તે મોટા તેમના ઘરના! તેમના આંટા ઉકલી ગયા, ને કાંટા કોહી ગયા! અમને રત્ન ગણી કોઇ ગાંડુના ઘરેણામાં મઢવા છે શું?! ના, ના! તેમ નહિ થાય. આ રત્ન કોટિ પ્રયત્ન કરે મોટા પૃથ્વીપતિના મુગટમાં મારવાનું નથી!

સૂત્ર૦—એમ મા બોલ ભાઇ! ઉદેપુરનો પ્રતાપી પ્રતાપ જેનું નાટક આ સભામાં વિરાજેલા વિદ્વાનો અને ધીરવીરો આગળ ભજવી બતાવવાનું છે, તે એવો તો ટેકી અને કુળભિમાની છે કે, તેના તાજમાં તારા જેવા ત્રણસો રત્ન સમાઇ જાય તે શોધ્યાં પણ ન જડે. સૂર્ય ઉગે દીવો હળદરના ગાંગડા જેવો જણાય છે તેવો તું પ્રતાપરાણા આગે નજરે આવે એમ છે. રે! શેરને માથે સવાશેર પ્રભુએ પેદા કર્યા છે, માટે તારૂં હુંપદ હૈયામાં જ રાખ.

વદૂ૦— ઓ પ્રતાપના જશજોડુ! તારા પ્રતાપના પ્રતાપના પોકારને તારા કાળજાની કોઠારીમાં બારી વાસી ભંડારી રાખ! હું ાખ પ્રતાપને મારી શાખ આગળ લાખ[1] જેવા લેખું છું.

[1] લાખ પીંપળાની કે બોરડીની.

સૂત્ર૦—ઓ અભિમાની! માનના મેરુ પર્વતને ઊંચે શિખરે મા ચઢ; પ્રતાપને જોતાં તમર ખાઈ તું નીચે પડીશ તો તારૂં એકે હાડકું શોધ્યું નહિ જડે, ને તારાં ખોળીયાં પીંછાં હવામાં ક્યાંય ઉડી જશે!

વિદૂ૦—એમ છે! વારૂ ચાલ જોઉં, તારો રાણો કેવો છે તે!

સૂત્ર૦—ઓ માની! તે કેવો છે તે હું તને બતાવું છું; પણ સાંભળ, તે આવો છેઃ—

સ્રગ્ધરાવૃત્ત.

સિંહો કેરી સભામાં ગરજન[1] કરતો કેસરી[2] એક હોયે,
શત્રુનો દર્પ[3] દેખી બની બહુ અધિકો ક્રોધથી રક્ત હોયે;
તેવો તીખો અતિશે, રવિકુળ-રવિ એ દેખતાં ટેકી રાણો,
દેખી વિદ્યુત દીવો દીવો-દીપ સમ તું થૈશ ત્યાં ઝંખવાણો. ૧૦

[ તેઓ જાય છે. ]

॥ इति आमुखम् ॥

---

૧ ગર્જન-ગર્જના. ૨ સિંહનો રાજા. એને કેસરી પણ કહે છે: કેસર જેવા રંગનો તેથી કેસરી અને કેશવાળીવાળો તેથી કેશરી. ૩ અભિમાન, ગર્વ.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—ઉદેપુરમાં પ્રતાપ રાણાનો દરબાર.

**પ્રતાપસિંહ તેના સામંતો વગેરે.**

**પ્રતાપસિંહ.**—મારા માનવંતા શૂરા સામંતો ! ઉદારાણાએ ચિતોડગઢ ગુમાવ્યા પછી આ મેવાડના રાજની ખરેખરી અવદશાનો આરંભ થયો છે. જોધપુર, જેપુર, વિકાનેર ને બુંદીના રાજાઓ અકબરના ખરીદેલા ગુલામો જેવા થઇ ગયા; અરે! એટલું જ નહિ, પણ સીસોદિયા રાણાનો વંશજ સગરો[1] પણ નગરો બની બાદશાહનો બન્યો!

**કૃષ્ણસિંહ.**—મહારાજ, સત્ય કહો છો; આ રાજ્ય માણસે ભાગ્યું એટલું જ નહિ, પણ પૈસે ટકે સર્વ વાતે પાંગળું થયું છે.

**ભામાશા.**—સાચી વાત છે; આજ પાંચ વરસ થયાં રાજની ઉપજમાં રાતો પૈસો જમા થયો નથી; મોગલોની અને રજપૂતોની મારામારીમાં મેવાડ મેદાન થઇ ગયું છે.

**પ્રતાપ૦**—સાંગારાણાની[2] અને મારી વચ્ચે ઉદારાણાની આડ આવી ન હોત, તો મેવાડની પરવાડમાં પણ કોઇ તુર્ક ભાગ્યે જ જોવામાં આવત; પણ ભગવતને ભંજાડવું હશે, માટે જ તેણે મેવાડનું માન મુસલમાનથી ખંડિત થવા આ રાજ્યના શેતરંજ ઉપર પોતાનું ઘર સાચવી ન જાણે એવા રાજાને ઓઠવ્યા. બાજી ન બગડે માટે શૂરા સહીદાસે[3] પરાક્રમ કરવામાં પાછી પાની કાઢી નહિ, જેમલ અને ફતેસિંહે સિંહ જેવાં પરાક્રમ કર્યાં, પણ રાજાની નબળાઇને લીધે બાજી ફરી ગઇ તે પાછી ઠામ આવી નહિ! ચિતોડ જાતે સીસોદિયા શીશવિહોણા થયા! અરે! મેવાડના રાજાનું મસ્તક ચિતોડ ચારે દિશામાં ચહાવું હતું તે સૌ કોઇ જાણે છે.

**રામસિંહ.**—કયમ ન જાણે મહારાજ! બાપા રાવળના વંશજોએ ચિતોડનો મહિમા સ્વર્ગ સુધી ચળકાવ્યો હતો એ વાત ઇંદ્રને

૧. પ્રતાપનો ભાઈ સગરજી. એને અકબરે કંદહારનો સૂબો કર્યો હતો. ૨ સંગ, બાબરનો પ્રતિસ્પર્ધી. ૩ સલુંબરનો રાવત.

પણ અજાણી નથી ! કથળેલી બાજી કોઇ દી દાવ વાળવાના ધાટમાં ગોઠવાશે એમ જાણી આપનો મેમાન ઉગર્યો છે, તે માત્ર સારા સમાની વાટ જોવાને જ.

પ્રતાપ૦—સમો ફરી ગયો ! એવા સમામાં રાજ્યને પારે મેં પગલું ધર્યું છે કે, જે સમો આગળ જોવામાં પણ આવ્યો નહિ હોય ! નહિ રાજધાનીનું ઠેકાણું, કે નહિ રાજ્યને સાજું કરવાનું સાધન. સગાભાઇ શત્રુ, નિમકહલાલ રજપૂતો નિરુપાય, ને સબળા તે તો મોગલના સાળા, એ સાળા મારા અંતઃકરણમાં બહુ ધીકે છે ! અને તેથી મનને એમ થાય છે કે—આવું કેવળ કથળેલું રાજ મેં કબુલ્યું ન હોત, તો ભ્રષ્ટ થયલા ક્ષત્રિયોથી વેગળો રહી પ્રભુનું ભજન કરી આ સંસાર તરી જાત. પણ આ તો સાપે છછુંદર સાહ્યાવાળી વાત નીપની છેઃ એટલે પહેરેલી વરમાળ કાઢી નાંખવામાં કાળોટીલી છે, ને રાખવામાં પણ આડી ખીલી છે.

કૃષ્ણ૦—મહારાજ, એમ કંટાળો માં ! રાજ્ય ચલાવવું એ મોજશોખમાં મહાલવું, હાથીના હોદ્દામાં હાલવું, ને વાંકી મરોડમાં ચાલવું એમ નથી; તે તો ખરી તપશ્ચર્યા છે ! ગોખરૂની શય્યામાં સુવું ને રાજ્ય ચલાવવું બરાબર છે. જેનામાં રાજગુણ હોય તે જ રાજ્ય ચલાવી શકે, જો રાજ્ય ચલાવવું એ શાહુકારની પેઢી ચલાવવા જેવો ધંધો હોય, તો સૌ કોઇ ચલાવે ને લાખોને માથે એક ધણી મુકરર થાય છે; તેમ થાય નહિ. જેનામાં શૌર્ય, ધૈર્ય ને વિજયીપણું હોય તે જ રાજા થાય છે. જે વાઘબકરીને એક આરે પાણી પાય, સબળથી નિર્બળનું રક્ષણ કરી પોતાના દંડનો ત્રાસ ઉન્મત્ત અઠંગ હરામખોરોના ઉરમાં ઉપજાવી દેશના દુશ્મનની સામો જાય તે જ રાજા થાય છે. સિંહ પોતાના બળવડે સઘળાં વનપશુઓને વશ વર્તાવી વનપતિ કહેવાય છે, જેની ગર્જના આગળ મદગળ [1]માતંગના તંગ ઢીલા થઇ જાય છે; ગરૂડ પોતાની શક્તિથી સર્વ પક્ષીઓમાં શ્રેષ્ટતા ભોગવે છે; તેમ મનુષ્યમાં પણ જે શૂરપૂર ને સમશેરના જોરવાળો હોય તે સર્વને જેર કરી રાજનું છત્ર ધારણ કરી શકે છે. આ મેવાડને પારે જેનો જોડો જમીનમાં ન જડે એવા શૂરા નર નીપજ્યા, તેમણે જ આ રાજ્યનો રંગ

૧ હાથી-મોટા જબરા મદ ઝરતા હાથી.

દુશ્મનોની છાતીમાં ઝળકાવ્યો છે! આપ પણ તેમનાજ વંશ જ છો. સિંહનાં સંતાનને શિકાર કેમ કરવો તે શીખવવું પડતું જ નથી. આપની હુશિયારી નાનપણથી જ અમારા ઉરમાં ઉમંગ ઉછેરતી આવી છે; ને તેથી જ પોતે રાજપદ પામ્યા છો. આપથી મેવાડની કીર્તિનો આથમેલો સૂરજ પાછો ઉગવાની આશા સર્વે કોઇ ધારી બેઠા છે.

**માનસિંહ.**—રાણાજી! ચિતોડને ખોડ ન લાગે માટે શૂરા ક્ષત્રીઓએ રણમાં ઝૂઝી પોતાના કોડ પૂરા કર્યા, ને પ્રાણ ખોયા પણ પાછા ન ફર્યા, તેમણે તો કીર્તિના જ કોટ કર્યા છે. જેમણે પરાક્રમ કરી પોતાનું નામ આ જગતમાં ઝગકાવ્યું તે જ ચિરંજીવી જાણવા! રાજપાટ, સુખ ને સાહિબી વહેતા વહેળાની ગોડે હાલ્યાં જશે, પણ પરાક્રમથી પેદા કરેલી કીર્તિ નામને સદાકાળ પોતાની સંભાળમાં રાખ્યા કરશે. ભાટ લોકો પણ ભાખતા આવ્યા છે કે,—

"નામ રહંતાં ઠક્કરો, નાણાં નહીં રહંત;
કીર્તિ કેરાં કોટડાં, પાડયાં નહીં પડંત."

[ નેપથ્યમાંથી. ]

( सोरठो )

સિસોદિયાની શાખ, જાતી પાછી વાળવા,
રાણો પ્રતાપ રાખ્ય, આ જુગ આખો જગધણી! ૧

**પ્રતાપ૦**—(સોરઠો સાંભળી) એ કોનો સાદ સંભળાયો?

**ચોપદાર.**—મહારાજ, આપના રાજબારોટ આવે છે.

**પ્રતાપ૦**—ભલે, તેમને દરબારમાં આવવા દો. (બારોટ આવે છે એટલે) બારોટ! આવો પધારો.

**બારોટ.**—મહારાજને ઘણી ખમા! કવિઓના કોડ પૂરનાર, કીર્તિના કોટ, ભાટના ઉચાટ દૂર કરનાર, ગૌબ્રાહ્મણપ્રતિપાળની કળા પ્રતિદિન વૃદ્ધિ પામો.

**કૃષ્ણ૦**—કવિરાજ! રાજમાં તમારાં કાવ્યનાં વખાણ ઘણાં થાય છે. આજ તમે ઠીક વખતે પધાર્યા.

**બારોટ.**—બાપજી! વાયુ તો તેનો તે જ છે, પણ ફૂલમાં જે

વી વાસના હોય તેવી તે ફેલાય છે; તેમ આ રાજના જેવા રાજા તેવી અમારી કવિતા.

ખંડેરાવ.—કાવરાજ! વાયુ તેના તે જ છે એમ માં બોલો. એક વાયુ ઝાડ પાન સુકવી નાંખે છે, શરીર લૂખાં કરી માણસની મુખકળા ઝાંખી કરે છે, લૂનો વરસાદ વરસાવી કાનપટા બાળી નાંખે છે, ને એક વાયુ ઝાડ પાન પ્રફુલ્લ કરી શરીરને શાતા ઉપજાવે છે; માટે પવન પવનમાં ફેર છે.

બારોટ.—બાપુ! વાયુ તો તેના તે જ; પણ જે દિશામાંથી તે આવે છે, ત્યાંની પ્રસાદી તેવી લેતો આવે છે.

રામ૦—ભાઈ! કવિઓનું ડાચાબળ જબરૂં હોય છે, માટે એમને નહિ પહોંચો.

બારોટ.—પરતાપ નારાયણીનો ! પણ જો તે પ્રમાણે ન હોય તો અટંકા ક્ષત્રીઓની કીર્તિ નાશ ન પામે એવા અક્ષરે આ જગતરૂપી જાડા લીસા પતરામાં અમારાથી શી રીતે ટંકાય ?

માન૦—બારોટ, આ સમે શોભે એવી કંઈ નવીન તમારી કીધેલી કવિતા બોલો.

બારોટ.—જે વખત આ મોઢું ફાટયું, કે એમાંથી જે નીકળ્યું તે નવું જ જાણજો. હું આગળથી કવિતા કરી મૂકવાનો ધંધો કરતો જ નથી. વખતે બોલું છું તે છોકરા લખી લે છે; માટે આપની મરજી હોય તે વિષે બોલું.

ખંડેરાવ.—કવિરાજ ! ક્ષત્રી રણમાં ચઢે ત્યારે તેમના શત્રુ કેવી સજાઈ કરતા હશે, તથા ક્ષત્રીઓ સામે લડાઇમાં ગયા પછી દુસ્મનોનાં બ્યરાં છોકરાં શું કરતાં હશે, એ વિષે એકાદ કવિતા સંભળાવો જોઇએ.

બારોટ.—(જરા વિચાર કરી) સાંભળો બાપુ ! શૂરા ક્ષત્રીઓ ! તમો પણ સાંભળજો; ને મહારાજાધિરાજ ! આપ પણ આ કૌતક જેવી કવિતા સવિતાનારાયણને પ્રતાપે કહું છું તે ઉપર ધ્યાન આપજો.

પ્રતાપ૦—બારોટ, બોલો.

સૌભાગ્ય તજીને વેષ વિધવાનો ધારે છે;
પુત્ર તેમના પિતા મરણ-મુખમાંહિ ગયા–
ગણી પિતૃશ્રાદ્ધ શંકા તજી અને સારે છે;
કેંક એવા શૂર સામે સમરે[1] સંચર્યા પે'લાં,
દાનપુણ્ય કરી નામ રામનું સંભારે છે;
લેણું દેણું નક્કી કરી વિત્ત દઈ વારસને,
કામ કાજ સંસારનાં થકી પરવારે છે. ૧

**કૃષ્ણ૦**—ધન્ય છે કવિ તમારી ચતુરાઇને ! ક્યાંથી ક્યાં નજર લંબાવી !

**ખંડેરાવ.**—"જ્યાં ન પહોંચે રવિ, ત્યાં પહોંચે કવિ!" આ ઘરડાઓથી ચાલતી આવતી કહેવતનો પાકો પુરાવો આજ મેં નજરે જોયો.

**રામ૦**—બારોટ, રાણાજીના પૂર્વજોની બિરદાવળી બોલો. તમારી સાથે કાવ્યનો વિનોદ કરવાને આજ જોઇતો વખત નથી.

**બારોટ.**—સીસોદિયા રાણાઓની બિરદાવળી મહાભારત કરતાં મોટી છે; કહેતાં ને સાંભળતાં વર્ષનાં વર્ષ વીતે પણ પાર આવે નહિ એવી છે, તોપણ તેનો સાર મારા હૈયામાં મેં સાંચી મુક્યો છે, જો કે પાનાં પુસ્તકમાં જોયા વિના હૈયાની સૂઝે સૌ કોઇને આજ વાંચી સંભળાવું છું.

**માનસિંહ**—વાંચો આપનું નવાઇ જેવું વાચન સાંભળવા સૌ કોઇ એક કાને થઇ રહ્યા છે.

**બારોટ.**— ( છપ્પા. )

શુણો શૂરા સામંતો, પ્રતાપતણા પૂર્વજનું—
વર્ણન હું સંક્ષેપ માંહિ વર્ણું યુદ્ધસજ્જનું;[2]
લવકુળ સૂરજવંશ, નીપન્યા સુનામી નરવર,[3]
અટક ટેકી વહા શત્રુના તોડનાર છર;
બાપા રાવળ એ વંશમાં પરાક્રમી પૂર્વે થયા,
મેવાડ ગાદી ચીતોડને તાબે કરિને ત્યાં રહ્યા. ૧

૧ યુદ્ધમાં. ૨ યુદ્ધમાં તૈયાર રહેનારાઓનું. ૩ સારા નામાંકિત રાજા.

આપો દુઃખમાં જન્મ ધરી જંગલમાં રઝળ્યા,
પણ પરાક્રમે તેહ, પદવી ઊંચીમાં જઇ ભળ્યા;

મોરિવંશ પરમાર પાસથી ચિતોડ લીધું[1],
હિંદુસુરજ ઉપનામ, જગતમાં જાહિર કીધું;

એ પછિ ત્રીજી પેઢીવિષે ખુમાણ પાસો નીપન્યો,
જે આગળ જામુલિસ્તાનનો મહમદ કેદી તવ બન્યો. ૨

પછી સંવત બારસેં છો તણી સાલે સમરો,[2]—
થયો શૂર મહાજોધ, વખાણે જેને અમરો;[3]

દિલ્હીપતિ પૃથિરાજતણા રણયુમાં જેણે—
જાણુની ઝંઝું જોર, સ્વર્ગપદ લીધું તેણે;

રાણી એનીએ સુતવતી કારભાર શિરપર ધર્યો;
કુતબુદ્દિનશું જુધ જોડિને, હરાવિને ઘાયલ કર્યો. ૩

લાયક વયમાં કરણ, રાજ્યપદ પામ્યો પોતે,
મહપ તે પછી થાત, જાત મોસાળ ન તો તે;

તક સાધીને તુર્ત, રાજ ઝાલોર[4] લીધું,
રહપે[5] સિંધથી આવિ પાટ પોતાનું કીધું;

વિક્રમશક બારસનાવને, રહપે ચિતોડ રાખિયું,
ઘેલોટ-શાખ સીસોદિયા કરિ રાણાપદ[6] દાખિયું. ૪

પછિ છત્રિશ વર્ષમાં રાય છો પદ એ પામ્યા,

૧ સંવત્ ૭૮૪ માં બાપો રાવળ ગોહાથી નવમી પેઢીએ થયો. ગોહા વલ્લભીપુરના શિલાદિત્યની સ્ત્રી પુષ્પાવતીનો પુત્ર હતો. તે માળિયાના ડુંગરમાં જન્મ્યો હતો, તેને વડનગરની કમળાવતી નામે બ્રાહ્મણીને સોંપી પુષ્પાવતી સતી થઇ હતી, ઈત્યાદિ.

૨ સમરસિંહ એ પૃથિરાજનો બનેવી હતો, ને એની બાલાક રાણીનું નામ કરમદેવી હતું. એણે પોતાના કારભારમાં કુતબુદ્દીનને યુદ્ધ આપી હરાવ્યો હતો. ૩ દેવલોક ૪ ઝાલોરનો રાજા—કરણનો જમાઇ. ૫ મહપનો ભાઈ—કરણનો ભત્રીજો. એણે સિંધમાં ગાદી કરી હતી. ૬ પહેલાં રાવળ અટકથી ઓળખાતા, તે એણે રાણાની અટકથી ઓળખાતા કર્યા.

આર્યધર્મ રક્ષતાં અમરપદ લઇ વિરામ્યા;

પછી લખમસી થયો[૭] જુદ્ધમાં જાહિર એવો,
ખૂનિ અલાઉદ્દીન શત્ર સામો પણ તેવો;

ચિતોડગઢ રક્ષવા લોહિના મેં' વરસાવ્યા,
એકાદશ નિજ પુત્ર મરણ–સુખમાંહિ ધસાવ્યા;

આગ્રહ કરિ છેલ્લા અજયને કેલવાડમાં મોકલ્યો,
રાણો જુધમાં ઝૂઝી પછી થયો જગતથી મોકળો. ૫

અજયસિંહ કરિ વિજય, કેલવાડે પદ પામ્યો,
પણ મુંજથકી[૮] ઘાવ શિરપર લઇ ન વિરામ્યો;

નિજ બે સુતને કહ્યું, મુંજનું શિર જો લાવો,
તો ફળ મુજને વળે, પુત્રસુખનો લઉં લા'વો;

સુત તે તો લાવી નવ શક્યા,(પણ)હમ્મિર હઠાળે હામથી—
આણ્યું માથું કાકા કને, મુંજતણું નિજ મામથી! ૬

આ કારણથી હમ્મિર કેલવાડે પદ પામ્યો,[૯]

---

સંવત્ ૧૩૩૧ મ ાં ☞ આ કવિતા રચતી વેળાએ મારૂં મન મે-વાડના મહાપુરુષોનાં પરાક્રમ નોંધાવાના પૂરમાં તણાતું હતું, તેથી છપ્પામાં છ ચરણ જોઇએ એ વાત ઉપર ધ્યાન ન રહેવાથી પાંચમા ને દશમા છપ્પામાં બે બે ચરણ વધી ગયાં છે, પણ એમાં કાવ્યદોષ નથી, એમ જાણી હૈયાના ઉભરાયલા રસથી લખાયલી લીટીઓમાં પાછળથી વધારો જણાતાં તે બાદ કીધી નથી. સંસ્કૃતમાં પણ એવાં દોઢાયલાં વૃત્ત આવે છે. વળી બારોટે તરત માગી એવી કવિતા, સોઢે આવી એમ સંભળાવી એવું પ્રવેશમાં જણાવ્યું છે, માટે તેમાં એવી કાવ્ય–વિસ્મૃતિ આવે એ તેના તરંગની ખુબી ગણાઈ છંદની છલક ( છોલક–છોળ ) ગણાશે તો બાધ નથી.

૮. કેલવાડામાં અજયસિંહનો શત્રુ કોઈ મુંજ કરીને હતો, તે તેના માથામાં ઘા મારી નાશી ગયો હતો. ૯ રાણાની આજ્ઞા હમીરે પાળી તેથી તેને પાટ આપ્યું, (સંવત્ ૧૩૬૬) ને પોતાના પુત્રોનું અપમાન કર્યું. એમાંનો એક મરી ગયો ને બીજો સુજનસિંહ હતો, તે દક્ષિણમાં જતો રહ્યો; તેનાથી અગિયારમી પેઢીએ શિવાજી થયો.

જશ જેનો સૌ જગે ઝગઝગીને ઝટ જામ્યો;
ચિતોડ તેણે લીધ, કીધ મહમદશા[૧૦] કેદી,
કરી નામના નવીન, કૃત્ય ખિલજીની ફેદી;
અલાઉદ્દિનની હાક્ની ધાક હમીરે ઓલવી,
પરિયાનું પાણી રાખિયું, કહે એવું કોટિક કવિ. ૭

પછી ખેતસી થયો, બાપના જેવો બળિયો,
મુલક નવો જેહને પરાક્રમથી બહુ મળિયો;
પહાણુ લિલ્લાપાસથકી અજમિર ઝટ લીધું,
જિહાજપુર મેળવી, હુમાયુનશું[૧૧] યુધ કીધું;
ખેતસી વધ્યો ખાંડા બળે, વિજય વધારી આપનો,
પછિ લખાતણે[૧૨] શિર આવિયો કારભાર નિજ બાપનો. ૮

લખો તાત સમ શૂર, કવિ લેખણે લખાયો,
એથકિ લક્ષ્મી-સ્વાદ પૂર્ણ રીતે જ ચખાયો,
પહાડિ પ્રાંત કરિ હાથ, ખાણ જવાહિરની ખોળી,
કલાઈરૂપાતણી છત જડી જોતાં બોળી,
કિલ્લા બાંધ્યા બહુ કારમા, દેશમાંહિ દોલત કરી,
જવને દેરાં તોડેલ તે બાંધ્યાં બળવંતે ફરી. ૯

પૌત્ર નીવડ્યો પછી પાટ એને જશ પૂરો,
કુંભોરાણો તેહ, જેહ શરામાં શૂરો;
વિક્રમસંવત સાલ, ચઉદશે પંચોતરમાં—
પામ્યો પોતે પાટ, કીધ નિજ દેશ નિડરમાં;
અરિને કરિ પાધરા, કોટ કિલ્લા બહુ બાંધ્યા,
દેવળ કરિ કારમાં, સ્નેહ સૌકોશું સાંધ્યા,
મીરાં નિજ પૌત્રતનુજ-વધૂ, જેની કવિતા જગ ભણે,
ત્યમ કુંભાને પાકો કવિ[૧૩] કવિઓ નિજમતથી ગણે. ૧૦

૧૦. મુબારક. ૧૧ બાદશાહીનો સુબો હતો. ૧૨ લખોરાણો.

૧૩. કુંભારાણાએ મેવાડી ભાષામાં અષ્ટપદીની ટીકા કરી છે. મ
ાઈએ કુંભારાણાની રાણી હતી એમ ટૉડ સાહેબના ઇતિહાસમાં
મ્રાએલું છે, ને તે આધારે "નર્મગદ્ય" તથા બીજા ઈતિહાસોમાં

પૌત્ર પરાક્રમિ હવો, નામ સાંગો[૧૪] કુંભાનો,
સંગ્રામે મહાશૂર સિંહ જેવો સૌ માનો !

બાબરને બાંવરો કાપિ દળ એણે કીધો,
જુદ્ધ વિષે જશ ઘણો જખમ ઝીલીને લીધો;

બહુ રાજા, રાવળ, રાવતો વશ વર્ત્તાવ્યા એહણે,
એંશી ઘા નિજ ઉસ્મર વિષે વપુએ ઝીલ્યા જેહણે ! ૧૧

રત્નસિંહ પછિ થયો, રત્ન જેવો અધિરાજા,
રખાવ્યા આઠે પહોર ખુલા પુરના દરવાજા;

સમરાંગણને[૧૫] ગણી રાજધાની પોતાની,
સાંગાનો સુત શૂર, પાછિ કદિ ન ધરે પાંની;

રે ! વેંત જમિન મેવાડની જવન હાથ ન જવા દિધી,
શૂરા રજપૂતોએ તદા, બહાદુરી એવી કિધી !! ૧૨

એ પછિની હાલની વાત સૌને છે તાજી;
તો શાણા સામંતો, વાત શી વદવી ઝાઝી !

પડતો દી આવિયો, આથમ્યા સૂરજ સબળા !
રાત પડી શી વાત, દિવસ આવ્યા જ્યાં નબળા !

પરભાત થયોછે આ સમે, પ્રતાપ પાટે[૧૬] રાજતો,
એ દિવસ રૂડો દીપાવશે, રજપૂતોને છાજતો. ૧૩

---

તે જ ક્રમ ચાલેલો છે, મેં પણ તે જ ક્રમ નોંધ્યો હતો, પણ ઉદયપુરના રાજકવિ શામલદાસજીએ હાલ પાકો શોધ રાણાજીની સહાયતાથી ચલાવી નવો એક મહાન્ ઇતિહાસ રચવા માંડયો છે તેમાં આ ભૂલ ભાગી છે. મેં પણ તેમણે મને પોતીકો સિદ્ધ શોધ દર્શાવ્યો તેથી મારી ભૂલ સુધારી છે. મીરાં સાંગારાણાના પુત્ર ભોજરાજજીની પવિત્ર પત્ની હતી, જે કુંવરપદે હતા તેવામાંજ કૈલાસવાસી થયા હતા. તે મેડતાના ઠાકોર વીરમદેની પુત્રી, અને અકબર સામે ચિતોડનો રણરંગ શોભાવનાર જયમલની બેન હતી. ધન્ય છે વીરમદેના પિતૃપણાને, કે જેની પુત્રી ને પુત્ર વિશ્વવિદિત થયાં!

૧૪. સંગ્રામસિંહ–રાણોસંગ ( પ્રતાપનો પિતામહ ). ૧૫ રણક્ષેત્ર ( મ.

મેવાડે મહારાજ પ્રભાકર જેવો પાટ,
પ્રતાપ બેઠો પ્રૌઢ, જશે સૌના ઉચ્ચાટ;
દી વળશે સર્વનો, ગર્વ જવનોના ગળશે,
ચિતોડગઢથી પાપ, પાપિયોના ઝટ ટળશે;
બાપા ને હમિર કુંભાજથી,[૧૭] બહાદુરી પૂરી કરી,–
અંખો જશ ઝટ ઝળકાવશે, શત્રુશિર નિજ પગ ધરી. ૧૪

સામંતો.—( હર્ષે અને શૌર્યને આવેશે ) શાબાશ છે કવિ, આપની ગંગતરંગ જેવી વાણીને અને ધન્ય છે રાણાજીના પૂર્વજોને!!

બારોટ.—બાપજી! રાણાજીના પૂર્વજોના પરાક્રમને ધન્ય છે એ વાતની ઈંદ્ર સરખાથી પણ ના કહેવાતી નથી; તેમ પરાવતોના પૂર્વજોને પણ ઓછો રંગ આપતો નથી! રે, તેઓ તો દેવના જેવું આ દુનિયામાંથી ગયા પછી પૂજન પામ્યા છે! આગળની વાત અળગી મેલી હાલનું પાંચમા વરસ ઉપરનું તેમનું પરાક્રમ મારે હૈયે ઉભરાઈ આવ્યું છે.

રામસિંહ.—કવિરાય, આપનો નીકળતો ઉભરો અંતરમાં ઝીલવા સૌ કોઇ ટાંપી રહ્યા છે.

બારોટ.—બાપજી, કવિનાં કહેણ સાંભળવા કાયર કાન માંડતા નથી, પણ શૂરા તે સાંભળવા અતિ આતુર હોય છે, એ હું જાણું છું; માટે મારે ઓઠે આવેલા બે બોલ હું બહાર કાઢું છું, તે સાંભળો બાપજી!

પ્રતાપ૦–( હસતે મુખે ) બોલો બારોટ!

બારોટ.— ( કુંડળિયા છંદ. )

સૂરજદરવાજે રહ્યા,[૧] સહુંબરા સહિદાસ,
ચિતોડ રક્ષણ કારણે, વસવા સ્વર્ગે વાસ;
વસવા સ્વર્ગે વાસ, ઘાસ પેરે અરિ કાપ્યા,
ઇંદ્રે અચરજ થઈ, સભાના સામઢ થાપ્યા!
નિરખી નયણે રંભ, વાટ જોતી વરવા જે!
ચઢ્યા વિમાને ચટપ, ઝટપ સૂરજ દરવાજે!! ૧

૧૭ જેવી. ૧ ચિતોડને અકબરે ઘેરો ઘાલ્યો, ને ઉદેસિંહ (પ્રતાપના પિતા) નાસી ગયા ત્યારે.

ધન! ફત્તાની[2] ધેણતે,[3] ધશી સમરમાં ત્યાર,
કિશોર વયના કુંવરને દઇ સરદારી સાર;
દઇ સરદારી સાર, સુત-વધૂને અસિ[4] આલી,
પુત્ર પુત્ર-સ્ત્રી સાથ ખાંડું કરમાં ધરિ ચાલી;
રળી રણ થઇ તદા, પદવી,[5] મઘવા-સત્તાની,
ધન એ સુત, સુતદાર, માત પણ ધન ફત્તાની! ૨

જેમલ ને ફત્તાતણી, જડે ન જગમાં જોડ,
રણમાં રંગ વધારિને, રળ્યા કીર્તિ લખ ક્રોડ!
રળ્યા કીર્તિ લખ ક્રોડ, અકબરે ધાવ વખાણ્યા,
એ આકાશી-દેવ, દુશ્મનોએ દિલ જાણ્યા!
ગોળીનો સહિ ધાવ, ગર્દ ન બન્યો એ ગેમલ[6]!
અકબર કરી ઉદાસ, સ્વર્ગપદ પામ્યો જેમલ. ૩

**ભાણસિંહ.**—શાબાશ! બારોટ, ગંગાનો પ્રવાહ મહાદેવની જટામાં બળ્યો ન રહેતાં અખંડિત ધારે વહ્યો જાય છે, તેમ આપના મુખમાંથી ગંગાજળ જેવી કવિતાનો પ્રવાહ વહેતો જોઇ આ રાજસભા ચકિત થઈ ગઈ છે. ખરે, કવિ એ રાજાઓનું અમૂલ્ય રત્ન છે.

**બારોટ.**—બાપા, ગંગાજળ જેવા પવિત્ર કુળના પરાક્રમી પુરુષોના મહિમાનો વેગ કવિઓનું મુખ અટકાવી શકતું નથી; તેને વહેતો રાખવાને આ મુખના દરવાજા એની મેળે ઉઘડી જાય છે!

**પ્રતાપ૦**—સલુંબરાજી! બારોટને રીઝ આપી રંજન કરો.

**કૃષ્ણ૦**—હા મહારાજ, હવે તે જ કરીએ.

---

૨ ફતેહસિંહ. ૩ સીમંત વખતે શણગારાયલી સ્ત્રી, જેણે પ્રથમ ગર્ભ ધારણ કર્યો છે એવી સ્ત્રી—તે એ ગર્ભે જન્મેલા બાળકની ધેણ કહેવાય આ વખતે ફત્તાની માતા સમજવી. ૪ તરવાર. ૫ ઇંદ્ર. ૬ હાથીમલ:—ની બાગે છતે પ્રૌઢ પરાક્રમ કર્યું, એને હાથીમલ કહેવો જોઇએ.

## પ્રવેશ ૨ જો.

સ્થળ—રાણાના મહેલનું દિવાનખાનું.

પ્રતાપસિંહ.—( એકલો મન સાથે ).

અરે જીવ! પૂર્વજોએ પોતાના લોહીનું પાણી રેડી ચળકાવેલું ચિતોડ, ઉદારાણા તુર્કથી ત્રાશી ભયમાં વાશી ભાગી ગયા, પણ શૂરા સામંતોએ તે જવનને હાથ ન જાય માટે ખરી જવામર્દી કરી તેને પોતીકાં લોહીથી ચળકાવી આપ્યા ગયા, માટે રંગ છે તેમને ! પ્રભુને ભાગ્ય બગાડવી હશે માટે જ તેણે મંગ અને મારા વચ્ચે એક પુસ્તનો આડો પડદો ધર્યો. ઉદેસિંઘ ઉપન્યા ન હોત, ને સાગારાણા અને મારા વચ્ચે હરિએ લાગું છેટું પાડ્યુ ન હોત, તો આ મેવાડી બાગમાં મ્લેચ્છનો પગ પ્રભુને પ્રતાપે પેસવા દેત નહિ એટલુંજ નહિ, પણ દિલ્લીનું તખત પણ ડોલાવી નાખી હિંદુસ્તાનમાંથી મુસલમાનોને હાંકી મૂક્યા હોત. અરે! હાલના રજપૂત રાજાઓ અકબરના રમકડાં થઇ ગયા છે. એ દહાડો આવત નહિ અરે! ચિતોડ અને મેવાડ સીસોદિયાઓના લોહીના વરસાદથી જ લીલા રહેલા છે, માટે એની જમીન ઉપર મ્લેચ્છના પગ ફરવા ન જોઇએ! ઓ પ્રતાપ! તારે તારી આંખે પૂર્વજોના લોહી માંગતી આ મેવાડની જમીનમાં જવન ફરતા જોવા ન જોઈએ! દાદાઓના દેહનું બંધાયલું ચિતોડ કોઇ ઉપાય કરીને પણ લેવું જોઇએ; અને જ્યારે એ લેવાય ત્યારે જ જનનીના દૂધની જે ખોવાય! માતાના દૂધનું માન વધે તો જ આ જીવ્યું સાર્થક થાય! મૂળ પુરુષ બાપાને શા સાધન હતા? સૌ તેમના પરાક્રમે આવી મળ્યા, ને છાજમાં જન્મી રાજ મેળવ્યું! અલાઉદ્દીન ખૂનીએ લીધેલું ચિતોડ હમીરે મેગની ખૂનીના પછી દિલ્લીને તખતે બેઠેલા તેના શાહજાદાને જુદ્ધમાં જીતી કેદ કર્યો; તેમજ કરમદેવી જેવી કુળવતી માતાએ કુતબુદ્દીન જેવા બાદશાહી સૂબાને ભેદ આપી ચિતોડને આળ આવવા ન દેતા રાજની સંભાળ રૂડી રીતે રાખી. મેવાડનું માન મોડવા ગુજરાત અને માળવાના સૂબા એક સંપ કરી ચઢી આવેલા છતા કુંભારાણાએ તેમને લડાઈમાં દાતે તરણા લેવડાવ્યાં, ને માળવાના મહમુદને ચિતોડના કિલ્લામાં

કેદ કર્યો. સીસોદિયાઓએ અનેક વખત પોતાના દેશના દુશ્મનને પાંજરે પૂરી ખાંજરે નાંખ્યા છે. પડતીની પાંચ રાત વચ્ચે આડી આવી જાય છે, ત્યારે દુશ્મન ફાવી જાય છે; પણ પછી ઇશ્વર આ કુળમાં શત્રુનાં મૂળ ઉખાડી નાંખે એવા નર નીપજાવે છે. આ વખત પણ તેણે તેમ ક્રીધેલું જણાય છે. રાત પડ્યા વિના દિવસ ઉગ્યો કોઇએ જાણ્યો નથી. સાંગા* જેવો સૂરજ ઉગાવી મેવાડનો મહિમા પ્રભુએ પ્રકાશિત કર્યો, પછી આડો પડદો ધર્યો, તો તેમાં તેનો કંઇ રૂડો સંકેત હશે. દીનાનાથને તારા વડે જ મેવાડનો દી વાળવો હશે, અને દિવસ ઉગ્યાનું માન તને જ આપવું હશે, એમ તેની ચાલતી ઘટમાળ ઉપરથી જણાય છે; માટે જે થયું તેમાં કોઇનો દોષ કાઢવો તેને ઘટતો નથી. ઇશ્વિરને જે ગમ્યું તે ખરૂં. તેણે જે કર્યું તે રૂડાને કાજે જ.

કરવું તો કર્તાને હાથ છે, પણ આ ખોળિયામાં પ્રાણ છે ત્યાં સુધી ગમે તેવા સંકટની સામે થઇ ભરતખંડમાં વેરાયલા જવનના કંટક કાઢી નાંખું ત્યારે જ બાપારાવળના કુળનો ! ધણીએ[1] ધાર્યું હોય તો તેની ઘટમાળ[2] પ્રમાણે દિલ્લીનું અસ્થિર રાજ મારે હાથે ઉંધું કાં ન વળે? રાણાએ ખોયલું ચિતોડ પાછું કાં ન મળે? સાધન નથી તો શી ચિંતા છે? દુશ્મન દોદશ ફરી વળ્યા છે તોપણ શો ડર છે? સાધન કરતાં સાધ્ય વસ્તુ મોટી ગણાય છે. જો અગ્નિ હશે તો દીવેલ ને દીવેટરૂપી સાધન મળતાં દીવો થશે, પણ મૂળમાં અગ્નિ જ નહિ હોય તો અજવાળું ક્યાંથી થશે? તેમ હું છું, ને યત્ન કરીશ તો મારા નસીબને જોગે એ સૌ સાહિત્ય આવી મળશે; પણ પગ વાળી બેશી રહે શો દી વળશે? સૂતેલા સિંહના મોંમાં શિકાર એની મેળે આવી પેસી જતો નથી, પણ ફાળ મારી તેનો કાળ થઇ લાગે ત્યારે જ તે હાથ આવે છે; તેમ મારે પણ મોગલો પાછળ તેમનું મોત થઇ મંડ્યા રહેવું; જોઇએ શું બને છે?

---

* એના વખતમાં મેવાડ ઉત્કર્ષતાના શિખરે ચઢ્યું હતું. સંગની સ્વારીમાં ૮૦૦૦૦ ઘોડા, ૭ રાજા, ૯ રાવ, ૧૦૪ રાવળ તથા રાવતની અટકવાળા સરદાર; ને ૫૦૦ હાથી હતા. ૧ ઇશ્વરે. ૨ ઘડાનીમાળાનો રેંટ ઈશ્વરીનિયમ. (ચઢતી પડતિના).

અરે! આ જગતમાં જશ વગરનું જીવવું વૃથા છે! લાજ રાખી જીવવું, નહિ તો તે જતાં પહેલાં પરાક્રમ કરી જશ જોડી મરણને ઘોડે અસ્વાર થવું એમાં જ શોભા છે. ચરો તો એમ જ કહેશે કે,—

( સોરઠા. )

જશ જગમાંહિ ગવાય, જિવતર એવું આપજે;
નહિતર ઓ જગરાય ! તરત દોરિ તું કાપજે. ૧
જશ તેને છે જીવ, જશ વિણ પુરૂષો પૂતળાં;
જશ વિણ જીવ ન શીવ, દેહ-દરજિ ! આ ખોળિયે. ૨

જોધપુર, જેપુર જેવાં મોટાં રાજ્યે પરિયાનું પાણી ખોઇ આબરૂ ધૂળધાણી કરી પોતાની પવિત્ર પુત્રીઓ તરકને આપી નરકમાં જવાનો દરવાજો ઉઘાડ્યો છે; તેમજ બીજાં બાયલાં રાજ્યો પણ જવનના ગુણનું સ્તવન કરવા તેના ભવનમાં જઈ ભરાયાં છે; મેવાડે મેદાન થઇ જતે એવી કાળાટીલી લીધી નથી, ને તેને લેવી પણ નથી!

વિદૂષક.—(ઓરડામાંથી ડોકિયાં કરતો મન સાથે) આ રાજાને કંઇ ઝોડબોડ વળગ્યું જણાય છે! જો એમ ન હોય તો ઉંઘ આવી જાય એવા ગાલીચા ને ગાદીઓ ઉપર જરા આડો થઇ આંખ ન મીચતાં બાંવરો બાંવરો આમ તેમ ફરે નહિ. બેસે છે તોપણ બહાવરો, ને જાણે કોઈ સાથે બોલતો હોય તેમ ચાળા કરે છે, હોઠ પીસે છે, હાથ ઠોકે છે, પગ પછાડે છે, ને ગાંડાની પેઠે બબડ્યા કરે છે: બંદાને એના જેવું હોય તો પલંગે પડ્યો પડ્યો ખાવા માગું, ને હાથ પણ હલાવું નહિ! ચાકર મોંમાં કોળિયો મૂકે તો જ ખાઉં, ને ગારૂં આવે તો મોં પણ હલાવું નહિ! અરે, સુખ પણ ભોગવતાં આવડવું જોઇએ છીએ! રાજાને તો ભૂખતરસનું ભાન નથી, પણ મને તો સૂરજનો કરણ ફૂટે કે ભૂખનું ઝરણ છૂટે છે! બપોરે લટપા પણ એના ઉછાળા મટ્યા નહિ, માટે ચાલ જીવ વરદી આપું. ( પ્રવેશ કરી ) બાપજી! બારણે બપોર થઇ ગયા, હજુ આ ઓરડામાં આપને સવારનો પહોર જણાતો હશે, પણ આખા નગરમાં લોક ખાઈપી પરવારી નરનારી બારી બારણાં બંધ કરી પથારી પાથરી બપોરી ગાળે છે, ને કંઇક સુખિયા આંખો દાબે છે. બાપજી! આપને તો અમલની [1]કેફમાં ભૂ-

[1] કિયાથી (રાજાની કે કસુંબાની કેફ).

ખ જણાતી નહિ હોય, પણ મને તો તેની ચૂંક આવે છે! માટે પધારો તો ભોજન ભેળા થઇએ.

પ્રતાપ૦—અલ્યા, શું રસોઈ તૈયાર થઈ કે ?

વિદૂષક.—મહારાજ, તૈયાર તો થતાં થઇ, પણ ભૂખે મારી આ એક આંખ પણ ગઇ! હવે પધારો તો ઠીક, નીકર આ બીજી પણ જશે !

પ્રતાપ૦—ઓ ગાંડા! શું કર્યું હોત તો તારો ભૂખનો ભડકો ઓલાય ?

વિદૂષક.—બાળબોધી રસોઇના બઉઆ કરી પેટ ભરી મને આરોગાવ્યા હોય, તો મારા તમામ રોગ જઇ આરામ થાય. એક લાડુભટે મને મોદકનો ગુણ ગાઇ બતાવ્યો હતો કે,—

"લાડૂ એકં, ઘી શેર એકં; કોળિયે કોળિયે માર્તં, સર્વ દુઃખ હાર્તમ્."

બાપજી! આપણને તો આપની શિકારની સામગ્રી ભાવતી નથી; ખારૂં, ખાટું, તીખું, તૂરૂં, મશાલાસ્સાલા, રોટલી, ગોટલી ખાઇ ખાઇને મારી ચોટલી ઉતરી ગઇ!

પ્રતાપ૦—( મોં ઠેકાણે રાખી ) પેટને દુઃખે જ પાણીમાં ચણો આગળ એવો થયો છે નહિ વારૂ? ભાવતાં ભોજન જમી ભીમ જેવો થયો છે, તોય છિદ્ર શોધવાં એ તારૂં કામ છે. ચાલ, ભોજન કરવા આગળ થા.

વિદૂષક.—પધારો મહારાજ, આ હું આગળ થયો; મારે શી વાર! " શેખા વહેરા શીરાવશો ? તો કે' શાણકું બગલમાંજ છે!" તે વાળી વાત મારે છે.

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ–પ્રતાપરાણાનો દરબાર.

પ્રતાપસિંહ, તેના ભાયાતો ને સામંતો વગેરે.

પ્રતાપસિંહ.

શૂરા સિસોદિયાઓ ! ચિતોડ ગયું ત્યારથી આ રાજની પડતીનો પ્રારંભ થયો તે તમો સર્વે ભાઇઓ, જાણો છો. રાજની ઉપજ કમી થ-

ઈ ગઈ છે, ખજાનો ખાલી થયો છે, ને લાકડાની તરવારે લડવાનો વખત આવ્યો છે, તે તમારાથી અજાણ્યું નથી. રાજ્યસત્તા મારે હાથ આવતાં છતાં તમને ભાવતાં વર્ષાસનો અને જાગીરો આપવા મારામાં શક્તિ નથી. ઘરના રોટલા ખાઇ આ રાજનું સંરક્ષણ કરવાનું તમો સર્વેને શિર આવ્યું છે, માટે તમો સર્વ ભાઇઓ આ રાજ સાથે સંપ કરી સ્નેહની ગાંઠ વાળી જોડાશો, તો જ મુશ્કેલીના મહાસાગરની પેલી પાર આ ડામાડોળ થયેલું વહાણ જઇ શકશે. સ્વાર્થનો સ્નેહ કશા કામનો નથી; સ્વાર્થની પ્રીતિ પીતળ જેવી પાંચ દિવસ પ્રકાશે છે; માટે મેવાડના ઉદયનો, ક્ષત્રીના કુળમાં ધૂળ ન ભરાય એ વાતનો, ને આ રાજ યવનને હાથ ન જાય એ વિષેનો સ્નેહ રજપૂતની જાત, તેનાં કુળ ને તેનું રાજ એ સાથે જોડશો તો જ તે કુન્દન જેવો જણાશે. "સંપે મરિયાણુ કરે" એ કહેવત ખોટી નથી. સંપથી કાગડો, કાચબો, ઉંદર, ને હરણ જેવા પ્રાણીઓએ આપત્તિઓ હઠાવી છે, તો માણસ શું નહિ કરે ? !

પટાવતો.—પૃથિનાથ ! આ પંડ આપની સાથે જોડાયલા છે, તે આ જન્મપર્યંત અળગા થવાના નથી. અરે ! પેટ ભરીને તો કૂતરાં બિલાડાં પૂછડાં પટપટાવતાં થકાં રાજી થાય છે, પણ અમે તેવા નથી ! જે લૂણ પાણી ખાઇએ પીએ છીએ તે આ ગાદીનોજ પ્રતાપ છે, અમારો પંડ આપની ગાદીનો જ બંધાયલો છે ને તેથી સ્નેહ પણ તેની સાથેજ સંધાયલો છે, તે આ ભવે છૂટો થવાનો નથી. પેટ પોખવાને પક્વાન્ન મળો કે સૂકા રોટલા, વા ફળાહાર કરીને રહેવાનો વખત આવે તોપણ અમો બાપા રાવળના તખતથી તરછોવા છેટે જનાર નથી. રાજની પડતીમાં લીધેલી જાગીર અમો ખીરમાં મીઠું ભેળ્યા સરખી માનીએ છીએ; માટે અમારા તરફથી આપ કાંઈ પણ સોસના કરશો માં. રાજની ટૂંકી ઉપજને અનુસરતો ખરચ રાખવાની અમો સર્વેની સલાહ છે, એટલુંજ નહિ, પરંતુ મેવાડને આપણે હાથે મહિમાનું ક્ષેત્ર કરવાની મદદ આપ્યામાં મંડયા રહેવું એ જ અમારા જીવ્યાનું સાર્થક જાણીએ છીએ. આ હરકતના કીટણ કાળમાં એ ઉમ્મેદો દી દીનોનાથ ઝટપટ દેખાડે એવું અમે ઝંખીએ છીએ.

પ્રતાપસિંહ.—મારા વિશ્વાસુ વહાલાઓ ! તમારાં વેણ સાંભ-

ળી મારાં નેત્રમાં હર્ષનાં આંસુ આવે છે, ને તેથી આ વખતે આપણે આગળ ઉપર શું કરવું તેની થોડી સૂચના કરૂં છું. આપણો મેવાડરૂપી અનુપમ બાગ, ને તેમાં ચિતોડ જેવો જેની જોડ જગતમાં ન જડે એવો મનહર મ્હેલ જોઇ મોગલ બાદશાહ અકબરની આંખ ચળી ગઈ છે; તેમાંનાં અમૃતફળ ખાવા તેની દાઢ ગળી ગઈ છે; તેથી તે આપણા રાજ ઉપર ઉધામા કર્યા કરે છે; પણ હવે આપણે એવી જુક્તિ કરવી જોઇએ કે, જેથી તેની ધારેલી ધારણાઓમાં ધૂળ પડે! રે, તે ઉપાય ઉતાવળે યોજવો!

કૃષ્ણસિંહ.—મહારાજ, શી યોજના કરવી ધારી છે?

પ્રતાપ૦—યોજના એ જ કે-આપણો બાગ આપણે હાથે જ ઉજ્જડ કરવો! મેવાડને મશાણનું ક્ષેત્ર કરવું, ને તેમાં ચિતોડને સળગતી ચિતા! કે જેમાં બાદશાહના મૂકેલા સૂબાનું સુખે રહેવું થાય નહિ. સપાટ પ્રદેશમાં રહેનારી આપણી સર્વ પ્રજાને એવો આકરો હુકમ કરી દેવો કે-તેમણે અરવલ્લી પર્વતની ઓથમાં જઇ વસવું, ને દેશમાં એક તસુ પણ ભોંય ખેડવી નહિ. આ હુકમનું અપમાન કરનારને અવળે પાંગોઠે બાંધી, ઝાડની હાળે ઉંધો ટાંગી તળે બળતું કરવું! અરે, શહેર અને ગામડાંમાં વસનાર વાણિયા, બ્રાહ્મણ, ઘાંચી, ગોલા, તાઇ, તંબોળી તો શું, પણ વગડામાં ઉંટ, બકરાં ને ઘેટાં ચારનાર ભરવાડ પણ નજરે આવવા ન જોઇએ! ટૂંકામાં એટલું જ કહેવાનું કે મેવાડને વસ્તી વગરનું પ્રાણઘાતક પશુઓનું રેહાણ કરી દેવું તેમાં દીવો કરવાને દેવતા, કે પાણી પીવાનું નાનું સરખું નવાણ પણ ન રહે તેમ કરવું. ચીતોડ જતું અનાજપાણી બંધ કરવું, કે તેથી તેમાં હાકમી કરવા આવેલાને મોત વગર મરવું પડે! આમ થતાં જોઈએ અકબર કોના ઉપર રાજ્ય કરે છે?! ઉપયોગમાં ન આવે તે દૂધ ઉકરડે ઢોળી દેવું, પણ ઝેરી નાગને પાવું નહિ; તેમ પોતાને આપણો પૂજ્ય થવા જે જીવન આપણો દેશ જીતવા જીજ્ઞાસા રાખે છે, આપણો મુલક લેવાની ખોટી લાલચમાં લપટાઇ ગયો છે, તેના હાથમાં આપણે ભોજન કાઢી લઇ બાગલી હાંડલી આપવી! રે! એટલું જ નહિ પણ સુરત બંદરનો હિલીસાથ સંધાયલો વેપાર પણ આપણે બંધ પાડવો, કે તેથી નવાઇનો પરદેશીમાલ બાદશાહતમાં જવા ન

પામે. આપણો મેવાડ ગુજરાતના દિલ્લી સાથ જોડાયલા વેપારનો મજબૂત દોર છે, તે હવે આપણે કાપી નાંખવો. મેવાડ ઉજડ થશે એટલે એની મેળે એમ થશે જ; તથાપિ તેમ કરતાં પણ ભાગ્યો તૂટ્યો સંબંધ જારી રહે, તો આ દેશમાંથી જતા આવતા માલ ખજાના લૂંટી લેવા.

રામસિંહ.—વાહ! રાણાજી, જુક્તિ તો જેવી જોઇએ તેવી ખોળી કાઢી.

પ્રતાપ૦—આપણી કરેલી જુક્તિ કામની નથી, કર્તા પુરૂષનું ધાર્યું થશે; પણ પુરૂષપ્રયત્ન તો કરી જોવો. વળી સાંભળો, આપણે રાજગાદી કોમલમેરમાં રાખવી; કારણ કે હાલના વખતને અનુસરતી એ પહાડ પર્વતમાં આવેલી જગો ઠીક છે. ત્યાંનો અને ગગુંડીનો, તેમજ બીજા તૂટેલા કિલ્લા મજબૂત કરવા. મજબૂત કિલ્લા એ રાજનું મોટું સંરક્ષણ છે. કહ્યું છે કે,—

( સોરઠા. )

મોટા જંગલમાંહિ, જોર જણાયે સિંહનું;
ત્યમ ઊંડું જળ ત્યાંહિ, મગરનું માનો તમે. ૧
વ્યોમે રહી વિહંગ,[1] બળ નિજનું દાખી શકે;
ત્યમ રાજાનો રંગ, રહે અટલ કિલ્લા થકે. ૨

કૃષ્ણસિંહ.—ધન્ય છે રાણાજી આપની બુદ્ધિને! આપની રાજનીતિની પ્રવીણતા જોઇ રાજસમાજ ચકિત થઇ ગયો છે. રાજનો શેતરંજ રમતાં આપને પૂરેપૂરો આવડે છે, એથી મારૂં મન હર્ખાય છે. ગયેલી બાજી આપને હાથ પાછી કામ આવશે તેમાં ફેર નથી.

રામસિંહ.—યોજના એવી ધારી છે કે, વગર પ્રયત્ને ચિતોડ છોડી દુશ્મન નવ ગજના નમસ્કાર કરી ચાલ્યો જશે. રે, તેને ઉલટી અલ્લા થશે!

વિદૂષક—( મનમાં ) બલા વળગ્યા જેવી!

કૃષ્ણસિંહ.—બુદ્ધિબળથી માણસ શું ન કરી શકે? વિકરાળ વાઘને પાંજરે પૂરે છે, પર્વત જેવા હાથીને ગાય જેવો ગરીબ બનાવી તેના ઉપર અસ્વારી કરે છે, એ સૌ યુક્તિથીજ; તે યુક્તિ એ બુદ્ધિની બેન છે. જે કામ બળે ન થાય તે કળે થાય છે. રાણાજી જો કે વખે

૧ પક્ષી

નાના છે, પણ તેમની બુદ્ધિ નાની નથી; ને તેથીજ તેમના મગજમાંથી જે યુક્તિ ઝળકી નીકળી તે અકબરશાહ આફુરો[1] મેવાડનાં ઝાડવાં સામી પણ નજર ન માંડતાં હાલ્યો જાય એવી છે

પ્રતાપસિંહ.—એ બધું તો ઠીક છે, પણ મારી મૂળ વાત ઉપર ધ્યાન આપો એક હાથે તાળી પડતી નથી; તમો સર્વે ભાઇઓ જળ-દૂધના જેવી પ્રીતિ રાખી જોડાયા રહેશો તો જ પ્રભુની ઇચ્છાથી ધારેલી ધારણા પાર પડશે. માટે બોલો, તમો સર્વે સગા અને મિત્રોનો શો અભિપ્રાય છે ?

સર્વે.—અભિપ્રાય એ જ કે, આપની છાયા ત્યાં અમારો દેહ; આપને સુખે સુખિયા, ને આપને દુઃખે દુઃખિયા; આપનો પંડ ત્યાં અમારો પ્રાણ જાણજો ! ગામ, ગરાસ, પુત્ર, પરિવાર એ સૌ આપની પાછળ છે. મહારાજ ! ઝાઝું શું કહીએ ? આપ સારમાં સમજો એવા છો એટલે વિસ્તાર કરવાની જરૂર નથી.

બારોટ.—બાપલા ! ખરૂં કહો છો. કહ્યું છે કે,—

( दोहरो )

સાર માંહિ વિસ્તાર તો, સમજે રાજકુમાર;
વિસ્તારથી ન સાર લે, કણબી* કે કુંભાર! १

---

# प्रवेश ४ थो.

સ્થળ—ઉદેપુરના નગરવાસીઓનાં ઘર.

જુદી જુદી જ્ઞાતના નાગરિકો.

જગડુશા.—ઓ ભીમજીભાઇ! કહોને હવે આપડે કયા કોટરમાં પડીશું ?

ભીમજી.—શા' આપડે ઉગરવાનો એકે આરો નહી ! રજ-

---

૧. એની મેળે. * આ બોલવું આખી કણબીની કે કુંભારની જ્ઞાતિને માટે નથી. તેમનામાં સારા બુદ્ધિશાળી પણ હોય છે; પણ ઘણો ભાગ અજ્ઞાન હોવાથી એવું કહેવાય છે, તે તેવાને માટે જ સમજવું.

પૂરી ને ઓકલોની મારામારીમાં આપણ આશ ઉડયા છે!

જગડુશા.—હા ભાઈ, હા. શો સમજીએ છીએ! આજ સાડા-ચાર વરસ હવાં વેપારમાં રાટો પેશો રહયા નહી, પણ અહિં ટહિ, અહકધ ફૂટધ, લૂંટધ લગાઈ લૂલા બની ગયા છીએ!

ભીમજી.—એ બહુ ટો ખહું, પન હવે શો વચાર્ કરયો! આ નવી હવેલી બંધાવી છે, ટે હવે અહિં રૂહેશો, કે કામલમેડ જશો?

જગડુશા.—નવી હવેલીમાં શું હવે દેવટા મુકીએ! "પેટમાં કૂવો ને વલોહો જુઓ!"

ઝવેરચંદ.—શેઠજી થીક કહે છે. વેપારોજગાર વગર મોટા મો'લમાં વશી શું કરે? "ખાગ્છા ટાં બજાર;" રાજા ટાં પડજા; ટેમ રાંનાજી જ્યાં વશે ટાં રહેકી જેવો વરડો હાય, ને શેઠનો ગલ્લો બ-ડાય ટેવું આંહિ રહે કાંઈ હાય? હની વગડના ગામમાં રૂહે આલમટા ડોડે ડાડે લૂંટધ જાય, ટે વખટ ઊંચી મેડી, ને મોટી પેંડી કંઈ કામ આવે નહિ.

જગડુશા.—ઝવેરશા, ટમે બોલ્યા ટે સવાવીશ. એમાં પોની-વીશ શમજે ટે પાકો વેપારી ના શમજવો.

ભીમજી.—ટમને કાંઇ શીખવવું પડે એમ નહી. બઢી પાયુશી ટમે જાનો છો.

દેવદત્ત—ક્યમ ભાઈ સોમદત્ત વ્યાસે વર્ણવેલો કળિકાળ હવે સંપૂર્ણ વ્યાપ્યો, કે ક્યાંઇ ન્યૂનતા છે?!

સોમદત્ત.—આઇજી, આથી વળી કેવો કૃતાંત કળિ વ્યાપવા-નો હતો! સર્વ પૃથ્વિ મ્લેચ્છમય થઇ ગઇ, ક્ષત્રીઓને હાથ સ્વલ્પ પણ ન રહી; તેમનું ચક્રવર્તીપદ પાતાળમાં પેશી ગયું, ને આખી અવનીમાં યવનનું રાજ્ય થયું; હવે કાંઇ કથવાનું રહ્યું નથી! ધરણી-માંથી રસ ગયો, સગાંમાંથી કસ ગયો, ને સૂર્યવંશમાંથી યશ ગયો, એથી તો કળિકાળની પરિસીમા આવી! વિશેષ શું કહેવું? કહેનારા કહી ગયા, ને હવે તો માત્ર દુઃખ જેનારા સ્વલ્પ જીવ રહ્યા છે.

દેવદત્ત.—પુરાણી! તમારી ખેદની ખાણી જેવી વાણી સાંભ-ળતાં કેવળ વિરાગ ઉપજે છે! પરંતુ હવે તમે શો નિર્ણય કર્યો છે? આ સ્થાનને વિષે રહેવું, કે રાજધાનીમા સ્વસ્થાન કરવું ધાર્યું છે?

સોમદત્ત—ईश्वरेच्छा बलीयसी. આપણું ધાર્યું કશા કામનું નથી. કહ્યું છે કે,—

“ मनसा चिंतितं कार्यं, दैवमन्यत्र चिंतयेत्. ”

રાજારહિત પુરમાં વિદ્વાને વસવું નહિ, એમ આગલ્યા નીતિકારો કહી ગયા છે; તો હવે આ મનની વૃત્તિની વાત શું પૂછો છો ? કળિયુગ વ્યાપ્યામાં ન્યૂનતા રહી નથી એ ખરૂં છે; બ્રાહ્મણ ઉપરની આસ્થા આકાશમાં ઉડી ગઇ છે, ને પુણ્ય પાતાળમાં પેશી ગયું છે એ સત્ય છે; તથાપિ પુણ્યનો પા વસો સૂર્યવંશી સીસોદિયાઓમાં અદ્યાપિ પર્યંત રહેલો છે, ને તેથી ધર્મનું રક્ષણ કાંઇક રહ્યું છે. બ્રાહ્મણોનું પૂજન તેમને પાટેથી પરવારી ગયું નથી, માટે એ ત્યાં આપણે એવી ચિત્તવૃત્તિ તો ખરી. ગમે તો તેઓ યુદ્ધમાં ધવાય છે, તેમની તરુણ સ્ત્રીઓ રંડાય છે, ને કાળોકેર તેમને ઘેર મંડાય છે, તોપણ તેઓની છાયા આપણા ઉપર મેઘાડંબર જેવી જણાય છે. આપણે મસ્તકે તેઓ કશું કષ્ટ આવવા દેતા નથી; આપણાં મિષ્ટાન્નપાન, ને સન્માન તેમના છત્રની છાયામાં કળિકાળની જ્વાળ આવતે પણ સૂકાતાં નથી; માટે આપણે તો રાજધાનીમાં જ વસવું વધારે સારૂં છે.

દેવો રાયકો.—અલ્યા મેધા ! રાણોજી તો ઉચાળો ભરી હાલવાની ત્યારિયું કરે સે, ને શેઠશાવકારાં ને ભેંમણાં પણ હલમલી ઊઠ્યાં સેં, તાંણે હમે આપણે ચીમનું કરીશું ?

મેઘો.—મેર તને માતા ભરખે ! આપણે શું કરવુંસ ? થાવાનું તે થાહે. આપણે શું રાણાને પઇણ્યા સીએ ! રાણો તો મોગલાંના ભેથી યાંથો ત્યાં કૂટાશે, પણ આપણે ખડપાણીવાળી જાગા છોડી ઇની ચેડે ચ્યાં અથડાયેં ? આપણો શો દી ફરી જ્યોસ !

દેવો.—હાચ્યું ચીધું અલ્યાઃ વળી વચારને, રાણાની હારે રહ્યામાં આપણો શો દી વળ્યો ? એથી તો વેગળા જ ભલા. હાંડ્યોને હવે હખે રહેવાનું થાહે. ખબરૂં લાવવાં લઇ જવામાં આપણૂં ને હાંડ્યોનું અધૂરિયું નેકળી જાતું'તું, તે તું ચ્યાં જાણતો નથી ?

દેછો રૂલાછ; પણ આપણ્યો શે દી ફરી જોસ, જે જવાની વાત હંભારિયે. જે થાનાર્તુ તે આંઇ થયું જાહે; આપણે તો આંઇ ખડ-પાણી મળે ત્યાં હુધી ચાંય ખહવું નથી.

દેવો.—અલ્યા આપણે થાવાનું શ્રું સેં? આપણે આંઇ તો ન-રસેનાં નગારાં વાગે સેં. ધાડ આવવાની હશે, તો રાણુને ઘરે આ-વશે, મોગલાંનાં દેરાં ઉઠાંનાં કાર સેં, તે તું ચ્યાં જાણતો નથી?

મેઘો.—જાંણે છે તાંણે મેલ હોર જવાની વાતનો!

[ થોડો કાળ વીતી જાય છે. ]

# प्रथम अंक समाप्त.



# प्रतापनाटक.

## अंक २ जो.

पात्र.

અકબરશાહ... ...દિલ્હીનો બાદશાહ–હિંદુસ્તાનનો ચક્રવર્તી.
ખાનખાનાન... ...તેનો મોટો સરદાર.
હજુરી... ... ...તેનો તેહેનાતી ખિદમતગાર.
ભાટ. ... ... ...રાજવગામાં ફરતો એક કવિ.
પૃથ્વીરાજ. ... ...અકબરનો ઉમરાવ–વિકાનેરના રાજાનો ભાઇ.
ફરીદખાન. ... ... } બાદશાહના લશ્કરી સરદારો.
શાહબાજખાન. ... }
પ્રતાપસિંહ.... ...કોમલમેરમાં રાજગાદી કરી રહેલો મેવાડનો મહારાણો.
બારોટ... ... ...તેનો રાજકવિ.
ખંડેરાવ. ... ...રાજા રામસિંહનો પાટવી કુંવર.
કૃષ્ણસિંહ. ... ...રાણાનો મુખ્ય મંત્રી–સામંત. સલુંબરનો રાવત.
વિદૂષક... ... ...રાણાજીનો રંગલો.
માનસિંહ. ... ...અકબરનો સેનાપતિ–જયપુરનો મહારાજા.
અમરસિંહ. ... ...પ્રતાપરાણાનો પાટવીકુંવર.
રામસિંહ. ... ...રાણાનો સામંત–ગ્વાલિયરનો રાજા.
મેઘો. ... ... ...મેંઢાં ચારતો રાયકો.
રાણી. ... ... ...પ્રતાપસિંહની પટરાણી–અમરસિંહની માતા.
બીજા સગા, સામંતો, અશ્વારો વગેરે.

સ્થળ–સમય સમયનાં ભિન્ન ભિન્ન સ્થાન.

# प्रतापनाटक.

## अंक २ जो.

### प्रवेश १ लो.

સ્થળ—અજમેરમાં બાદશાહનો દરબાર.

અકબર તથા તેના સરદારો.

અકબર.—( સરદારો સામું જોઇ ) મેરે બહાદુર સરદારો ! તુમારે કીયે હુવે[1] કામોં સે મેં બડા ખુશ હૂં! પરવરદિગારકી પનાહસે[2] દીલ્હીકી શાહનશાહતકે સામ્ને સિર ઉઠાને વાલે નિમકહરામ સૂએ સીધે દોર હો ગયે, આદમખાનને આદમજાત કો એબ લગાનેકા કસબ કિયા, ઉસ સે વો હૈવાન કી તરહ મારા ગયા; ખાનજમાનને હાથ સે ખાના ધૂલ કરકે ધૂલ મેં મિલનેકી રાહ લીયી, ઉસસે વો ધુવમેં મિલ ગયા; ખુદા કીસીકો ભી ભલાઈ ઓર બુરાઇકા નતીજા દેનેકો દેર કરતા નહીં હે.

ખાનખાનાન.—જહાંપનાહ ! સરદારોંને કીહુઇ જવાંમર્દી આખર તલક[3] બરકત[4] દેતી નહીં હૈ. તખ્તનસીનમેં[5] ભી કુછ તેજ હોવે તબકી કુછ બહાદુરીકા તેજ બઢતા હૈ. ચિતૂરકે કાયર ઉદારાણાને આપકી ચડાઇ હોનેકી બાત સુનતે હી ચલ ખાઇ, ફિર ઉનકે સરદારોંને બહુતસી જવાંમર્દી કી, મગર વો કિસ કામકી ?

અકબર.—મેરે કાબિલ ઉમરાવ ! ખુદાકી ખેર સે દીલ્હીકી બાદશાહીસે બેવફાઇ કરને વાલે કતલ હો ગયે, ઓર ઇસ શાહનશાહત સે બડી દુશ્મનાઈ રખને વાલે રાજપૂત લોગ બહુત કરકે આપકા લહૂ[6] મુગલસંગ મિલા કે અપને અચ્છે દોસ્ત વ બડે મદદગાર હુવે હૈં, મગર મેવાડકા પ્રતાપ અબતક અપની જીદ છોડતા નહીં હૈ.

ખાન૦—બાદશાહ સલામત, આપ સચ કહતે હો. મેવાડકી જમીમેં જસે જવાંમર્દ પરવરદિગાર ને પૈદા કિયે વૈસે સારી જહાન-

---

૧ કરેલાં. ૨ રક્ષણથી. ૩ છેક સુધી. ૪ વૃદ્ધિ. ૫ ગાદીપતિમાં. ૬ લોહી.

મેં કોઈ ભી જગે પૈદા નહીં હોંગે. રાણાસિંકને[1] આપ કે બડે બાવાકે સંગ જો જંગ કિયા થા વહ બાત તવારીખમેંસે આપકે દેખને મેં આઇ હોગી.

**અકબર.**—અજી, તવારીખકી બાત દૂર રખ્ખ કે ચિતૂર કે જંગ કી બાત હી કરો ! સોલા બરસ કે પટ્ટેને ઔર જેમલ ને જો કિયા હે વો મેરે ખ્યાલ સે અબ તક ખિસતા નહીં હૈ ! હારજીત ખુદા કે અખ્તિયારમેં હૈ, લેકિન ઐસે બહાદુર સિપાહસાલાર કી ઓરહ[2]કી હાર હુઇ વો હાર મત સમજો. જંગમેં બડી જવાંમર્દી કર કે જેર હોના, અગર જાન કુર્બાન કરકે જન્નતમેં જાના હમેશાંકી જીત હૈ, યૈં મેં માનતા હૂં. વહ દો રજપૂતોં કી દિલચસ્પ છબી મેરે દિલસે દૂર નહીં હો સકતી, ઔર દૂસરે બાદશાંહોકી નજર વ ખ્યાલસે ન ખિસે ઇસલિયે મૈંને ઉન દોનોં જંગબહાદુર કે બાવલે બનવાય કે અપને દરવાજે આગે હત્તી પર ખડે કીયે હૈં. અગરચિ વે દોનોં સરદાર બાદશાહી કે બડે દુશ્મન થે, મગર મેં ઉન્હોંકી તારીફ[4] કરતા હૂં.

**ખાન૦**—સચ કહી જહાંપનાહ ! દુશ્મન દાના ચાહિયે.

[ નેપથ્યમાંથી શબ્દ થાય છે ]

( દૂહો. )

ખુશબો તોરી ખલક મેં પસરી હે પતશાહ;
અકબર અહલી જહાનમેં, જાન્યો જહાંપનાહ. ૧

**અકબર.**—( દૂહો સાંભળી ) અયે હજૂરી, બાહેર સે કિસકા આવાજ આતા હૈ ?

**હજૂરી.**—( જોઇને ) બંદેનવાનજ ! કોઇ ભાટ જૈસા ખડા હુવા બોલતા હૈ.

**અકબર.**—ઉસ કો દરબારમેં દાખલ હોને દો.

**ભાટ.**—(આવીને સલામ કરી લાંબો હાથ કરી)

( દૂહો. )

અકબર અલ્લા આપકી, બલા કરો સબ દૂર,
તખ્તતેજ મહિમા ગની, રહો સબ રાજ હજૂર. ૨

૧ રાણાસંગે. ૨ બાજુ. ૩ મનમાં ઠસી જનારી. ૪ ખુશબો, સુગંધ.

અકબર.—( તેને બેસવા દેઇ ) આપ કૌન હો, કહાં સે આયે, ઔર કહાંતક જાનેકા ઇરાદા હૈ ?

ભાટ.—મોજના આપનાર મોગલ પાદશાહ ! હું ભમતો ભાટ છું; આપ જેવા બાદશાહ અને રાજાઓના દરબાર રૂપી બાગનો ભોગી ભ્રમરો છું; જ્યાંથી જેવી વાસના લઉં છું, ત્યાંનો તેવો ગુંજારવ કરતો કરતો ફરૂં છું.

અકબર.—(મલકાતે મુખે ) ઠીક, તબ ઇસ વક્ત આપને જો મુલકગીરી કી હૈ ઉસકા ટૂંક બયાન સુનાઓ.

ભાટ.— ( कवित मनहरछंद. )

સુનો અકબરશાહ, સુલતાન માન તોરો[1]—
રજપૂતસ્તાન કેરે મહીપોને માન્યો હૈ;
સિંધ ઔર મુલતાન, પંજાબ બલોચિસ્તાન,
કાબુલ ઇરાન તક, જશ તોરો જાન્યો હૈ;
હિંદુસ્તાન કેરે ભૂપ, ચૂપ ભયે નામ સુની,
જીત કો અવાજ રાજ સબ કાને આન્યો હૈ;
પરંતુ પ્રતાપ આપ મેવાડકો મહારાજ,
સિંહજેસો સ્વતંતર પાટપ પિછાન્યો હૈ. ૧

મેવાડ કે લોક પાંડ, આડમેં જમાય સબ,
કોમલમેરમેં આપ કીની રાજધાની હૈ;
કિલ્લા અરુ[2] કોટ મજબૂત કિયે ચોંપ ધરી,
તેગ[3] તોરે તખ્ત સામી ટેકદાર તાની હૈ;
રજપૂતસાથ જમદૂત જૈસે જાકું મિલી,
મોજ મોગલાઇ માન, મોરનેકી માની હૈ;
જાન હો જહાંપનાહ[4] ! દિલ્હીકે સુજાનશાહ,
ચિતોર લેનેકી ચાહ ઉને ઉર આની હૈ ! ૨

અકબર.—( આવેશમાં આવી સરદારો સામું જોઇ ) રાજપૂતસ્તાન કે સબ ક્ષત્રી રાજાઓને દિલ્હી કે બાદશાહી તખ્ત કો જિસવક્ત બડા મર્તબા દિયા હૈ, ઔર ઉસકી તહેનાતમેં આપ વ આપ કે કુંવર, ભાઇ, ભત્તિજે બેજકે મુગલાઇ બાદશાહીકી બડાઇ કબૂલ

[1] તારો. [2] અને. [3] તરવાર. [4] દુનિયાનું રક્ષણ કરનાર.

કી હૈ; હિંદુ ઔર મુસલમાન સબ ખુદાકે આગે સરખે હૈં, વહ સમજ આપકે દિલમેં ધર કે' રાજપૂતોને આપકા લહૂ મુગલસંગ મિલા કે એકદિલી કી હૈ, તબ મેવાડકા પ્રતાપ આપકા ખાનદાન કા ખાલી ઢોંગ કાયકો રખતા હોગા ?

પૃથિરાજ.—જહાંપનાહ ! મેવાડના રાણા માન આપવા જોગ છે; તેઓ સૂર્યવંશી કુળના છે; કોઇને નમ્યું આપવામાં તેઓ મોટી નામોશી સમજે છે; સર્વ રાજાઓના પૂજ્ય પોતે છે એવું અભિમાન તેમની પેઢીએ ઉતરતું આવ્યું છે; ને એ તેમનો ટેક હરિએ રાખ્યો છે, ને તે ઘણી રાખશે.

ભાટ.—અરે બાપજી, રાણાજીના ટેકની વાત ન કહી ભલી છે! પ્રતાપરાણે જે ટેક લીધો છે, એવો કયો રાજવી લેશે ? દાદાઓનું ચિતોડ લેવું તોજ મો'લમાં વસવું; નહિ તો પરણકુટીમાં રહેવું, પાંદડામાં જમવું, ને ઘાસને સાથરે સૂવું તથા જોગીની પેઠે પંચકેશ રાખી રાજા છતે જોગીરાજની અવસ્થામાં દી ગાળવા ! વસ્તી તજી વનમાં વસવું કબૂલ છે, પણ મોગલને માથું ન નમાવવું ! એવું આકરૂં પોણ લેઇ નિર્ભે થકા બેઠા છે.

અકબર.—દિવાના રજપૂત ! અપની ગુંજાસ કી તપાસ કિયે બિના બેહોંસ[1] કરતા હૈ, ઉસ સે કયા હોગા ? સારા હિંદુસ્તાન, બડે ક્ષત્રિયોં કે રાજ, દિલ્હી કી શાહનશાહી આગે સીધે દોર હો ગયે હૈં; તબ મુઠ્ઠીભર મેવાડ કી કયા બગદૂર હૈ ! ઉદેસિંગને ચિતૂર ગુમાયા ફિર બહુતસા મુલ્ક બાદશાહીમેં આ ચૂકા હૈ, તબ થોડેસે મુલ્કકી માલિકી હાથ આનેસે બડી બાદશાહીસે અકડ રહનેસે વો આપસે હી પાયમાલ હોગા ઉસમેં કુછ અંદેશા નહીં. ચૂહેકી ચેંપેં બિલ્લી-કી આગે કિતની દેર રહેગી ? !

પૃથિરાજ.—શાહ સલામત, એ ખરૂં છે, પણ એ પ્રતાપ અટંકો રજપૂત છે ! શત્રુ સન્મુખ તે પોતાની સમશેર મ્યાન કરવામાં મોટું મહેણું સમજે છે. પોતાના ટેકના તોર આગળ તે પોતાના સાહિત્ય શાં છે તે સામું જુએ એવો નથી તેનો ભરૂસો માત્ર પોતાના પેડનો અને પોતાનાં હથિયારનો છે.

ભાટ.—અરે બાપજી ! તે તો ખોંખારીને કહે છે કે—વાઘને

ળાવું કહ્યું ? પોતાની જાતને એ ઘણી કેશરી જેવી જાણે છે, ને દુશ્મનના દળને ઘેટાં રોઝું[1] ગણે છે !

ફરિદખાન.—(ખોંખારી) ખુદાવંદ! પ્રતાપકી બગદૂર આપકી શાહનશાહી આગે ક્યા હૈ ? બડેબડે શેર[2]કે શિકાર કરનેવાલે સરદાર આપકી સલ્તનતમેં મૌજુદ હૈં, વે શેરકા ફાંકા રખનેવાલેકો જેર કરકે પિંજરે મેં ખાવિંદ કે તખ્ત આગે ખડા કરેંગે !

પૃથિરાજ.—ફરિદખાં, એમ માં બોલો! શેરને જેર કરવાનું કામ જે તે નથી ! તમારા જેવાનો શિકાર થાય, એ ખરા શેર સમજશો માં; તે તો દીપડાં[3] સમજવાં ! દીપડાં આગળ તો જંગલમાંનાં ધાંણકાં[4] ખોયણું ધરે કે વાંકું પૂછડું રાખી વહ્યાં જાય, પણ ખરા શેર તો કાળ ખૂટ્યો હોય ત્યારે જ મળે !

ભાટ.—બાપજી ! ખરૂં કહો છો. કહ્યું છે કે,—

( दोहरो. )

"જે મારગ કેશરિ ગયો, રજ લાગી તરણાંય;
એ ખડ ઉભાં સૂકશે, નહિ ચાખે હરણાંય."

બાપજી ! આ કહેવત રાણાજીએ સાચી કરી આપી છે. એની જ-૨૫ આગળ આખો મેવાડ ઉજડ પડ્યો છે; ખેતરોમાં ખરસણું વાંસની ઝાડી જેવું વધી ગયું છે; બાવળ, બોરડીઓ, ખજુરાં અને કેરાં તથા જવાસાથી જમીન એટલી જંખજાળવાળી થઈ ગઈ છે કે, શોધ્યો મારગ જડે એવું રહ્યું નથી. માનવીનું જણ્યું જતું કે આવતું કોઈ મેવાડમાં જણાતું નથી; પછી એવા મલકમાં પાદશાહ લશ્કર લઈ જાય, તો ઘોડા ખોડા થવાને, અને જોડા નવા કરવાને !

અકબર.—પૃથિરાજજી ! તબ ક્યા પ્રતાપ બાદશાહી સે આંકડા ઉંચાં રખેગા ? ! જહાનમેં યહી રાજપૂત હૈ ક્યા ? જિસ બાદશાહી આગે સારે હિંદુસ્તાનને માન છોડ દિયા હૈ, મુગલ સરદારો ને બડે ટેકી રાજાઓંકી તલવાર છોડવાઈ હૈ, હિંદુરિયોં કો ફના કિયે હૈં તબ મેવાડકા રાના કિસ બગદૂરસે મસ્તી કરતા હૈ ?

પૃથિરાજ.—જહાંપનાહ ! સૂરજવંશી રાજાઓની મસ્તી આ

૧ સરખું. ૨ વાઘ. ૩ હલકી જાતના વાઘ-ચિત્તા. ૪ પહાડી લોક—ગાધરા વગેરે.

જકાલની નથી; તેમની અસ્તી વસ્તીના મંડાણ સાથ દુશ્મનોની આં-ખમાં દેખાતી આવી છે. તેમના જેવા વિનેશીળ પણ આ પૃથ્વીમાં થોડા પાક્યાછે, અને તેમને છોડનાર અંતે તેમનાથી થાક્યા છે.

**ભાટ.**—એ પ્રતાપ પણ કોઈ અલોકિક પૂતળું છે! મૂછાળો મરદ આની કૂખે એ જ પાકેલો જોયો છે! સતજુગમાં હરિચંદર રાજા થયો, જેને સત બોલવાનો ટેક હતો; તેણે પોતાનો એ ટેક પાળવા માટે રાજપાટ તજ્યું, બળતા દવ જેવા રણમાં દેશેવટે નીકળી મહા મહા દુઃખ ભો-ગવ્યું, પોતાની પ્રાણ પ્યારી પદમણીને અને વહાલા કેળના ગર્ભ જેવા કુંવરને વિપ્રને ઘેર વેચ્યાં ને પોતે ચાંડાળનો ચાકર થઈ રહ્યો, તથાપિ પોતાના સતનું તેજ તેણે છોડયું નહિ. વિશવામિતર રુખીએ વઘનનાં વાદળાં વેરવામાં કાચી રાખી નહિ, તોપણ રાજાનો સતનો સૂરજ છપ્યો ન રહ્યો. બાપજી! અંતે તે જ રુખીદેવે માન મૂકી ખેમા માગી કહ્યું કે–હે રાજા! તારો ટેક સાચો છે. બાપજી કડકડતા કળજુગમાં પરતાપ પણ તે જ અંગીઠીનો અંગારો છે! રે! તે કેવો છે?—

( દૂહો. )

ટેકી ને તરવારિયો, બહારદુર ને બળવંત;
નમ્યું ન આપે આપને, આવે એનો અંત! ૧

**પૃથિરાજ.**—જહાંપનાહ, હરિશ્ચંદ્ર રાજાને જેમ સત્યનો ટેક હ-તો તેમ પ્રતાપસિહને પ્રભુવના બીજો કોઈ મોટો પૃથ્વીપતિ હોય તો પણ શિર ન નમાવવું, ને પોતાની ઊંચે કુળે અવતરેલી કન્યા જવન-કુળમાં જવા ન દેવી એવો ટેક છે. હરિશ્ચંદ્રે સત્યને માટે પોતાનું ના-મ હજુ સુધી ઝળકતું રાખ્યું છે, તેમ એ વીરે પોતાના લીધેલા ટેકને માટે જગતના અંત સુધી પોતાનું નામ ઝાંખું ન થાય એવું ઝળકા-વશે! માટે મારા ધ્યાનમાં તો એમ આવે છે કે; આપ આ ફાંસું રાઢ ફાંસી નાંખો. સિંહને તેના વનમાં સ્વતંત્રતાથી રહેવા દો, એથી આપનો જશ ઊજળો રહેશે.

**અકબર.**—સોને કે તાટ મેં લોહે કી મેખ કૈસી લગતી હૈ! મેરી શાહનશાહી મેં સારા રાજપૂતસ્તાન આયા મગર જબતક[1] મેવાડ કે રાણાને સિર નહીં નમાયા વહાંતક[2] લોહે કી મેખ જૈસા માલૂમ હોતા હૈ! જૈસા ઉસકા ટેક અક્કડ રહને કા, તૈસા મેરા ઉસકી શમશેર[3] છો-

૧ જ્યાં સુધી. ૨ ત્યાં સુધી. ૩ તલવાર.

કહેવાય કે બાદશાહકી બંદગી બજવાતા કરતેહો હે. મેં ભી મેરે દેહ-સે મશહૂર[1] હૂંગા.

પૃથિરાજ.—જીવે જહાંપનાહ ! તંતેતંત મેળવ્યે કામ સુધરતું નથી; આપ વેળા વરતી જાણો એવા છો; માટે ઝાઝું શું કહેવું ? પ્રતાપ વિષે મારૂં કહેવું તો એટલું જ છે કે,—

( માલિનીવૃત્ત. )

અનમિ અડગ શૂરો, કુળના ગર્વવાળો,
નહિ નમ્યું કદિ આપે, મર્દ એ છે મુછાળો;
હઠ તજિ અકબરજી, સિંહને ના વતાવો,[2]
પણ નિજ પણુ[3] રે'વા, આટલેથી પતાવો. ૧

અરણવ[4] તરી આખો જુદ્ધનો ઊતરીને,
જસતટ[5] જઈ પો'ચ્યા-છો, તથાપિ ફરીને-
શિદ પગ પ્રિય માંડો, ખીજતી ખાડિઆરે,
જલધિ[6] તરિ જનારૂં જોખમાયે કિનારે. ૨

## પ્રવેશ ૨ જો.

સ્થળ-એક દિવાનખાનું.

ફરીદખાન અને શાહબાજખાન.

ફરીદ૦—ક્યોં હજરત ! કલ દરબારમે જો બાત હુઈ સો સુની

શાહબાજ૦—સુની, અબ દેખતે હો ક્યા ? જંગ કા વક્ત નજદિક આતા હૈ.

ફરીદ૦—ક્યોં કહા જાય કિ, જંગકા વક્ત જલદી આયગા ! અકબરશાહ બાદશાહ જંગકા બંબા જોડે બિના લગી હુઈ આગકા ભડકા આપસે હી બુઝ જાવે ઐસા કરેગા તબ ?

શાહબાજ૦—તબ ઉસસે અચ્છી બાત એક ભી નહીં. મે-

૧ પ્રખ્યાત. ૨ છંછેડો. ૩ પોતાનાપણું-પોતાનું પણ ૪ સમુદ્ર. ૫ જશનો કિનારો. ૬ સાગર.

વાડ મેં જાકે જંગ કરના ગોયા[1] ખાડ મેં રહેકે કુસ્તી ખેલને જૈસા હૈ. વહાંકે રાજપૂત ભૂત કે ભાઈ જૈસે હૈં! મોત કે મુંહ જૈસા વો મુલ્ક મુઝે નજર આતા હૈ. બિના જંગ કિયે ખુદા ખેર ગુજારે તો બહુત અચ્છા.

ફરીદ૦—યાર, સબર કરો; ખુદા જો કરેગા શો ઠીક હી કરેગા. મેવાડકા રાના જિનકે જોરપર ઝૂઝતા હૈ ઉન સબકો બાદશાહ મિલા લેગા, ફિર કિસકે જોરસે વો ફૂદેગા? જોધપુર, જેપુર, વે દો બાદશાહકો રાજપૂત કે જબરદસ્ત હાથ મિલે હુવે હૈં, ઔર દૂસરે હિંદુરજવાડે ભી આ મિલતે હૈં, રાના કા ભાઈ સગરજી ઔર સખ્તાજી ભી બાદશાહકો આ મિલે હૈં, તબ અબ ક્યા ફિકર હૈ?

શાહબાજ૦—જુરૂર, અકબર જૈસે કાબિલ બાદશાહ થોડે હોંગે. ક્યા ઉસકી રાજચાલનેકી ઔર દુશ્મન જેર કરનેકી તરેહ હૈ!

ફરીદ૦—અયે હજરત! દેખો તો સહી, બાદશાહ રજપૂત કે હાથસે હી ઉસ કે પાઉં કાટેગા. જિનકે જોર સે મેવાડ કા રાણા મસ્ત હુવા હૈ, ઉન કે દસ્તસે હી વો જેર હો જાયગા. રાજા માનસિંગ અબ દૂસરી લડાઇઓં મેં જા મિલે હૈં, મહોબતખાં—સગરજીકા લડકા, જિસને બુતપરસ્તરાહ[2] છોડકે પાક દીન પસંદ કિયા હૈ, વો ભી હાજર નહીં હૈ, ઉસલિયે જંગકી બાત હોવે યા ન હોવે ઐસા મુઝે માલૂમ હોતા હૈ. જાતીતે ઘર કે આદમીઓંસે હી બાદશાહ મેવાડ કા ઘર મારેગા, ફિર ઉસ કે દિલકી ઓ ઔર પરવરદિગાર બૂઝે.

---

## પ્રવેશ ૩ જો.

સ્થળ—કોમલમેરમાં પ્રતાપનો દરબાર.

પ્રતાપસિંહ તથા તેના પટાવત સામંતો ઇત્યાદિ.

રાજબારોટ.—

( कवित–मनहर. )

અવિચળ જશ જગમાંહિ જેનો વ્યાપિ રહ્યો,
હિમાચળ પેઠ ઊંચો ગયેલો આકાશ છે;

---

૧ જાણે કે. ૨ મૂર્તિપૂજકોનો પંથ.

મૂળ જેનાં પાતાળની પાર ગયાં મહીમાંથી,
સૂર્ય જેવો શીસોદિયા-કુળનો પ્રકાશ છે;
બાપા ને હમીર જેવા વીર આગે પ્રગટિયા,
શત્રુકુળને તેઓના નામતણો ત્રાસ છે;
વેતાળ સરીખો વીર, સંગ ઉપન્યો જે કુળે,
એ તો અવનીની હદ સુધી અવિનાશ છે. ૧

તારા* જેવી અવિચળ તારુણી જે કુળે પાકી,
એમાં કર્મદેવી જેવી અંબા અવતાર છે;
મીરાં મીઠાં કાવ્ય પ્રભુ-પ્રેમનાં કર્યાથી જાણી,
રાણી એ તો નો'ય, ભારતીનો ભવસાર છે;
જનની જાણીતી જગમાંહિ ફત્તાતણી જેહ,
નો'ય દેહ માનુષી એ, દામની પ્રહાર છે;
ફત્તો અભિમન્યુ, નારી એની ઓતરા પ્રમાણે,
જેમલ જરૂર જરાસંધ દુજી વાર છે. ૨

( દ્રુમિલા છંદ. )

નદીમાં શુભ ગંગ, તથા નૃપકુળ પવિત્ર રઘુકુળ શાખ અશી,
તરુમાં સુરવૃક્ષ, વનેચરમાં મૃગરાજની જાત ગણી જ જશી;
ખગમાં પતિ લક્ષ્મીતણા તણું વાહન, શાહન, હું કહું વાત કશી?
કળિમાં નૃપ અન્ય વિષે સમ છે શુભ રાવળશાખ પવિત્ર તશી. ૩

નભમાં ગ્રહ છે અગણિત તથાપિ, જણાય નહીં રવિને પ્રગટે,
પ્રગટે રવિકુળતણા નૃપ મેદની આન મહીપત માન મટે;
ન મટે ધરિ ટેક કદા નૃપની વિધિ જોગ ધરે જુલમી અઘટે,
અઘ + ટેક જતે નૃપ ઓ સમજે, પરતાપ થયો કુળ એ જ કટે. ૪

* તારામતિ-હરિશ્ચંદ્રની રાણી, વાલિની સ્ત્રી તારા નહિ કારણ કે, તેને એક ભવમાં બે પતિ થયાનો દોષ ચરેલો છે. અહલ્યા, તારા, દ્રૌપદી, સીતા, મંદોદરી એ પાંચ સતીઓ ગણાય છે, પણ તેમાંની એક કલંક લાગ્યા વિનાની નથી, પણ હરિશ્ચંદ્રની તારા તો ધ્રુવના તારા જેવી જ જણાય છે, માટે આ સ્થળે તેની ઉપમા આપી છે. + પાપ.

**સામંતો૦**—(મર્મ વિચારી હર્ષિત થઇ) શાહબાશ! શાબાશ!! શાબાશ!!! કવિરાજ! ધન્ય છે તમારી અમૃત જેવી વાણીને.

**પ્રતાપ૦**—( પ્રસન્નમુખે ) સલુંબરાજી[1] ! કવિએ આજ રાજસભાને જેવી રીતે રંજન કરી નાંખી છે તે પ્રમાણે તે રંજન થાય એવું કાંઈ કરો.

**કૃષ્ણસિંહ.**—મહારાજ, આજ્ઞા પ્રમાણે હવે તે કરાવીએ છીએ.

[ કવિને શિરપાવ આપ્યા પછી વિદૂષક ઓઠ ફફડાવતો પ્રવેશ કરે છે. ]

**વિદૂષક.**—(મનસાથે) આ પળિયેલ કવિએ રાજાને કયો દેશ સર કરી આપ્યો, કે માથું માંહિ પેશી ગયું છે એવો મોટો પાઘ, ને વાઘચંમર[2] જેવી પટાપટીવાળી શાલ, ને બંધીવાનને બેડીઓથી જડી લીધો હોય તેવાં કડાં સાંકળાં પહેરાવી દીધાં! વળી વરરાજાને વરઘોડે ચઢાવવા આભમાં ખર ખૂંપાવે એવી આણકી ઘોડી પણ શણગારી સાજસાથે લાવી બાંધી દીધેલી જણાય છે! બક્ષીસની અજ, ને શણગારની શોભા ઘોડી ઉપર બેઠા વના જણાવાની નથી; બેશીને દરબારની દેવડી સુધી નહિ જાય એટલામાં ભાઈની રેવડી દાણાદાણ થશે, ને તેથી વખતે જીવ પણ જશે! હશે, જે થશે તે ખરૂં. (પ્રકાશપણે) મહારાજ! આ કવિએ કયાં ગયલાં વહાણ પાછાં વાળ્યાં, કે આપે આજને આજ એમને મોટા મહારાજ જેવા બનાવી દીધા!

**ખંડેરાવ.**—જરા વિવેક રાખીને બોલ! કવિને જે આપે તે ઓછું છે, તેમની વાણીમાં અમૃત રહેલું હોય છે; અમૃતનું મુલ આપી શકાતું નથી.

**વિદૂષક.**—( તેના જોઇ ) મારૂં વાલું અમૃત તે કેવું હશે?! મેં પડદાપાછળ રહી કાન માંડી તેમની લાંબે રાગે બોલાતી વાણી પડયાં પડયાં સાંભળી—બાપજી! રાતે આરેલા મેમદાનું અજીરણ થયું હતું એથી કરાર નહોતો, માટે જરા આડો પડયો હતો. વાણીના અમૃતનો મને તો કશો ફાયદો જણાયો નહિ. મારૂં અમૃત તો આદું અને ડુંગળીનું છમકારેલું પાણી થઈ પડયું, કે જેના ગુણથી મારા-

૧. કૃષ્ણસિંહનું ઉપનામ. સલુંબરાના રાવત ( રાજા )માટે સલુંબરા કહેવાતા. ૨. ચર્મ-ચામડું.

માં અત્યારે હસવા કરવાની ગતિ આવી છે.

અંઉરાય.—તારા જેવા લાડવાના લાલચુ, ને મિષ્ટાન્નમાં મગ્ન રહેનારને કવિતાના અમૃતનો સ્વાદ ન સમજાય.

વિદુષક.—બાપાજી, મને એમ છેક બેવકુફ ન ગણો! મારે પણ બે આંખો, બે કાન, એક નાક, ને એક જીભ છે! કવિની વાણીમાં અમૃત કયાં રહેલું છે તે હું થોડું ઘણું તો સમજું છું, પણ મારી સમજણ કવિતાનું અમૃત વખાણનાર સાથે સરખાવી જોવી છે તેથી પૂછું છું.

પ્રતાપ૦—બોલ, શું પૂછે છે?

વિદૂ૦—(રાણા ભણી જોઇ) બાપજી, આ એટલું પૂછું છું કે, કવિની વાણી જેને લોક કવિતા કહે છે, તેનું અમરત તે કડીએ કડીના થડમાં, વચમાં કે છેડે હશે? હું તો ધારૂં છું કે, પાઘડીનો વળ છેડે-તેમ કડીઓને છેડે અમરત હરેલું મેં જોયું! કડીએ કડીના શબ્દો જુગતે જોઇ-જેમ ચડયો તો પડયો, પડયો તો રડયો, રડયો તો ખડયો, ને ખડયો તો લડયો, એવા આવતા હતા; માટે આપને પૂછું છું કે, કડીઓને છેડે મળતે મળતા જેવા શબ્દો આવે તે જ અમૃતનાં દરેલાં ટીપાં હશે, અને એવા દારેલાં ટીપાંનો એક જયો થઇ લોટો ભરાય એટલો રસ જામે ત્યારે જ તે અમૃત થયું કહેવાય??

પ્રતાપ૦—ઓ બહુ બોલા! તારીસાથ માથાફોડ કરતાં માથું દુખે માટે કવિને પૂછી પાવરયો થા.

વિદુ૦—(કવિપાસે આવી) બારોટ, રામ રામ!

બારોટ.—ભાઇ, રામ રામ; કાં?

વિદુ૦—કવિરાજ! મારે આપ આગળ ડેયાની અકળામણના બે બોલ બોલવાના છે; તે એ કે-કવિની વાણીમાં અમૃત રહેલું છે એમ સારા માણસો કહે છે; તો હું પૂછું છું કે, કવિતાની કડીઓમાં છેલી તુકેતુક મળતી આવે છે, તે જ અમૃતની ગળતીનું મોં હશે?!

બારોટ૦—ના બાપુ, તેમ નથી. મળતા આવતા શબ્દોને ક-વિઓ અનુપ્રાસ કહે છે; અને અનુપ્રાસ એ શબ્દરચનાની શોભા ગ-ણાય છે. અમૃતનો મારગ જેવા તેવાને જડે એવો નથી; નારાયણની કિરપા હોય તે જ કવિની કવિતામાં અમૃત રહે છે.

વર્ણન એવે પ્રકારે કવિતામાં કરવામાં આવે કે, જાણે તે વાત નજર આગળ ખરી નીપજે છે એવી અસર સાંભળનારના મનમાં થાય; તેમજ થતી વાત એવી વર્ણવે કે, હજારો વરસ સુધી તે વાતની છાપ માણસના મનમાંથી ન ભૂસાય તેને કવિતાનો અમૃતરસ કહે છે, એ રસે જે રસાય તે સદાકાળ જીવતો રહે છે એમ સમજવું. જેમ ખાવામાં ખટ રસ ગણાય છે, તેમ કવિતામાં નવ રસ જણાય છે. જે વર્ણનથી સાંભળનારની છાતી પીગળી આંખે પાણી આવે તે કરુણ, જે સાંભળી કાયર તરવાર તાણી લડવા તૂટે તે વીર, અને જે સાંભળી ગંભીર પણ ગાંડાની ગોડે દાંત કાઢે તે હાસ્ય—

વિદુ૦—(હાથ ઊંચા કરી) કવિરાજ, થોભો ! કવિતાનું મહાપુરાણ આજને આજ કહી નાંખશો તો મને સાંભરશે નહિ. હું સાત ડગ સામાં ભરી પાંચ ડગ પાછો પડું એવો વિદ્યાર્થી છું ! મારે જોઇતું'તું તે મેં જાણી લીધું. ( હાથ જોડીને ) હવે ખેમા કરો બાપજી ! હું રાજા નથી, કે તમને ભારે સરપાવ આપી શકીશ. ( માથા ઉપરનો ફાટેલો ફેંટો બતાવી ) હું બહુ રીઝું તો વળી આ માથા ઉપરનું નવધરૂં ઊતારી આપું. (રાણા ભણી જોઇ) બાપજી ! કવિરાજ પાસે સંધું કાવ્યશાસ્ત્ર ઊભાં ઊભાં શીખી લીધું !

પ્રતાપ૦—અરે ઢોંગી ! એટલી વારમાં એવડું શું શીખ્યો, કે ફૂલીને ફાળકો થયો.

વિદુ૦—મહારાજ, મોરનાં ઈંડાંને તે કંઇ ચીતરવાં પડતાં હશે ?! મારી પાસે જે હતું, તે મેં કવિને પૂછી જાણી લીધું.

રામસિંહ.—વાહરે ! તું તો કોઇ નવાઇનું પૂતળું જણાય છે ! તારીપાસે જે હતું તે તેં જાણી લીધું એ તે શું ?

વિદુ૦—સાંભળો બાપજી, કવિતાની કડીઓને છેડે મળતે મળતી આવતી તૂકોને હું અમૃત જાણતો હતો, તેનું નામ કવિને પૂછ્યું તો ત્રાસ પડે એવું "અનુપ્રાસ" નામ કહ્યું. કોઈપણ થયલી અથવા થતી વાતનું વર્ણન એવું કરવું કે તેની અસર માણસના મનપર તેવી જ થાય, ને તેથી તે કાપેલા વર્ણનની છાપ ઘણા કાળ ...ધી ન ભૂસાય તેને અમૃતરસ કહી બતાવ્યો. ખાવામાં ગળ્યો, મો-..., ખારો, ખારો વગેરે છો રસ છે; તેમ કવિતામાં હસવાનો, રડવા-

નો, લડવાનો વગેરે નવ રસ છે એમ કવિએ કહ્યું; પણ જેમ ખાવામાં અને ગળ્યો રસ ભાવે છે, તેમ કવિતામાં હાસ્યરસ મારે હૈયે વસ્યો; જેની મારી વખારમાં ખોટ નથી, માટે બીજા ઉપર મેં ધ્યાન આપ્યું નહિ; ને અનુપ્રાસના ગાડવા તો મારા ગળાના નળામાં ગબડ્યા જ કરે છે! બાપજી, નજર તળે હરદમ આવતી ચીજ ગમે તેવી ગુણકારી હોય પણ માનવીની નજર તે ઉપર ઠરતી નથી, પણ દૂરની દેખી લોચન લોભાય છે.

પ્રતાપ૦—ઓ ગાંડા! એ શા ઉપર?

વિદૂ૦—બાપજી, મને શું પૂછો છો? ઘટમાં ઘૂંટી જુઓને! હૈયાનો અંતરપટ ખોલી જોશો તો પટ જણાશે કે, હું ગાંડો નહિ, પણ ભામાશા દિવાન જેવો ડાહ્યો છું; તેમજ પટણાની પોશાળમાં પહેલે પાટલે પૂજાયલો કવિ છું!

કૃષ્ણસિંહ૦—ત્યારે તારી કવિતા આ રાજસભામાં તેં કોઈ દહાડો કાં ન કહી?

વિદૂ૦—બાપજી, પિંગળના પાંજરામાં મનને કેદ કરી કવિતા કરવાનો કસબ મને કૂડો લાગ્યો, માટે હું તે ધંધો કરતો નથી; તેમજ રડવાનો[1], લડવાનો[2], હળવાનો[3], પળવાનો[4] એવા માલના રસ પણ સંઘરતો નથી.

કૃષ્ણસિંહ૦—ત્યારે તેં શો માલ સંઘરી રાખ્યો છે?

વિદૂ૦—મહારાજ, મોકળા મનની વખારમાં અનુપ્રાસના ગાડવાઓમાં ગળ્યો મધ જેવો હાસ્યરસ ભરી આપ જેવા સરદારોનાં મુખ હસાવવાનો ધંધો ધરી રાજદરબારમાં ઘરબાર છોડી આવી વસ્યો છું.

પ્રતાપ૦—પટણાની પાઠશાળાના મહાપંડિતજી! આ દરબારના ગંભીર સભાસદોનાં મોં તારો હસ્યરસ રેડી મલકાવ્ય.

વિદૂ૦—બાપજી, આપે ઉદેપુરથી કોમલમેર આવવાની તૈયારી

૧ કરુણરસ—એથી દયા ઉપજી રડવું આવે છે માટે. ૨ વીરરસ-એથી શૂર ચઢે છે માટે. ૩ શૃંગારરસ—એમાં પ્રીતિમાં હળી જવાનો ગુણ રહેલો છે માટે. ૪ ભયાનકરસ-ભય દેખી પ્રાણી માત્ર નાસી જાય છે માટે.

કરી એવામાં મેં ભરતખંડનાં જંગલની મહાજાત્રા કરી; તેનું અથ-ઇતિ વર્ણન કરતાં સાંભળનારની શુદ્ધ ઠેકાણે રહે નહિ, લખનારની લાખ લેખણો ઘસાઇ જાય, ને શાહીનો સો હાથ ઊંડો કૂવો ખૂટી જાય, તોપણ પાર આવે નહિ; માટે આજ્ઞા હોય તો એકાદ દેખાવનું અલ્પ વર્ણન કરૂં.

પ્રતાપ૦—બોલ ત્યારે, તારી વિચિત્ર વાણી સાંભળવા સર્વે સભાસદો અતિ આતુર છે.

વિદૂ૦—સાંભળો બાપજી! સરવે સામંતો ને સીસોદિયાઓ પણ જીવ ઠેકાણે રાખી સાંભળજો! મારી વાત વિસ્તારીને કહેવાય એવી નથી! તોપણ ટૂંકામાં મહાભારત જેવી કથા બે બોલમાં કહી નાંખું છું:—

રાનમાં કાનમાં મોટા ફૂલગોટા ખોશીને ગાનમાં ગુલતાન એવા બે મિયાં સુલતાનના મોકલ્યા સુલતાનથી આવતા હતા. તે બે મિત્ર ચિત્રવિચિત્ર ચરિત્ર કરતા, વાંદરાથી ડરતા તોપણ હિંમતને ધરતા, વિવિધ પ્રકારના આકારની વાતો કરતા, વાંસની ઝાડીમાં ફરતા, ખરતા તારાની પેઠે વાંકા વિચારના વહેળામાં તરતા, હાથમાં હથિયાર ધરતા, મેવાનાં ખેતરોમાં તેતરો ઉડાડતા, કોકને આમલાં પાડતા જતા હતા. મહા કથાવાટે[1] ત્રીજે પહોર વટે, દહાડો લટે, અજવાળું ઘટે, સાંજ પડતે, પડતે આખડતે, સૂરજ આથમતે, ગ્રીષ્મની રતે, અંધારૂં થતે, પગવતે ચાલીને, માથે છોગાં ઘાલીને, મકરબે[2] મહાલીને, શંખનો નાદ સુલ્લાંનો સાદ, ચકલાંનો વાદ થતો હતો તે વેળે આબાદ[3] અમદાવાદ આવી પહોંચ્યા.

રાતે સૂકા રોટલા, કેરીના ગોટલા સાથે ખાઇ ચોટલા ઓળીને મસીદના ઓટલા ઉપર તે બે મિયાં ભાંગનાં બીઆંની ફાકી ફાકી થાકીપાકી આવેલા તેથી હજરતને યાદ કરી મરી ગયા જેવા થઈ આંખો મીંચી ગયા. બામદાદમાં બંદગીનો સાદ મુલ્લાં પોકારે, હનૂમાન હોકારે, કૂકડાં કોંકારે, ધોબી ધોકારે નદીને આરે જતા હતા, તે વખત ઊંઘના તખતથી તે બે દોસ્ત ઉઠયા. જંગલ જઇ આવ્યા,

૧ મુસ્કેલીથી. ૨ મકબરો-પીર કે ઓલિયાનું સ્થાન. ૩ સહીસલામત.

ટા થઇ આવ્યા, દાતણ લઇ આવ્યા, નદીએ ન્હઇ આવ્યા, પ્યાલા ઇ આવ્યા, એટલે પહોર દહાડો ચઢયે ભૂપનો જાસુસ આવી પસુસ મના પેટના પડદા ઉપર ગદ્દા મારવા લાગ્યો. વળતી ભૂખે આંખો ળતી, તેથી કળ નથી વળતી, એવા ચળતી પ્રકૃતિના તે બે ભાઈ- બંધોએ ભૂપનું દુઃખ મટી સુખ થવાનો માર્ગ શોધ્યો. એક મિયાં હરખચંદને હાટે, પેટને ઉગ્યારે, પૂરે ગભરાટે, ઘી લાવવા માટે ગયો. બીજો તેની આવવાની વાટ જોઇને, ગાનતાનમાં ચિત્ત પ્રોઇને, ખીચડી ધોઇને, હાંલ્લીમાં ઓરી હેરી ગાવા બેઠો. પ્યાલામાં હાલ્યામાં આખ્યે ઝાલ્યામાં ન આવે એવું ઘી લેઇ સોબતી પાસે આવવા લીધેલા ધાણીચણા ચાવતા રવાલચાલ ચાલતા, ઊંચુંનીચું ભાળતા, બીડી બાળતા, બહાદુરખાન ગાનતાનમાં બેભાન જેવા આવતા હતા. તેમની નજરે હલકાઇથી છલકાઇ જતું વિષ્ણુતેજ આવ્યું; તેથી ક્રોધથી આંખ કરી રાતી, છાતીને જોરે, લટકતે તોરે, જુવાનીને તોરે, તેમણે તુપને કહ્યું કે "અબે ચૂપ"!!! મિયાંનું ચૂપ સાંભળી હું તો ચમકેલા ભૂપની પેઠે ગૂપ થઇ ગયો, ને પડતી ધૂપમાં સંકટના કૂપમાંથી નીકળી મેવાડનો મારગ ઝાલ્યો. વા- સાથે વઢે એવાના સંગમાં ગુન્હાના તંગમાં તણાઇ વખતે શૂળીની ભૂળી સુંઘવાનો સમય આવે, એમ જાણી ધાંચીની ઘાણીએથી બળદિયું છૂટે તેમ તાણીને દોટ મૂકી, તે દાંતા મુકામે આવી દાતણું ચાવી પાણી પીધું.

બાપજી! પ્રવાસનું મહાપુરાણ મોટું છે, માટે આ પ્રથમ સ્કં- ધનો પહેલો અધ્યાય આપ આગળ સંક્ષેપે કહ્યો; બાકી ઘણો ભાગ રહ્યો, પણ હવે ભોજનનો સમય થયો માટે મારી વાતનો વહેતો વહેળો બંધ કરૂં છું.

સામંતો.—(હસ્તે મુખે) ધન્ય છે! વિદૂષક તમારી હાસ્યજ- નક વાણીને! ખરે, રાણાજીની સભાનું તું પણ એક ઉમદું રત્ન જણાય છે!

વિદૂષક.—(હાથ પસારી) બાપલા! આ રતનનું જતન ક્યાં થાય છે! રોડાની પેઠે અહિંયું તહિં અથડાય છે!

પ્રતાપસિંહ.—વિદૂષક, આજ તેં રાજસભાને ખરેખરી ખુશ

કરી નાંખી છે, માટે તું ખુશી થાય એવું તારે મોંએ માગી લે.

વિદૂ૦—મ્હોંઢે શું માગું બાપજી! ભીખનાં હાંલ્લાં શીંકે ચઢતાં નથી; "માગે તેને ત્યાગે." એક ભાટ ભીખની સોગાત લઇ ધણીઆણીને ધમકાવતો આવ્યો હતો, ત્યારે તેણીએ કહ્યું હતું કે,—

( દૂહો. )

"કંથા તું કુંજર[1] ચઢ્યો, હેમકટારો[2] હત્થ;
માગ્યાં (તો) મુક્તાફળ મળે, (પણ) ભીખને માથે ભત્થ."

માટે બાપજી! મારે ફાટી જાય, ધાશીજાય, નાશીજાય એવી રીઝ જોઇતી નથી. આ શરીર જેઠીમલ્લ જેવું થાય એવી રાતબ બાંધી આપશો તો મારે કશાનું કામ નથી.

પ્રતાપ૦—ઠીક છે ત્યારે, આજથી તારે માટે જ એક જુદો રસોઇઓ, ને તને ફાવતું ને ભાવતું ભોજન રોજ થાય એવો બંદોબસ્ત કરાવીશું.

વિદૂ૦—મહારાજનું કોટિકલ્યાણ થાઓ! આજથી ઘીસાકરને પાયે મારી પનોતી બેઠી! હવે મારે જોશીને કે ડોશીને પુછવાનું ના રહ્યું! હવેથી બાપજી મોટા કવિને મોટા મારકણા હાથીનું, કે પાંજરામાં પૂરેલા પંચહથા વાઘનું સાંકળથી છોડી દાન દો, તો તેનો મને અસંતોષ નથી! મારા લાયક મને મળ્યું, પછી બીજાને ગમે તે મળો, તેની મારે શી બળબળ છે ?

[ વિદૂષક આજ્ઞા માગી જાય છે. ]

કૃષ્ણસિંહ.—બારોટ, રાણાજીના રંગલાએ પણ આજ ખૂબ તાલ આણ્યો.!

બારોટ.—કાં ન આણે બાપજી, એ પણ રાજનું રમકડું છે. સૌ આ રાજગાદીનો મહિમા છે.

કૃષ્ણ૦—વિદૂષકે અનુભવેલી વાતનું વર્ણન તેના વિચિત્ર સ્વભાવ પ્રમાણે કર્યું, પણ કવિઓ નહિ અનુભવેલી વાતનું વર્ણન જાણે તે ખરી નીપની હોય તે પ્રમાણે કરી તેમાં રસ પણ તેવો જ પૂરે છે, તો વિદૂષકે કહી તે વાતનું વર્ણન આપ પોતાની

---

૧. હાથી. ૨ સોનાની કટાર.

વાણીમાં થોડા વધારા સાથે હાસ્યરસમાં કરી શકો ખરા ?

બારોટ.—કેમ ના કરીએ બાપજી! કવિ હૈયાની સૂઝે વણદીઠી વણસાંભળી વાત સાક્ષાત્ નજર આગળ બને છે તેવી વર્ણવે, તો, જેનો પાયો જાણ્યો છે તે ઉપર ઇમારત ઉઠાવતાં તેને શું મુસ્કેલ છે ?

પ્રતાપ૦—બારોટ, ત્યારે આજના દરબારમાં જામેલો રંગ આપ પૂરો જમાવો. ઘડી પછી શું નીપજશે, તેની કોઇને ખબર નથી, માટે જે ઘડી આનંદની ગઈ એ જ ભલી, ને જીવતરનો લ્હાવ પણ એ જ લીધો જાણવો.

બારોટ.—આપજી ખરૂં કહો છો. રંગલાની રંગીલી વાતનું વર્ણન આપની ઇચ્છા છે તો હું થોડા વધારા સાથે મારી વાણીમાં હાસ્યરસનું પાણી ભેળી કહું છું, તે સકળ સમાજ સાંભળજોઃ—

( શાર્દૂલવિક્રિડિત ).

પ્યાલો પૂર્ણ ભરેલ આજ્ય[1] ઉકર્યું લેઇ મિયાં આવતો,
ચાલી ચાલ રવાલ, ગાલ ભરિને પાણીચણા ચાવતો;
એથી ઘી સઘળું જ પાત્ર મહિંથી ઢોળે[2] ચડ્યું તે હતું,
ઊછાળા ભરિ ચાલ ચંચળ થકી હાલી ઢળી તે જતું. ૧

એ જોઇ મહાશીઘ્ર આવ્યું મનમાં, મીઆં વધ્યા *તૂપને,
'સાલે! ના ઢલ સાફ બાત કહતા, રે' તેં પડા ચૂપને'!
તોયે ઘી ઢળતું ન લેશ રહેતા, ચાલ્યું બધું તે છલી,
મીઆં રીશથી પાત્ર ઊંધું કરિને કે' 'જા ઢલી! જા ઢલી!!' ૨

એવા બા'દુરખાન માન ભરિયા, આવ્યા મસીદે પછી,
સાથી સાબરખાન બાનલિણ જ્યાં ગાતા બહેતો અચ્છી;
"કયું બાઇ! લઇ ઘી અચ્છા ઇધર તેં આયા? કહાં હૈ ધરા?"
"ઢોલા મેં રસતેકિ બીચ ઉસને આડાપના જો કરા. ૩

રોયાને કિ બિસાદ સાલિ હમસે બાંકી ચલે બાત કયાં!
બંદા બા'દુરખાન ઉસ સિરપેં, દેવે નહીં લાત કયા?!
જા તેં ઘી લઇ આવ ખીચડિ અચ્છી, મેં હૂં પકાતા અભી,

૧ ઘી. ૨ છાળે, મોજે. ૩ ઘી.

ગાતા હૂં અબ ખ્યાલ ખૂબ ખુશિસે, આતા સુઝે જો કબી." ૪

લેવા ઘી ચકટે ગયો બબડતો, પેલો ત્યહાં શે'રમાં,
બા'દુરે લહીં હાંડિ માહિ ખિચડી, ગાતાં જતાં લે'રમાં,
ઊકાળે ચઢિ ખીચડી નિરખીને, લે ચાટવો હાથમાં,—
જોવા તેહ અડ્યો, પડ્યો હડફટે, છે ચિત્ત ના નાથમાં.[1] ૫

ગાતો જાય ધ્રુમૈડતો જ ખિચડી, તેવે ટપાતાનમાં,
ઠોકયો હાંડલિ ચાટવો ચડપ લે, છે ચિત્ત તો ગાનમાં;
ફાટી તે તળિયેથિ હાંડિ ખિચડી ચૂલામહીં સૌ પડી,
ગાણાની શમી લે'ર જાણુ પછિ તે મીઆં ભઈને પડી. ૬

આવી સોબતિ પાસ ત્રાસ ધરિ કે',–" એ કયા કિયા બાંદરા!
ખાના ધૂલ કિયા ગરૂરિ ધરકે, ઘી ધૂલમેં લે ધરા!!"
કે' ત્યાં બા'દુર વાત " લાત દઉંગા, પંચાત તેં જો કરી,
ટપ્પેકી લગિ તાન હાંડિ ઉસને ભાગી, ન મૈંને જરી! ૭

લે હાંડી તુજ હે, તું બૈંગન હમા–રા દે અભી લ્યાં ધરી;
લે ઘોકા અબ લાવ ખાંડિ મિરચી, મેંને બનાકે ધરી;"
બોલતાં વધિ વાત, લાત ગડદે આવ્યા, ન ફાવ્યા કશે,
કાલે વાત કહિશું બાકિ રહિ તે, વૃત્તાંત જે જે થશે. ૮

[ રાજસભા રંજન થઈ બરખાસ્ત થાય છે, ને થોડો કાળ વીતી જાય છે. ]

## પ્રવેશ ૪ થો.

સ્થળ–ઉદેસાગર ઉપરની એક પાક નીપાવેલી જગા.

**રાજા માનસિંહ તેના સોબતીઓ સાથે, અમરસિંહ ને પાછળથી પ્રતાપસિંહ તથા તેના પટાવતો વગેરે.**

[ રસોઇ તૈયાર થયે પાટલા માંડ્યા છે. એવે માનસિંહ સોબતીઓ સાથે આવે છે.

[1] ધ્યાનમાં.

માન૦—( પાટલે બેસી અમરસિંહસામું જોઇ ) કાં અમરસિંગજી! પરૂણાચાર કરવાને રાણાજીએ પધારવું જોઈએ, ત્યાં તેમણે કુંવરજીથી કામ ઠેલવા માંડયું છે! બાપુ, બાળક બાળક સાથે, જુવાન જુવાનશું, અને ઘરડા ઘરડા સાથ શોભે, અમારી ઓજે તો રાણાજી જોઈએ, તે કાં નથી પધાર્યા?

અમરસિંહ.—મહારાજ! તેમના શરીરને સુવાણ[1] નથી, માટે આપની સેવામાં મને હાજર રાખ્યો છે. રાજધાનીમાંથી આપ સામા આવવા એકાએક નીકળવું થયું, ને મારગમાં જરાપણ વિસામો લીધો નહિ, એથી તેમનું મગજ ભારે થઈ આવ્યું છે.

માન૦—( વિચારમાં પડી ) અમરજી! રાણાજી મેમાનને નોતરૂં કરી ભોજન કરાવવા વેળે કરાર નથી કહાવી અલગ રહ્યા એનું કારણ શો અમો સમજીએ છીએ, પણ તેમને અમારી અરજ પહોંચાડો, કે થવા કાળે સૌ થયું છે, જે ભૂલ થઈ છે તે હવે સુધરે તેમ નથી, માટે નોંતરેલા મેમાનોને પોતાના હાથે માન દેઈ ભોજન કરાવશો, ને તેમની હારે બેસશો તો જ તેઓ સુખમાં ગ્રાસ[2] મેલશે.

અમર૦—તેમણે ચોખ્ખું કહ્યું છે કે, મારી પ્રકરતી સારી નથી, માટે પરૂણાઓની ચાકરી સારી રીતે તું કરજે. મારામાં ને તેમનામાં આપ અંતર ગણો છો શું?

માન૦—બાપુ, તમારામાં ને તેમનામાં અંતર કેમ ગણાય? તું એ જ વીરાનો હીરો છે! પણ ભાઈ, જ્યાં સુધી તે છે ત્યાં સુધી અમે તમારી સાથ ન શોભીએ; તે ના હોય ત્યારે અમે તમને અમારા માથાના મુગટ માનીએ, પણ જ્યાંસુધી તે બાર વરસના બિરાજે છે ત્યાંસુધી અમે તમને છોકરાંમાં ગણીએ; માટે તે આવી પોતાને હાથે ઉપર રહી પીરસાવશે અને અમારી સાથ ભાણું માંડશે તો જ સુખમાં ગ્રાસ મૂકીશું.

અમર૦—મહારાજ, આપ હઠ શાને કરો છો? બાપજી અગ-ડેલી તબિયતે શી રીતે આવી શકશે?

માન૦—ભાઈ, ક્ષત્રીઓના પેચ જુદા હોય છે! માટે નહિ આવવાનું નોંખું કારણ અમને જણાય છે, તે કહી નાંખો, કે તમારો

૧ સુખ, કરાર. ૨ કોળિયો.

પરણાચાર પહોંચ્યો ગણી-" દીઠા દેવ, ને પહોંચી જાત્રા" માની હાલ્યા જાઈએ.

અમર૦—જી! મને શું પૂછો છો? આપ ડાહ્યા છો તે દિલમાં વિચારી જુઓ, એટલે આવ્યા નાવ્યાનું કારણ જણાશે.

માન૦—ભાઈ, કોઈના પેટમાં પેશી નીકળાતું નથી, માટે રાણાજીના પેટમાં શો રોગ હશે તે અમે શું જાણીએ ?!

અમર૦—રોગ તો ખરો, અને તે વળી જેવો તેવો નથી! જે રજપૂતે પોતાની કુંવરીઓ મલેચ્છને દઈ કુળને દાગ લગાડ્યો, તે તેની સાથ જમ્યા પણ હોય; બેટી વહેવાર રાખે તે ભાણા વહેવાર કાં ન રાખે? એવું રાણાજીનું કહેવું છે; ને એ અખતરાથી જ તેઓ આવ્યા નથી, એ વના તેમને કશો રોગ નથી, તેમજ કશો આપ ઉપર દ્વેખ નથી.

માન૦—( લાંબો હાથ કરી ) થોભો હવે, રાણાજીનો રોગ અમે વરતી ગયા! ( ક્રોધને અટકાવી ) જ્યારે આવો જ પરણાચાર કરવો હતો ત્યારે સામા આવવાનું ને અમને નોં'તરવાનું કશું પ્રયોજન નહોતું. ડુંગરા દૂરથી જ રળિયામણા રાખવા હતા. રાણાજીએ અમને આવી રીતે અપમાન આપ્યું, પણ અમે તેમનું માન રાખવા અન્નદેવને માથે ચઢાવીએ છીએ. (ચોખાના દાણા પાઘડીમાં મૂકી ઊભો થતાં) અમે હમીરકુળની આબરૂને આળ ન આવે માટે અમારી બેન દીકરીઓ તુર્કને આપી અમારી આબરૂમાં જ આગ લાગવા દઈ તેને આગળ ફેલાવા દીધી નહિ, તો રાણોજી આજ ગુણ માનવાને બદલે ઘેર બોલાવી નાક કાપવા જેવું કરે છે, ને છેક જ આંકડો ઊંચો રાખે છે, ( ક્રોધ કરી ) તો હવે જોઈએ મેવાડમાં તમે કેવું રાજ કરો છો તે અમે જોઈશું! રાખો છો તેવો ટેક આખરની ઘડી સુધી રાખજો! જાનમાલની જાળવણીમાં જેવા જણાવ છો તેવા સંકટમાં સપડાયા પછી રહેજો!

( એમ કહી ઘોડે સવાર થાય છે. એટલે પ્રતાપસિંહ આવે છે. )

પ્રતાપસિંહ.—કાં માનસિંઘજી! અમારા આવતા પહેલાં આપે ક્યાં હાલવા માંડ્યું? છે શું?!

માન૦—શું છે તે તમે જાણો છો જ! પોતાની પવિત્રતાના

ઝાડી ઝાડી; નદીનાળાંનાં કોતરો નિહાળી થાક્યા, પણ માનવીનો શબ્દ સરખો સાંભળવામાં આવ્યો નહિ; એટલું જ નહિ, પણ કોઈ માણસ જાતનું પગલું સરખું પણ ખોળ્યું જડ્યું નહિ. અરે! મારા જાનવા પ્રમાણે મેવાડ-જેવો માણસના જમાવનો ઉછળતો સાગર હતો. તેવો જ જળ વગરના ખારી રેતીના મોટા રણ જેવો આંખે આવે છે. અરે? માનસરોવર નીર સૂકાયે જેવું ખાલીખમ જણાય તેવો મારો મેવાડ મેં હાથે કરી નાંખ્યો છે. માનસરોવર હંસને માટે છે, કાગડાંને માટે નથી! ( લાંબી નજરે જોઈ ) રે, જુઓ! પણે વેગળે નદીકિનારે ઊગેલા ઘાસમાં હાલતું શું જણાય છે? મને કંઈ માણસના શબ્દ જેવું સંભળાયું! વાનું જોર ઝાઝું છે તેથી તમારા સાંભળવામાં માન વીનો સાદ નહિ આવ્યો હોય, પણ મને તેવો ભણકારો સંભળાયો, માટે ઘોડા ચાંપી હાંકો!

[ નદીમાં ઘેટાંના ટોળાને પાણી પાતો મેઘો રાયકો ઉપલાણેથી ઘોડાના પગના પડઘા સાંભળી તથા ઊડતી ગીરદ જોઈ ચમકે છે. ]

મેઘો—( મન સાથે ) અરે રામજી! ચ્યાંઈ ધાડ આવી કે શું! ( અશ્વારો નજરે પડતાં ) ઓય! ઓય! નખોદ જ્યું!!!

પ્રતાપ૦—( તેને જોઈ અશ્વારોને ) જુઓ ભાઈઓ, આ શૂળીનું ઘરાક આટલું આથડ્યે જડ્યો ખરો. ( તેની પાસે જઈ ) ઓ હેવાન! દેશમાં ફેરવેલી દુહાઈ નહોતી સાંભળી શું ?! ( સવારો સામું જોઈ ) ભાઈઓ, શું જુઓ છો! એને બાંધી રાજધાનીમાં લેઈ ચાલો, ઝાડને ડાળે ઊંધો ટાંગી બળતું કરી આખા દેશમાં ત્રાસ વરતે એવું કરો, કે જેથી કોઈ આવા નદીના એકાંત કાંઠામાં પણ નજરે આવે નહિ.

મેઘો.—બાપજી! હું ભૂલ્યો, મને ખેમા કરો. મને ઓડિયારના હમ, હવે હું ચેદી રાણાની આંણ નેહ લોપું.

મેઘો.—ઓ મારા માબાપ! ઝેરાં ને ગોકડાં ચારપાણી વના મરી ચાલ્યાં તાંણે હું આંણીકોર નેકળી આયો. ડુંગરાની કોરમાં ડુક્કર ને દીપડાંએ જંપવા ન દીધો તાંણે આંણીકોર ભૂલો પડયો, બાપજી!

પ્રતાપ૦—ભૂલો પડયો કે મોતે બુલાવ્યો! હોશી મુઆનો મો નથી, જમ પગક્યાનો છે. "મારે ટકુ, કાંપે તેજી." અમે રૈયતના માબાપ છીએ, પણ તે જો અમારા હુકમનું અપમાન કરે તો તેને શિક્ષા કરતાં દયા કરતા નથી. અમો પોતીકા કુંવરના અપરાધ માટે તેનું ડોકું ધડથી જાદું કરવા આચકો ખાતા નથી, (સવારો સામું જોઇ.) એને ઉતાવળે રાજધાનીમાં લઇ ચાલો, ને એના ગોવાળાને ભગતું[1] ધાસ ચરવા મેદાનમાં પડયું મેલો. આ વખત એનો એક પણ બોલ મારે સાંભળવો નથી. (ઘોડો આગળ ચલાવતાં મન સાથે) દયા એ ધર્મનું મૂળ છે, તે હું સારી પેઠે સમજું છું; પણ રાજ ચલાવવામાં અયોગ્ય દયા એ અધર્મનું બીજ છે. જે દયા એકનો જીવ ઉગારે છે, તે હજારો ગુન્હાનાં બીજ વેરે છે; માટે શરૂઆતમાં દાખેલી સખ્તાઇ બહુ કામની છે. તે પાછળથી થવાના અપરાધના અંકુરને ઊગવા દેતી નથી.

[ આ પ્રમાણે બબડતો રાજધાની ભણી અશ્વને મારી મૂકે છે. ]

મેઘો.—(મન સાથે) મારા શા ભોગ લાગ્યા, કે મેં રાંડનું કહ્યું ના કર્યું. તેણે તો પરથમ કહ્યું'તું કે, ડુંગરો સોડી આઘા માં જાહો; પણું મેં જાણ્યું કે, આંઇ આટલે વગળે માંણુહનો ધહરકો નથી એવી જાગામાં કોણ જોવા બેશી હુસ[2]? રાણો મોગલાંની પીજામાં પેમાલ થઇ જ્યોસે, તે તે ઇનું ધર હંભાળશે, કે આવાં કોતેડાંમાં વાઘ હાવજ ઝાલવા ફરે તિનીગોડે ફરતો હશે તે હું શું જાણું? અરે મારા દીયરા ચેહા, ને સોડી રૂપલી! તમારી શી વલે થાહે! [ આમ કહી આંખમાં આંસુ લાવી રડે છે. ]

અધાર.—ઓ જટ[3]! ઝટ લઇને ચાલ, પછી રડયા કરજે. ધીમો ચાલીશ તો ઘોડાને પૂછડે બાંધી ઘસડતો તાણેલો પડશે!

મેઘો.—ઓ બાપા! હાલુંસુને; મારા પગ ભાંગે જ્યાસેં તે મારાથી ઉતાવળું હલાતું નથી!

---

૧ મોકળું-પુષ્કળ. ૨ રહ્યું છે. ૩ જંગલી.

**અશ્વાર.**—પગ ભાગવાને માટે જ મને કરેલી જગામાં પગ માંડયા નહિ વારૂ ? !

**મેવા.**—રાંડને રઝળતી મેલવાની, અને સોડને છે' આપવો કરમમાં લછયો હશે, તાંણે જ અવળી મત હુઝી બાપા !

---

## પ્રવેશ ૬ ઠ્ઠો.

### સ્થળ–સૂવાનો ઓરડો.

### પ્રતાપસિંહ તથા તેની પટરાણી.

[ મધ્યરાત્રિએ રાણી નિદ્રામાંથી જાગી ઉઠી ભ્રમિત ચિત્તે આમ તેમ જુએ છે. ]

**રાણી.**—( મન સાથે ) અરે ! મને કેવું ગભરાવી નાંખે એવું સુપનું આવ્યું ! એ સુપનાથી મારૂં આખું અંગ જાણે ભંગ થઇ ગયું ! મૂઠી વાળવા જેટલું જોર મારાં આંગળાંમાં રહ્યું નથી; પગ પણ જાણે પાણી પાણી થઇ ગયા ! ( પ્રતાપ સામું જોઈ ) નાથજી તો નિરભે થકા ઊંઘે છે. આ પુરુષ તે પ્રભુએ શેના ઘડયા હશે ! જેના ધણીને ભૂખ તરસ ને થાકનું તો ભાન જ નથી, ઊંઘનાં ભાગ્ય ઊઘડયાં હોય તો જ તે એમને ભેટો કરી શકે, નહિ તો તેને પણ તરછોડી હાંકી મેલે છે. આજ કોણ જાણે શા સરખું હશે કે આંખ મેળવી છે. અરે, કપાળે પરશેવો શો વળ્યો છે ! માથાના કેશ પણ વિખરાયા છે. દાડમના બીજ જેવા દાંત કેવા ચળકી રહ્યા છે ! મનોહર મુછોના આંકડા એમનાએમ હકબંધ ચિત્રમાં ચીતર્યા હોય એવા જણાય છે. ઊંઘતા નર છતે તેમની છબિનો ભભકો એવો જણાય છે કે, શત્રુથી તેમની આડે ઉતરાય નહિ ! લાવ, જરા વીંઝણાથી ઝીણો વા ઢોળું, ને હળવેથી કેશ સમારૂં.

[ રાણીની સુખદાયક સ્પર્શથી પ્રતાપસિંહને જાગૃતિ આવે છે. ]

**પ્રતાપ૦**—(આંખો ચોળતો રાણી સામું જોઇ) કાં શું કરો છો ? આગી રાતે બેઠાં થકાં વીંઝણો વીંઝો છો, ઊંઘ નથી આવતી કે શું ? જંપી જાઓ, રાત ઘણી ગઇ છે; શરીર બગડી આવશે.

**રાણી.**—સ્વામિનાથ ! રોજ ઊંઘ્યા જ કરીએ છીએ; આજ

આંખ ઉઘડી ગઇ તે વેળે જેને જંપ નથી એવી છબિ જોયેલી જોઇ તેની સેવા કરવાનો દુર્લભ સમો હાથ આવ્યો જાણી હું બેઠી બેઠી લાખેણી ઘડીનો લાવો લઉં છું.

પ્રતાપ૦—પ્રાણ પ્યારાં! તમારી સેવા સદા મને શાતા ઉપજાવે છે, પ્રભુએ તેનો બદલો વાળવાનો જોગ આપણા ભાગ્યે નથી આણ્યો!

રાણી.—પ્રાણવલ્લભ! આપ જેવા નેકી ને ટેકી શૂરા ક્ષત્રી સાથે મારો હાથેવાળો મળ્યેથી હું ઇંદ્રાણી કરતાં પણ અધિક સુખ માનું છું. કાયરને પાલે પડી હીરે જડેલી હીંચોળા ખાટમાં ઊંચું ઓઢણું ઓઢી પોઢવું તે કરતાં ધીરવીર સાથ ઘાસને સાથરે ફાટલે સાડલે સોડવું હું હજારગણું સુખાળું લેખું છું.

પ્રતાપ૦—રાણી રાણી! તારી ધીરજ, તારૂં ડહાપણ, મારા જેવા દુઃખની દોરે ચઢેલા પુરૂષને વિસામો છે! પણ તું હવે જંપી જા. રાત્રિ ઘણી ગઇ છે; ઉજાગરે તારૂં સુકોમળ શરીર બગડશે.

રાણી.—સ્વામિનાથ, પોતે સુખે ઊંઘો. અમો તો રણવાસમાં નવરાં થકાં વખતે ઉંઘીએ છીએ; પણ પોતે દહાડે આંખ મેળવતા નથી, તેમજ રાતે પણ વાળી મોહોલમાં રહેતા નથી; આજ શા સરખું હશે કે આંખ મેળવીતી; મને અત્યારે અજંપો થયો છે, તેથી ઉંઘ આવવાની નથી; માટે આપની સેવા કર્યા કરીશ. લ્યો, વાયરો ઢોળું છું જરા જંપી જાઓ.

પ્રતાપ૦—પ્રિયા, તને અજંપો શેણે થયો છે? શું શરીરને કાંઇ અવચેન થયું છે શું?! (બેઠા થઇ) પ્રાણવલ્લભા! તને જે થયું હોય તે કહી નાંખ, કે તેનો ઉપાય આ ઘડીએ કરીએ.

રાણી.—પ્યારા પિયુજી, શરીરને કશો બાધિ થયો નથી.

પ્રતાપ૦—ત્યારે થાય છે શું? કાંઇ પણ અવચેન વિના આંખ ઉઘડે નહિ, ને ઊંઘ ઉડી જાય નહિ.

રાણી.—પ્યારા, મને ઉંઘમાં એક સુપનું લાધ્યું; એથી હું ઝબકીને જાગી! ને તેથી મારો જીવ અગડોળે ચઢ્યો; અજંપો માત્ર એનો જ છે.

પ્રતાપ૦—એવું કેવું સ્વપ્નું આવ્યું કે, જેથી તારા જીવમાં ચોળા પેઠા?

રાણી.—નાથજી, તે સુપનું હૈયાચોળો થાય એવું જ છે; જાણે દલ્લી શહેરમાં મેં એક અસ્ત્રીઓનું ચૌટું ભાળ્યું; તેમાં મોગલાણીઓ દોકાનો માંડીને બેઠી હતી, ત્યાં બાછ્યાના દરબારમાં સલામ ભરવા રહેલા રજપૂતોની રાણીઓ સોદોસલુક લેતી હતીઓ, તેમાં એક બાઇ-રૂપે જોગમાયા જેવી કાંઇ લેવા આવી પહોંચી. તેની પાછળ એક મોગલાણી થઇ લાગી. જેણીએ તેને કહ્યું-હું આ બજારની દલાલણ છું, તમને જોઇએ તે સોદો હાસો હું અપાવું. ભોળીબાઇ તેની વાંસે વહી ગઇ; પછી તે એક હાટ ઉપર ગયાં. આંહિ ઓલ્યો પેલો માલ બતાવી પેલી ધૂતારી ઓલી બાઇને એક ઓરડા આગળ લઇ ગઇ, ને પછી તેણીની લાજ લૂંટવાનો લાગ સાધ્યો. ખરૂં જોતાં દલાલણ કોઇ અસ્ત્રી જાત નહોતી, પણ દલ્લીનો બાછ્યા હતો. બાઇની આબરૂ ઉપર હાથ નાંખવા જાય છે તેવે જોગમાયા મહિખાસુરને મારવા કટાર તોળે એ પેરે તે બાઇ જોગણીને રૂપે જણાઇ, તે પાપીનો પ્રાણ લેવા કોણ જાણે ક્યાંથી કાઢી પોતાનો કટાર ઝળકાવ્યો ! આ ભયાનક દેખાવ જોઇ મારી આંખ ઉઘડી ગઈ, એ તે શું કૌતક હશે ? અરે ! અરે ! દલ્લીમાં રહેનારી ખત્રાણીઓના આવા હાલ થતા હશે શું ? ! મારી આંખે કશો ભૂંડો દેખાવ નાવ્યો એટલું સારૂં થયું. અરે ! રાજસુખ ભોગવવાને દલ્લીમાં રાણીઓની લાજ લૂંટાવવા રહેવું, તે કરતાં તેમને આબરૂભેર ભૂપીતી કરી બાછ્યાને ત્યાં રહેવું, ને તેમ નહિ તો રાજને રાખ કરી જોગી થઇ બેસવું હજારગણું સારૂં.

પ્રતાપ૦—પ્રિય પટરાણી, તારૂં કહેવું ખરૂં છે, રજપૂતનાં મોટાં રાજ્યોએ પરિયાનાં પળિયાંમાં ધૂળ ઘાલવાનો કસબ કર્યો છે, ને તેથી તને જે સ્વપ્નું આવ્યું તે અસંભવિત નથી; તોપણ તમારે તે વિષે નિશ્ચિત રહેવું, શીસોદિયાની પેઢીમાં એવું કલંક આવવાનો સ્વપ્ને પણ ડર રાખશો માં. આ સંસાર પણ સ્વપ્ના જેવો છે. ઘડીમાં જે આંખે દુઃખનું કાળું વાદળ દેખીએ છીએ, તો વળી ઘડીમાં સુખનો સૂર્ય પણ જોવામાં આવે છે; પણ સુખ દુઃખનો નિર્ધાર નથી; માટે આ જગતમાં લાજને માટે રાજનું છાજ થાય તો તેની ચિંતા ન રાખવી.

રાણી.—પ્રિય, હું પ્રભુ પાસે ખોળા પાથરી માગું છું કે, ગમે

છાજમાં વસવાનો દી લાવજો, પણ રાજમાં રહી લાજ જવાનો દી ના લાવશો.

પ્રતાપ૦—પ્રિયા, પ્રભુનું ધાર્યું થશે; તે ટેકીનો ટેક રાખતો જ આવ્યો છે, ને રાખશે. હવે જંપી જાઓ; ઘડી પળની ખબર કોઈને નથી. સવારે શું થશે તેની ખબર રામચંદ્રજી સરખાને પણ પડી નથી, એમ ભણેલા બ્રાહ્મણો ભાખી ગયા છે.

[ બન્ને નિદ્રાવશ થાય છે. ]

## बीजो अंक समाप्त.

# प्रतापनाटक.

## अंक ३ जो.

પાત્ર.

અકબરશાહ... ...દિલ્હીનો બાદશાહ.
માનસિંહ...... ...તેનો સેનાપતિ–જયપુરનો મહારાજા.
મહોબતખાં... ...તેના શાહજાદાનો સરદાર–પ્રતાપનો ભત્રીજો.
સકતોજી... ... ...અકબરનો પક્ષી–પ્રતાપનો ભાઇ.
સરૂપચંદ... ... ...સૂરત બંદરનો વેપારી.
ઑગસ્ટાઇન... ...ગોવાનો પોર્તુગીઝ વેપારી.
પ્રતાપસિંહ ... ...મેવાડનો મહારાણો.
ભાયાતો... ... ...પ્રતાપના સગાવહાલા પટાવતો.
બારોટ ... ... ...તેનો રાજકવિ.
રામસિંહ ... ...પ્રતાપનો પક્ષી–ગ્વાલિયરનો પદભ્રષ્ટ રાજા.
રાણી ... ... ...પ્રતાપસિંહની પટરાણી.
કૃષ્ણસિંહ ... ...તેનો મુખ્ય પ્રધાન–ચંદાવતનો મુખી સલુંબરનો રાવત.
અમરસિંહ... ...પ્રતાપરાણાનો ટીલાટ કુંવર.

સ્થળ–દિલ્હી અને કોમલમેર.

# प्रतापनाटक.

## अंक ३ जो.

### प्रवेश १ लो.

સ્થળ–દિલ્હીમાં અકબરશાહનો દરબાર.

અકબર તથા તેના અમીર ઉમરાવો.

**અકબર.**—માનસંગજી! દખ્ખન દેશ કા ફિતુર ફના હો ગયા, ઔર ગુજરાતકી ગરબડ બહુત કરકે બેઠ ગઈ ઉસ સે થોડાસા ચેન મુઝ હુવા. સોલાપુરમેં આપને સોલા આને કી જીત કી ઉસસે મૈં બડા ખુશ હૂં; મગર મૈં આપ કો પૂછતા હૂં, કિ આપકા ચેહરા આજ તેજ નજર નહીં આતા હૈ. ઉસ કા સબબ કયા હૈ?

**માનસિંહ.**—જહાંપનાહ હમણાંનો વખત ગમે તેટલી તરવાર મારે તેજ આપે એવો નથી!

**અકબર.**—મેરે જંગબહાદુર રાજાજી! આપકી તલવાર સે મુગલાઈ તખ્ત કા તેજ સારે હિંદુસ્તાનમેં આફતાબ[1] જૈસા ભભકા દે રહા હૈ; ઔર દૂસરે મુલ્કોં મેં ઉસકે તેજકે ઉજાલે સે રોશની હો રહી હૈ; આપકી યાદદાસ્ત દુશ્મનકે દીલમેં હરદમ[2] બડા ડર દિખાતી હૈ, તબ આપ ઐસા કિસ સબબ સે બોલતે હો?!

**માનસિંહ**—શાહ સલામત, આપ સાચું કહો છો. માણસે પોતાને પરાક્રમે નવેખંડમાં નામના કરી પરાયાં રાજ્યોમાં મોટું માન મેળવ્યું, અને મોટો કહેવાયો; પણ તેના જાતિભાઈમાંના એક પણ આદમીએ તેને બીજી રીતે નહિ, પણ માત્ર એક વેણનો ટકોરો મારતાં તે લેવાયો, તો તેનું સઘળું મેળવેલું માન, પાનમાં કાથાની જગાએ હીરાકશી ખાધા જેવું તેજ આપે છે!

**અકબર.**—રાજાજી, આપકા અંદેશામંદ બોલના મુઝે મુવાફિક[3]

1 સૂર્ય. 2 હમેશાં. 3 માફક, સદદું લાગું પડતું.

નહીં આતા હૈ. ઇસ મુગલાઈ રાજને આપ કા મર્તબા બઢાયા હૈં, ઔર રાજપૂતોં ને ભી આપકો અપને બડે સરદાર માને હૈં, તબ પાનમેં કથ્થેકી જાય? હીરાકસી ડાલનેવાલા કૌન હૈં?!

**માનસિંહ.**—જહાંપનાહ! વિચાર કરો એટલે જે હશે તે અંતઃકરણની આંખે આવી ઊભો રહેશે. જેની આબરૂ જાળવવા અમો ઘણીવાર આપની નજરમાં અકારા થયા છીએ; જેનો ટેક જાળવવા અમોએ અમારો નેક છેક વહેતો મુક્યો છે; અને જેને મોગલના આરથી ઉગરી જવા આપને ઊંધું છતું સમજાવી અમે જીવતું રાખ્યું છે; તે જ રાજ્યે પાળેલા સાપની પેઠે પોતાનો ફુંફાડો અમારા તરફ જણાવી અમને વિક્કારતી આંખે જોયા છે! ને મોગલાઈ રાજ સામે પણ તેની મસ્તી જારી છે!!

**અકબર.**—(ક્ષણવાર વિચાર કરી) રાજાજી! દિલ્હીકી શાહનશાહી આગે સર ઉઠાવે ઐસા રજપૂતોં મેં કોઈ રહા નહીં હૈ, ઔર આપકે સામ્ને ફુંફાડા મારે ઐસા તો મેરે ખ્યાબ? મેં ભી નહીં આતા હૈ; મગર બાદશાહી સામ્ને બેદિલી રખનેવાલા એક હી હૈ, વો મૈંને જાનલિયા હૈ; લેકિન્ વો મેરી મિહરસે પહાડ઼ મેં જંગલી રાજા જૈસા દમ લેતા હૈ.

**માનસિંહ.**—અરે તે જંગલી નથી! તે તો આપણ સઘળાને જંગલી અને અધમ લેખે છે; ને પોતાને મહાપવિત્ર સ્વર્ગનો ઇંદ્ર જેવો ગણે છે!

**અકબર.**—ઐસા! કયા અબતક ઓ આપકી મગરૂરીસે છૂટા નહીં હુવા હૈ?!

**માનસિંહ.**—તેની ગરૂરી છોડાવે એવો ત્રિભુવનમાં કોઈ નથી એમ તે લખે છે! પોતે જ એક પવિત્ર કુળનો છે, ને બીજા બગડેલ છે એમ તે માને છે. મુસલમાનની જાતને અને મોગલને અપવિત્ર ઓળો પડયે અભડાય એવી ગણે છે! અમે અમારો પરાપૂર્વનો વહેમ છોડી આપના તખતસાથ સંબંધ જોડ્યો માટે તે અમને પણ અધમ ગણે છે,

ક્ષત્રિયોં કે કિયેહુવે કામોં સે વકત જાતે ખિસા હોગા.

**માનસિંહ.**—જહાંપનાહ, એનો વહેમ ખશે એવો નથી! એ તો વખત જતાં ઉલટો વધ્યો છે! ને પાળેલો સાપ મોટો ભોરંગ થઈ ડસ્યે વિખ ના વળે એવો થયો છે!!

**અકબર.**—ઐસા હૈ?! ક્યા ઉસને ઐસા કુછ તુરૂતા કિયા હૈ ક્યા?

**મહોબતખાં.**—બંદેનવાજ! ઐસાહી તુરૂતા હુવા હૈ.

**અકબર.**—વહ ક્યા હૈ?

**મહોબતખાં.**—જહાંપનાહ, માનસિંગજી સોલાપુર કી જીતકા બાવટા ઉડાતે દિલ્હી તર્ફ આતે થે ઉસ વકત રાણાજીને ઉનકો કોમલમેર બોલાયે, વ આપ ઇસ્તિકબાલકે[1] લિયે ઉદેપુર ગયે; વહાં બડી જિયાફત દી; મગર રાણાજી ઉસ જિયાફતમેં શામીલ નહીં હુવે, આપકે લડકે અમરસિંગકો મહેમાનદારીકો ભેજા.

**અકબર.**—રાણાને વો અચ્છા નહીં કિયા. માનસિંગજી અમરકે સંગ બૈઠે ઐસા ક્યોં હોવે? રાણાને ખુદ આકે માન દેના ચાહિયે.

**માનસિંહ.**—(રોષમાં) જેણે અપમાન આપવા બોલાવેલા તે માન આપવા કેમ આવી બેસે!

**અકબર.**—ફિર ક્યા હુવા?

**સકતોજી.**—ક્યા તે એજ કે, માનસિંગજીને ગળતી ગોદડીએ રાણાનો પરૂણાચાર પહોંચ્યો ગણી ભૂખ્યા ને તરસ્યા ભરેભાણે ઊઠી હાલ્યા આવવાનું થયું!

**અકબર.**—ઐસા હોનેકા સબબ ક્યા?

**સકતોજી.**—સબબ શા તે એ જ કે, રાણાજીને માનસિંગજીએ બોલાવ્યા પણ આવ્યા નહિ; અને અમરે રાણાજીનો માંહલો ભેદ ખોલી દીધો કે, જે રજપૂતે બાદશાહ સાથ બેસી વહેવાર રાખ્યો, તે તેની સાથે બેશી ભાણાવહેવારમાં પણ ભળ્યા હોય; માટે રાણાજી વટલેલા ક્ષત્રીઓનો ભાણાવહેવાર તજ્યા છે.

**અકબર.**—(ક્રોધ કરી) મૈં જાનતા થા કિ, રાણાકા ક્રોધ નરમ

---

૧. સ્વાગત માટે માન આપવા માટે.

પડા હોગા; ઉસકા બુરા વેહમ ખુદાને ખીંચલિયા હોગા; ઔર વો આપસે અચ્છા સમજ કે બાદશાહીમેં મિલ જાયગા; મગર ઉસને આપસે હી પાયમાલ હોજાવે ઐસી આગ સિલગાને કા બુરા કસબ કિયા હૈ. શુરૂમેં મૈંને અજમિરસે હી ઉસકા આંકડા નીચા કરનેકા ઇરાદા રકખા થા, મગર અચ્છે અચ્છે ક્ષત્રિયોં કે કહેનેસે સુવે હુવેકા મારના કયા! યોં બિચાર કરકે પહાડ઼મેં જા પડાહુવા બેસમજ મગરૂર રાણાકી ખબર નહીં લી. દુઃખ આતે, મદદ જાતે કોઇકા આંકડા ઊંચા રહ સકતા નહીં હૈ, ઉસીતરહ ઉસ કા આંકડા બતંગ હાલત આતે આપસે હી નીચા હુવા હોગા ઐસા મૈંને બૂઝાથા; મગર[1] કુત્તેકી પૂછડી છે મહિને તલક જમીન મેં સીધી કરકે ગાડનેસે ભી સીધી હો સકતી નહિ હૈ. ઐસા દાખલા ઇનસાનકી હૈવાનિયત મેં મૈંને દેખા! અબ દેખેં, વો અકબરકે ગુસ્સેકે આગે કૈસા ગુમાન રખ સકતા હૈ પાકપના કૈસા સમાલતા હૈ! અફસોસ! આપકો પાક, ઔર દૂસરે કો નાપાક સમજના ઉસ જૈસી બેસમજ વ તકુબ્બરી[2] એક ભી નહીં હૈ. પાક પરવરદિગાર એક હી હૈ! માનસિંગજીકા ચેહરા તેજ નહીં હોને કા સબબ મૈંને અચ્છી તરહ બૂઝા; મગર રાજાજી કી મૂછકા પાની બઢે ઐસા અબ જલ્દી હોગા.

માનસિંહ.—જહાંપનાહ, રૂબરૂમાં વટલેલ ગણી અપમાન આપ્યું એટલું જ દુઃખ મારા મનને મનાવવાને બસ નથી !

અકબર.—કયા! ઉસસે ભી જ્યાદા બેવકુફી ઉસને કી હૈ કયા?

સકતોજી.—બાદશાહ સલામત જાદે બેવકુફી ગણો, કે સમજણ ગણો, પણ સાંભળવામાં આવ્યું છે કે,–માનસિંગજી અને તેમના સાથીઓ જે જગાએ બેઠા હતા તે જગો ગંગાજળ છાંટી એમના ગયા પછી રાણાજીએ પવિત્ર કરાવી, તથા એ ટાણે વપરાયલાં વાસણો ફેંકી દેવડાવ્યાં, અને લુગડાંસોતા માથાબોળ સઘળા સામંતોએ સળી નાહી નાંખ્યું!

અકબર.—( અતિક્રોધિત થઇ ) બસ કરો! રાણાકી બેવકુફીકે બુરે સખુન મુઝે મત સુનાઓ! મૈં અબ ખામોશ કર સકતા નહીં હૂં? ગુજરાતકી ગડબડ, દખ્ખનકી દોડાદોડ, વ બંગાલકી બૂમ નાબૂદ કરને મેં મૈંને વકત રોકા, ઉસલિયે મેવાડ઼કી રહી હુઈ ફાંસપર જુરૂર

૧ પણ. ૨ મગરૂરી.

કરકે નજર નહીં કી, મગર મૈં ઉસકા બદલાજ અબ ખુસસન્ કરુંગા. સારી જહાન જંગ કરકે જેરકી, મગર છોટેસે મુલ્કકી ગોદમેં રહને વાલે રાણાકી જબતક તલવાર છોડવાઈ નહીં, વહાંતલક જીત કી અજબ ઉમદા મલમલકી સફેદ ચદ્દરપર જરાસા દાગ નજર આતા હૈ; જિસસે દેખને વાલેકો બુરા માલૂમ હોતા હૈ, સોને કી રિકાબી મેં લોહે કી રેખ, હીરકી ઉમદા રસી કી અંદર નબીસી ગાંઠ, ઔર ઈસ બડી આંખ મેં મખ્ખી કે પાકસે બારીક ફાંસ રહેનેસે દિલકો ચેન પડતા નહીં હૈ, ઉસી તરહ અકબર કી શાહનશાહીમેં મેવાડકી મરોડસે બુરા માલૂમ હોતા હૈ,

[ નેપથ્યમાં કોલાહલ થાય છે. ]

એકજણ.—મારૂં સતિયાનાસ વલી ગયું! બાદશાહ મારી બૂમ સાંભલે તો બહુ સારૂં, છંદગીમાંથી નીકલી ગિયો! અરે પરમેહર! તેં ધાઈરૂં હોહે તે ઠહે.

બીજો.—બાદશાહી મેં બરી લૂંટ હોતી હે, એસા હમકૂં માલુમ નહીં થા. હમારા માલ હરામખોરને છીન લિયા; હમારા નસીબ ફૂટ ગયા! હમારા ક્યા હોયગા?!

અકબર.—( નેપથ્યમાંનો શોર સાંભળી ) અબે હજૂરી! કૌન શોર કર રહે હૈં?

હજુરી.—( ડોકિયું કરી આવી ) આલમપનાહ; કોઈ પરદેસી અંદર અંદર દુઃખ રોતે હૈ.

અકબર.—જો હોવે ઉન કો દરબાર મેં આને દો.

[ હજુરી તેમને દરબારમાં પ્રવેશ કરાવે છે. તેઓ બંદગી બજાવી બાદશાહ સામા ઉભા રહે છે. ]

અકબર.—( તેમાંના એક સામું જોઈ ) તુમ કૌન હો, ઔર કહાંસે આયે? તુમારી હકીકત ક્યા હૈ?

એકજણ.—ખંદેનિવાજ! હું સુરતબંદરનો ઝવેરી છઉં; મારૂં નામ સરૂપચંદ છે. હીરા, માનેક, મોટી, પરવાલાંનો વેપાર કરૂં છઉં. બાદશાહીમાં વેપાર સારૂં પાંચલાખનું જવાહિર લઈ આવતો હુતો; તેવામાં આણુજી ઊતરી બે મંજલ આ તરફ આવતાં હર. ... મારૂં નસીબ ફોડી લાખ્યું!

અકબર.—હરામખોર કૈસે થે! તુમ્હારે પાસ કોઇ આદમી થે કે નહીં?

સરૂપચંદ.—બાદશાહ સલામત, મારી સાઠ માનસ હુતા; આઠ બરકમદાજ, [1] ચાર તીરકામથાંવાલા, અને બીજા છો આઠ અઢિયારી હુતા; તથા બીજા ગરણુમાસ્તા બી હુતા; તોપન તે બધાને ધૂલ ફકાવી હરામખોરો મારો માલ તરકાવી ગયા. જાતે ઘોડાના સવાર હુતા; કપડાં બી અચ્છાં પેહરાં હુતાં; દેખાવમાં કોઈ રાનીજાયા રજપૂત જેવા હુતા; જેઆંનો એક બરો લપકાદાર હુતો. તેને દેખતાંજ નબલા પાતલાની તો હિંમત છૂટતી જાય, અને મોતા મારતે મિયાંને બી મોમાં મારી ચાઇલો જાય એવો હુતો. દિલ્લી તરફ આવવાના રાજમારગમાં તેણે, વાત પાડી છે, તે ખરેખર મેં નજરે જોયું! હમારી કમબખતી લાગેલી, કે અમે એ રસ્તે આઇવા. ગરીબનિવાજ! તેમની કીધેલી લૂંતની રેલમાં મારૂં ઘરબાર તનાઈ ગયું! આપ મુલુકના બાદસાહ છો, તેથી આપ અમારૂં વલતર વાલી આપસોજી.

અકબર.—(બીજા અરજદાર સામું જોઇ) તુમ કોન હો? તુમ્હારી કયા હકીકત હૈ?

બીજો.—ખોદાવિંદ! મૈં પોર્ટુગીજ હું; જિસ લોકકૂં ઇસ મુલુકમેં ફિરંગી બોલટે હૈં, ઓ મૈં હું. મેરા નામ ઑગસ્ટાઇન્ હૈ. ગોએસે હમારા સરદારને મુજકો ઇડર બાદશાહકૂં નજરાના દેને કો ભેજાઠા. ઓ–ઓ ઇસ મુલકમેં આટે ચોરોને છીન લીયા. આપકૂં ઓ–ઓ ઝવેરીને જો ફિરિયાદ કી, ઐસા હાલ હમારા હી હુવા, મૈં અચ્છા દૂસરા બિલાટી માલ બી લાયાટા, લેકિન્[2] હમારા સબ લૂટ હોટે કુચ્ચ નહીં રહા. હમકૂં ડો લાક કા નુકસાન હુવા. હમારા નસીબ ફૂટ ગયા, હમારા કયા હોયગા! પરદેસકો અંદર હમારા જાન માલકા માલક કોઈ નહીં હૈ! હમારા પર ખુડાને ગજબ ગુજારા!!

અકબર.—(ક્રોધિત થઇ દરબારીઓ સામું જોઇ) દેખો યારો! રાની રાણા ને કૈસા કિતુર મચાયા હૈ! બાદશાહ વ બસ્તી સબકે સંગ ઉસને મસ્તી માંડી હૈ. ઐસી કીતની ફરિયાદ તખ્ત આગે આ ચૂકી હૈ! ચિતુર મેં રકેખ હુવે સુબે કી હલાકી હર વકત કૈસી કાગજ મેં આતી હૈ! અબ સબર કરને કા વકત હૈ? (અરજદારો સામું જોઈ)

તુમ નિડર હો, તુમારા જિસને નુકસાન કિયા હૈ, ઉસકા પાપકા ઘડા અબ ભર ચૂકા હૈ ! ( માનસિંહ સામું જોઇ ) માનસિંગજી ! જિસને આપકા અપમાન કિયા હૈ ઉસકા ગુમાન ઉતારનેકા હક મૈં આપકો દેતા હૂં. એક અચ્છે લશ્કર કી તૈયારી કરો, ચાહિયે ઈતના બારૂ-તગોલા ભરો, ઔર ચિતુરી કા ફૈસ સબ ફના કરો.

અજમાયશ દાખલ લશ્કર કી સરદારી શાહજાદા સલીમકો દેને કા મેરા ઇરાદા હૈ, વ આપ ઔર મહોબતખાન ઉસકે સંગ જંગકા રંગ દિખાનેકો રહો. ઔર ઉસકી ઇજ્જત બઢાઓ ઐસી મેરી ખાહિશ હૈ. ( દરબારીઓ સામું જોઇ ) બેપારીકા લડકા બડા-જલ્દી સફર કરને સે ઔર પરમુલ્ક મેં પાઉં ધરનેસે જૈસા હુશિયાર વ ચાલાક હોતા હૈ, ફિર બડે બેપારીકે લાયિક હોતા હૈ, ઉસી તરહ બાદશાહ કે લડકેકો ભી જંગકા જંગલ દેખના ચાહિયે. ઉસસે ઉન મેં હિમ્મત વ જવાંમર્દી કા બડા ગુન આતા હૈ, જિસસે વે બાદશાહી કે લાયિક હોતે હૈં. બાદશાહકા લડકા જંગબહાદુર નહીં હુવા વો શાહ-જાદા નહીં લેકિન્ તખ્તપર ધરનેકા કાઠકા પૂતલા સમજના. મગર મેરે જવાંમર્દ સરદારો ! સલીમશાહ કી સમશેરકે નૂર આપ હો. શાહજાદેકી ફતેહકા બાજટા તુમ્હારે હાથ મેં હૈ. ઔર ઉસ કી ઇજ્જત કા ઉમદા માલકા બડા પિટારા તુમ્હારે હવાલે મેં હૈ ઐસા મૈં માનતા હું. ખુદા તુમ્હારે હાથ સે શાહજાદેકી ફતેહકા નિશાન પ્રતાપકો પાય-દરકે ઉડાવે ઐસી મૈં પરવરદિગાર આગે દુઆ મંગતા હૂં.

સરદારો.—( મોટે અવાજે ) આમીન ! આમીન ! ! આમીન!!!

[ દરબાર બંધ થાય છે. ]

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ—કોમલમેરમાં પ્રતાપસિંહનો દરબાર.

પ્રતાપસિંહ તથા તેના ભાયાતો.

પ્રતાપ૦—શૂર સીસોદિયાઓ ! ઉદેપુર જઈ અભિમાની માનને મળી મેવાડના ભવિષ્યની ભૂમિમાં આપણે વિપત્તું બીજ વાવી આવ્યા છીએ, માટે તેનું ઝાડ હવે જોતજોતામાં વગર પાણી પાયે વધી ગયા

વતું રહેનાર નથી. અરે! તેને, તેના તે જ પાણી પાઈ ઊગાવી ઉતાવળાં ફળ આવે એવું કરશે! જેનાં ફળ આપણે જ લણવાનાં છે.

ભાયાતો.—મહારાજ! શી ચિંતા છે! મેવાડના ક્ષત્રીઓ એવાં ફળની લણણી કરવામાં કદી પાછા હઠે એવા છે! તેમના હાથ ને હથિયાર શાબૂત જોઇએ. તેઓ દુસ્મન ચાખીને યાદ કર્યા કરે એવાં ફળ ચૂંટી ચૂંટીને આપવાને આળસ કરે એવા નથી!

પ્રતાપ૦—રે! બાવળ વાવી આંબાની આશા શાને રાખવી?

ભાયાતો.—મહારાજ! આપણે આંબા વાવવાને ઉછર્યા નથી! દુસ્મનના પગ ફરવાની જગામાં બાવળ જ જોઇએ! ઉલટને આંબા કશા! તેમને માટે તો લાંબી શૂળોવાળા મતવાવા બાવળ જ જોઇએ.

પ્રતાપ૦.—તે ખરૂં છે, તોપણ હવે આપણે હારા કરી ઊંઘવું ન જોઇએ. ભુખ્યા ગયલા મેમાન પરૂણા મળતા પાઇ લેતા આવશે, માટે ઘોલૈયાંનું ટોળું જમ્યા વતું જાય એમ ન થાય. સર્વને સારી રીતે પહોંચી વળે એટલું સીધુંસામાન તૈયાર કરો, તથા હાથ છૂટા પીરસનારા પણ તૈયાર કરી રાખો.

ભાયાતો.—રાણાજી; એનો શોચ આપ ન કરો. જમણવાર થવાનું નોતરૂં ફરતાં જ પીરસનારા પૃથ્વીનું પડ ફાડી વાંસના ગરજા. ની પેઠે ઝટોઝટ નીકળશે; આભમાં હશે તો ત્યાંથી પરોપટ પડતાં નાંખી આવી ઊભા રહેશે; માટે તેની ચિંતા આપ ન કરો.

પ્રતાપ૦—ચિંતા રાખ્યા વિના ચિંતવેલું કામ પાર પડતું નથી. નિશ્ચિંતતા એ માણસને ફસાવનારી નિદ્રાની સગી બેન છે; ને "જાગતાની પાડી ને ઊંઘતાનો પાડો" એ કહેવત ખોટી નથી. ચિંતાને જાગ્રત કરવાને જ માનને બોલાવ્યો હતો એમ નક્કી માનજો; ને એ ચિંતા જ આપણી ધારેલી ધારણાનું અજવાળું આંખે લાવશે. વેપારીમાં કહેવત છે કે—"ગાદીતકિયો કે દોરીલોટો," તે ક્યારે, કે નફા. ળજો થઇ વેપાર કરે ત્યારે જ; તેમ ક્ષત્રીને પણ રણમાં તરવારની પટાબાજી ખેલવામાં રાજપાટ કે તૂટીખાટ લલાટમાં લખેલી છે.

[ નેપથ્યમાં ]

કોઇ રાણાજીને ખબર પુગાડો કે દલ્લીથી ફાગર લઇ રૂપો રાઇકો આયોસે.

પ્રતાપ૦—( તે સાંભળી છડીદાર સામું જોઈ ) તે કોણ છે, ને શું કહે છે ?

છડીદાર.—( પડદા પાછળ જોઈ આવી ) પૃથિનાથ, કાગળ લઈ કોઈ રાયકો આવ્યો છે, મહારાજ !

પ્રતાપ૦—તેને અહિં આવવા દો.

[ છડીદાર તેને પ્રવેશ કરાવે છે. ]

રાયકો.—બાપજીને પગે લાગું.

પ્રતાપ૦—રાયકા, કયાંથી આવ્યો, ને શું લાવ્યો છે ?

રાયકો.—દલ્હી માથેથો આયો, ને પથિરાજજીનો કાગર લાયો-સું બાપજી !

પ્રતાપ૦—લાવ્ય, તે કાગળ જોઈએ. ( પત્ર લઈ ) બેશ, તું હવે નચિંત થા. ( પત્ર ઉપર ઉપરથી આતુરતાથી જોઈ ) શૂરા સીસોદિયાઓ ! આ પત્ર આપણા વહાલા પૃથિરાજજીનો છે; ને તે તમો સર્વને જાણવા જેવો છે.

સર્વે.—( આતુરતાથી ) મહારાજ, એ શુભ પત્ર અમને વાંચી સંભળાવો.

પ્રતાપ૦—( પત્ર સામું જોઈ માથું ધુણાવી ) વહાલા તે વહાલા જ ! અરેરે ! પૃથિરાજ જેવાં ઉમદાં રત્ન બાદશાહને દરબાર કશાં ! રે ! ગળીના કુંડમાં કમળ ના જોઈએ ! રે રે ! ક્વારે કાંકરા ! હશે, ઈશ્વરની ઇચ્છા એમની હશે. ( ભાયાતો સામું જોઈ ) મારા વહાલા વીરાઓ ! આ પત્ર લગ્નની કંકોતરી નથી, બાદશાહનાં બેટાબેટીની શાદીનો સંદેશો નથી, પણ આપણી મહિમાવાન મેવાડની ભોમિમાં પોતાના સાજન લઈ મોટા દમામ સાથ એક વરરાજાને કબરરૂપી કન્યા સાથ વરાવવા માની માન આવે છે ! માટે તેને સારૂ સારૂં સીધું સામાન તૈયાર કરી રાખજો ! એ આ પત્રની મતલબ છે. ( કવિ સામું જોઈ ) બારોટ ! રાઠોડનો પત્ર તમારી વાણીમાં લખેલ છે, માટે આ ત્યો, સર્વને વાંચી સંભળાવો.

બારોટ.—લાવો બાપજી ! ( પછી તે પત્ર લઈ વાંચે છે. )

(દોહરા.)

સૂર્યવંશના શોભતા, સિસોદિઆમાં શેર;
રાવળકુળના રાજવી, ન થાય કોથી જેર. ૧

કોમલમેરે રાજતો, ધારી કર સમશેર;
પ્રતાપ પૂર્ણ પ્રતાપથી, વાળી શા'શું વેર. ૨
રે પ્રતાપ ! પ્રણમી તને, પત્ર લખું ધરિ પ્રીત;
હમણાં શા' દરબારમાં, વાત બની વિપરીત. ૩
માનતણું અપમાન તેં, કીધું જે તજિ ભીત;
તેણે આગ ઉઠાડિ છે, અકબર કેરે ચિત્ત. ૪
વાત વધારી કહિ ઘણી, તુજ ઘરનાએ[1] નેટ;
એથી અગની એકદમ, ઉઠી અકબરપેટ. ૫
આથી સજ સેના કરી, લેવા તારી ભેટ;
શાહે ઉર એવું ગણી, પકડું એ આખેટ.[2] ૬
લાખ સેન લઈ આવવા, શા'જાદો કરિ ત્યાર,
અરે ! અત્રથી મોકલ્યો, સાથ બીજા સરદાર. ૭
મુખ્ય કરીને મોકલ્યા, તુજપર ધરતા ખાર;
માન, મહોબત ને વળી, એ સઘળાનો સાર.
દારૂગોળો દશગણો, રાખી તેના સાથ,—
મતવાલા મોગલ ઘણા, ધરિ હથિયારો હાથ,— ૯
આવે છે તારી તરફ, જયમ ઉલટેલાં તીડ;
એથી કંઈ ક્ષત્રીતણા, પેટવિષે થઇ પીડ. ૧૦
હું પણ અતિ ઉદાસ છું, આ કારણથી વીર !
શા'ને બહુ વખતે મળી, મેં છાંટ્યું'તું નીર. ૧૧
પણ તુજ ઘર ફૂટેલ ત્યાં શી કરવાની વાત !
રે રે ઘર ફૂટે થકી, ઘણી ઊપજી ઘાત ! ! ૧૨
વાઘ તણા બકરી બન્યા ! સિંહના થયા શિયાળ !
નિજ અંગો જૂદાં થતે, અરિના અતિ ઓશિયાળ. ૧૩
શું ઝાઝું તુજને કહું, શૂરપૂર દઢ ધીર !
આળસમાં ઊંઘીશ મા, બહાદુર બાવનવીર ! ૧૪

---

૧ પ્રતાપના ભાઈ ભત્રીજા વગેરેએ. ૨ શિકાર,—પ્રતાપને ઝાલવો એ શિકાર ઝાલવા જેવું સહેલું કામ ગણીને.

સામંતોને સજ્જ કરી, રહેજે અતિ હુશિયાર;
છે સીસોદામાં હજી, અંગીઠીઅંગાર. ૧૫

સિંહ અજા-ટોળા થકી, ડર્યો ન દીઠો દૃષ્ટ;
શૂર અરિ સામા મળે, કાળજ ન ધરે કષ્ટ. ૧૬

તું તારી તરવારને, અપાવજે જશ આપ;
શા'ના ઉરમાં સ્થાપજે, તુજ સાહસની[1] છાપ. ૧૭

ધર્મ રાખશે ધરણીમાં, તુજ કુળનો જગદીશ;
પૃથિવી એ પરતાપને, છે ઉરની આશીષ. ૧૮

( આશિષ પત્ર વાંચી તે સામું જોઈ )

ભલે પૃથિરાજ! ભલે! કવિઓને કાન ઝલાવે એવાં કામ જણાય છે!

પ્રતાપ૦—( પત્ર વંચાયા પછી આવેશમાં આવી ) રે! આ રાજના સગાઓ! પૃથિરાજજીનો પત્ર સાંભળ્યો! સગોભાઈ સગરો નગરો થયો, ને શાહે આપેલી સુબાગીરીથી લોભાઈ ભાઈની સગાઈ ભુલી ગયો! તેનો નામબોળુ છોકરો તમે જોયો?! હિંદુ ફીટી મુસલમાન થઈ પોતાના ખાનદાનને ખોડ લગાડી મહોબતખાં નામથી શાહને દરબાર ઓળખાયો! રે, આવા કુળબોળુ કપૂત રજપૂતાણીને પેટ પાકવા ન જોઈએ! તે ગર્ભમાં ગળી જવા જોઈએ! કે કાં તો નામબોળુ થતામાં વીજળી પડી બળી જવા જોઈએ! સક્તો પણ શાહની સોડમાં ભરાયો; તે પણ વખતે આ વેશમાં શામેલ હશે! રે! એક બાપની પ્રજા તે સગા, ને "સગપણ સોનું પીતળ પ્રીત" એમ કહેવાની રીત પડી છે; તે શું સાચી છે?! સવળા દિવસમાં શત્રુ પણ સગા થતા આવે છે, ને વાંકે દીએ સગા દગા દઈ શત્રુની ગરજ સારે છે; તો શું સગપણને સોનું કહેવું એ ખોટું નથી?! સોનાની સગાઈ મૂકે મિથ્યા રાગ તાણી રોવામાં અને શરીરનો તથા હૃદયનો મેલ ધોવામાં રહી છે; તે પણ સગરથી કુળજોગ સપૂતે મૂંડ મુંડાવી દાઢી રાખી કાઢી નંખી! રે કહ્યું છે કે,—

---

[1] પરાક્રમની.

( ગીતિ. )

" દીવો ભખે અંધારૂં, માટે તેનું સુત કાજળ કાળું.
પાપી-ધન ખાનારો, તેનું છૈયું ન હોય જશવાળું."

રે ! દીવો અંધારાનો આહાર કરનાર છે, તો તેનું સંતાન કાજળ તે કાળું જ હોય છે. તો તે શુદ્ધ ક્ષત્રિકુળને દીપક જવનની આપેલી જીવિકા ઉપર જીવનારનું છોકરૂં કુળ અજવાળે એવું કયાંથું હોય ! રે ! " દી વાળે તે દીકરો, ને છો વાળે તે છોકરો " એ કહેવત ખોટી નથી. જેટલા જવનની આપેલી જીવિકા ઉપર જીવશે, તેનાં સંતાન બાપદાદાઓના નામ ઉપર છોવાળે એવાં જ થશે! પ્રતાપ પ્રાણ જતે તેમ થવા દેવાનો નથી, એટલું જ નહિ, પણ તે તુચ્છ તુર્કનો ઓળો પોતાના ઉપર પડવા દેનાર નથી. ઈંદ્રિવારણાંના અભિલાખિયો દોડ્યા દોડ્યા દિલ્લી જઈ ભરાયા છે, પણ તેઓ સ્વાદ ચાખ્યે પોતાના મનમાં સમજશે જ, કે આપણે જે પગલું ભર્યું તે દૂધમાં એળિઓ ભેળવાને જ. હજુ પણ હાકી પોકારીને કહું છું કે, જેમને બાદશાહના થવું હોય, સૂબાગીરીઓ જોઇતી હોય, તે બેધડક ઉચાળા ભરી ત્યાં જજો ! આ રાજમાં રહેવાને ઝૂંપડાં, સૂવાને ઘાસ, ને ખાવાને રોટલા ને છાશ છે. ખાંધણીઆમાં આયું મૂકી સૂવાની નજર પહોંચતી હોય તો જ આ બળતા દવ જેવા રાજમાં રહેજો. જેઓ પ્રાણ કરતાં કુળની પવિત્રતાને વધારે વહાલી ગણતા હોય, તે જ પ્રતાપની બાજુએ મેવાડની મહિમાવાન ધરતીમાં પોતીકું લોહી રેડવા લાગ્યા રહેજો; નહિ તો અક્બર તમને લાંબો હાથ કરી મોજશોખના ગોખ બતાવે છે તેની તરફ વગર પૂછ્યે વહ્યા જજો.

ભાયાતો.—( એક અવાજે ) રાણાજી, એ શું બોલો છો ! આકાશમાંથી તારામંડળમાંથી જે તારા ખરે છે, તે તેનું પુન્ય પતી રહે છે ત્યારે જ; તેમ જેનું પુન્ય પરવાર્યું હશે તે તરફને ત્યાં ગયા, તે માત્ર મૂવે નરકમાં જવાને જ. હજી અમારી પેઢીનું પુન્ય પરવાર્યું નથી ! અમે મૃત્યુલોકના સ્વર્ગમાં છીએ ! ને મૂવે પણ અમારો હક સ્વર્ગે જવાનો છે, તે અમે તુચ્છ લાલચને વશ થઇ નહિ ખોઇએ. અમે આપની છાયામાં જોડાયા રહીશું, ને લાખેણો જશ લઇશું, ને પછે સ્વર્ગમાં જઇશું; નામના રહેવામાં રહેલાં દુઃખોને અમો

ઘણાં મીઠાં ગણીએ છીએ. રે ! ટૂકડો ખાઈને તો કૂતરૂં પણ ધણીનું ઘર સાચવે છે, તો જેના અન્નનો આ દેહ બંધાયો છે, જે રજપૂતાણીનું દૂધ ધાવ્યા છે, તે ધણીને ઘેર ધાડ કેમ આવવા દેશે ? !

રામસિંહ.—રાણાજી, હવે વાર કરવાનો વખત નથી. જે રૂડા સમાની રાહ જોવાને આ આંખ્યો ફાટી રહી હતી તે સમો ચાલી ચલાવીને આવ્યો છે, તો તેને હાલી જવા દેશોમાં ! એનો લહાવ લેવાને સૌ કોઇ રાણીજાયા—આ રાજમાં રહેલા રાજી છે. મરવાના હતા તે મરી ચૂક્યા, મરતાં જે રહેલા છે તે તો ધ્રુવના તારા જેવા જાણજો ! જેમના પરિયાએ આ રાજનું રક્ષણ કરવામાં કાયાની ખાખ કરી રાજને રાખ થવા દીધું નથી, જેમણે પ્રાણ જતે પાછો પગ મેલ્યો નથી, જેમના હથિયારે દુશ્મનને હા વગાવી તેમની રાંડોને રંડાપા અપાવ્યા છે, તેમનો નિર્વંશ ગયો નથી ! રે, એ ઝાડને ફળ એવાં ને એવાં જ આવેલાં છે! જે પોતાનો સ્વાદ આ રાજના શત્રુઓને ચખાડશે.

પ્રતાપ૦—રામસિંઘજી ! આપનું કહેવું સત્ય છે. આપણે કેડ બાંધીને જ શત્રુને સળેખડું કર્યું છે એટલે હવે આપણે ઝાઝું સમજવાનું નથી; તો પણ વિવાહ માંડ્યો, તો સરેતોરે પાર ઉતારવાની સામગ્રી જે જોઇએ તે તૈયાર કરી જાનને માન દેવા સામા જવું. માટે આપણા સગાવહાલા, સામંતો વગેરેને આ લગ્નની કંકોતરીઓ લખાવો તથા આપણા તાબાના તમામ કિલ્લાઓ કે જે આગળથી મજબૂત કરી રાખેલા છે તેમાં અન્નજળ અને હથિયારનો સારો જથ્થો ભેગો કરવાનો પેત કરો. રે, પ્રથમ કંકોતરી સલુંબરાજીને લખો, જેઓ જલદી આવી સઘળી વાતનો ડખો કાઢી નાંખે. ઝાલોરના રાવને અને દેલવાડાના ઝાલાજીને પણ લગ્નનો દિવસ ઢુંકડો જાણી ઉતાવળે કંકોતરી લખાવો, કે જેઓ પોતાના સાજનો સાથે ઉતાવળા આવી રણમંડપને શોભા આપે. રે ટૂંકામાં એટલુંજ કહેવાનું કે, આપણા સોળે સામંતોને સજ કરો.

રામસિંહ.—હા, હવે તે જ કરીએ; કચેરી બરખાસ્ત થયા પછી હવે એ જ ગોઠવણ કરીએ.

## પ્રવેશ ૩ જો.

સ્થળ—સૂવાનો ઓરડો.

પ્રતાપસિંહ અને તેની પટરાણી.

[ પ્રતાપ સૂતો સૂતો વિચારમાં લીન થયો છે એવામાં
રાણી આવે છે. ]

રાણી.—( રાજાની ચર્યા જોતી જોતી આવતાં પાસે થોડી વાર થોભી ) સ્વામીનાથ ! હું આપ આગળ આવી ઊભી છું, તોપણ આપ હું સામું કાં જોતા નથી ? શી ચિંતામાં ચિત્ત પરોવાયું છે, કે ધ્યાનીની પેઠે આપ છાની નજર માંડી એકતારો જોડી સૂતા છો ? !

પ્રતાપ૦—( મૃદુ શબ્દો સાંભળી ચોંકી ઉઠી ) આવો પ્રિયા !

રાણી.—( પાસે પડેલી રકાબીમાંથી મુખવાસ આપતાં ) સ્વામિનાથ ! ચિંતામાં ને ચિંતામાં દેહ ખપાવી નાંખી ! જુવાન છતે ગાલની લાલી ઝાંખી કરી ! અરે ! જે મુખ શરદપૂનમના ચાંદા સરખું શોભતું હતું, તે કરમાયલા કમળ જેવું દેખું છું ! હવે ચિરતા રાખો. ચિતોડ લેવાની અને બળિયા દુશ્મન સાથ બાથ ભીડવાની ગડમથલમાં પળ જંપતા નથી, એથી ચાર વરસમાં જુઓ કાયા કેવી કથળી ગઇ ! માથે સબળા દુશ્મન ગાજે છે. ઉછળતા દરિયાની છોળો વચ્ચે વેળુના તરતા બેટ ઉપર વસવું તેવી આપણી હાલત છે; માટે કશી વાત ઉછળી ગૂહા ભાગવાની કરશો માં. આજ શા વિચારમાં મન વળુંધ્યું છે ?

પ્રતાપ૦—શાણી રાણી ! ચિંતા કોને ન હોય તે તમે સમજતાં નથી; ડાહ્યા કવિઓ કહે છે કે,—

( દોહરો. )

" ચાતક ચકવા ચતુરનર, પ્રતિદિન ફરે ઉદાસ;
ખર ઘૂવડ ને મુરખનર, સુખે સુએ નિજ વાસ. "

અરે, ઉદાસી લગાગો માલ ખાનાર પાડાને હોતી નથી ! જેને પરાયાં ખેતરેનો સૂનો માલ ખાઇ ખાડામાં પડી વાગોળ્યા કરવાનું તે

ચોસઠ જોગણી તારૂં રક્ષણ કરજો ! ને જેવો જાય છે તેવો ખેમકુશળ હરખ ભર્યો અંબા ભવાની મારી આંખે લાવજો ! ચારણી માતા ! ખરૂં રખોપું તારૂં છે !

પ્રતાપ૦—રાણીજી, કોઇ વાતે ચિંતા કરશો માં. સાચને આંચ આવવાની નથી.

રાણી.—(ગદ્ગદ થઈ) બંન્યો વહેલા આવજો ! જાતનાં જતન કરજો !!



# त्रीजो अंक समाप्त.



# प्रतापनाटक.

## अंक ४ थो.

### પાત્ર.

માનસિંહ ... ...અકબરનો સેનાપતિ–જયપુરનો મહારાજા.

સલીમ ... ... ...અકબરનો વડો શાહજાદો.

મોહોબતખાં ... ...સલીમનો માનીતો સરદાર–પ્રતાપનો ભત્રીજો.

શેરમહુમદ, જાફરમહુમદ, તેગબેગ, દીનમહુમદ. } બાદશાહના લશ્કરી સિપાઈઓ.

પ્રતાપસિંહ ... ...મેવાડનો મહારાણો.

કૃષ્ણસિંહ ... ...તેનો મુખ્ય પ્રધાન–ચંદાવતનો મુખી.

રામસિંહ ... ...પ્રતાપનો આશ્રયી ગ્વાલિયરનો રાજા.

બારોટ ... ... ...રાણાનો કવિ ક્ષત્રિયોદ્ધાઓને શૂર ચઢાવનાર.

માનસિંહ ઝાલો ...પ્રતાપનો શૂરો સામંત–દેલવાડાનો ઠાકોર.

સક્તોજી... ... ...રાણાનો ભાઇ–અકબરનો પક્ષી.

રજપૂત તથા મોગલયોદ્ધા ઇત્યાદિ.

સ્થળ–લશ્કરી મથક તથા રણભૂમિ ઇત્યાદિ.

# प्रतापनाटक.

## अंक ४ थो.

### प्रवेश १ लो.

સ્થળ—અજમેરની છાવણીમાંનો બાદશાહી તંબુ.

સલીમ, રાજા માનસિંહ, મહોબ્બતખાં વગેરે.

**માનસિંહ.**—શાહજાદાજી! રજપૂતો સાથે જંગ કરવો બહુ મુશ્કેલ કામ છે; તેઓ બડી ડંખીલી જાત છે; તેમાં મેવાડના રજપૂતો તો ખુદાના ફિરસ્તા જેવા છે! તેમની સામે ઉતાવળ કરી આગળ પડતાં તેઓ વળગી પડે એવા છે, ને વળગ્યા તો છૂટે પણ છૂટે નહિ એવા છે! માટે પોતે કશી વાતે ઉતાવળ કરશો નહિ; ને આગળ પડવાની ઇન્તેજારી રાખશો નહિ.

**સલીમ.**—રાજાજી, ઉનકી કિતની ફોજ હોગી?

**માનસિંહ.**—આપણીનો ચોથો હિસ્સો પણ નહિ હોય.

**સલીમ.**—તબ ક્યા ફિકર હૈ!

**માનસિંહ.**—એ જગો ફિકર રાખવા જેવી જ છે. ચિતોડ લેતાં બાદશાહને કેટલી મુશીબત પડી હતી તેની આપને ખબર નહિ હોય. દશ દશ કોશ તલક તો લશ્કરની છાવણી હતી, ને તેમાં બડા મારતેખિયાં સરદારો હતા, તોપણ થોડા ચિતોડિયાઓએ તેમને ઘેટાંના ટોળામાં શેર પડે એ રીતે હરબડાવી નાંખ્યા હતા! બાદશાહની બોહોસથી, ને તેમના લશ્કર ઉપરના દાબથી ચિતોડ મોગલોથી બડી મુશ્કેલીથી લેવાયું.

**સલીમ.**—ઠીક હૈ તબ, જૈસા વક્ત વૈસા કરો.

**મહોબ્બત.**—અબ લશ્કર કો કૂચ કરને કા હુકુમ દેના ચાહિયે. દુશ્મન બડે ચાલાક હૈ, અપનોંકો દેર હોગી તો વો ઐસી કુછ સલાહ કરેંગે કિ અપન કો ફતેહ મિલને કા રસ્તા નહીં રહેગા.

આનસિંહ.—મહોબતખાંની વાત બરાબર છે. આપણી દિલ્લીથી ઉપડ્યાની ખબર તેમને થયા વિના નહિ રહી હોય, કારણ તેમના કાશિદ ફિરસ્તાની પેઠે ફરે છે; માટે દુશ્મનને તૈયાર થતાંમાં દબાવવા. જો તેમને ફુરસદ મળી તો તેઓ એવા મોરચા બાંધી દેશે કે, આપણાથી રાજધાનીમાં હજાર ઇલાજ કરતે જવાશે નહિ.

સલીમ.—ઐસા હૈ તબ દેર કરનેકી જીરૂર નહીં હૈ. લશ્કરકો કૂચ કરનેકા હુકુમ દો, વ અપન ભી જલ્દી ચલો.

આનસિંહ—(સરદારોને) યારો! હવે આપણે આસાએશ લેવાનો વખત નથી; દુશ્મનને તેની તૈયારી કરતા પહેલાં મહાત કરવો એમાં જ તમારી ચાલાકી છે; માટે પોતપોતાના તાબાના સવારો, પેદલ વગેરેને કવાયત કરાવી કૂચ કરો. અમે પણ તમારી સાથે જ કૂચ કરીએ છીએ. રસ્તામાં બહુ સાવચેતી રાખજો; દશ દશ ગાઉ આગળ બાતમીદારો દોડાવજો; ને ઠેઠની ખબર લાવે એવા પણ મોકલજો. મેવાડના ઠેઠ મુકામે જતા સુધીનો રસ્તો અંદેશા વગરનો હોવો જોઈએ; રસ્તામાં જતાં આવતાં પંખેરૂને પણ ગોળી મારી નીચે પાડે અને તેને તપાસી જુએ એવા બંદોબસ્તથી કાશિદોની જા આવ જારી રખાવજો. તમારા જેવા કેળવાયલા-લશ્કરની તમામ તાલિમ લીધેલાઓને જ્યાદે કહેવાની જરૂર નથી. તમારે હાથ બાદશાહ જેની જીતની ઉમેદ રાખે છે, તે તેને હાંસલ થાય, એવી ઉમેદ છે.

સરદારો.—આમીન! બાદશાહ કી હરદમ ફતેહ હો!!

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ—અજમેરથી મેવાડ જવાનો માર્ગ.

શેરમહમદ, જાફરમહમદ, તેગબેગ, દીનમહમદ વગેરે લશ્કરી સિપાહઓ કૂચ કરતા પ્રવેશ કરે છે.

શેર૦—મિયાં જાફરમહમદ, કાફર લોગ મેં બડે જંગબહાદુર રાના જૈસે મેવાડ મેં દેખે વૈસે સારી જહાન મેં નજર નહીં આયે.

જાફર૦—ખુદા સબકો સલામત રખે! તોબા કરના ચાહિયે

ખુદા કે આગે! જુરૂર મેવાડકી પનાહ કરને વાલે આતશી લોગ હૈં ઉસમેં કુછ શક નહીં.

શેર૦—સચ બાત હૈ; ઉદાશાહુને ચિતૂર છોડકે ચલ ખાઈ ઉસી વક્ત ચિતૂર મુસલમાનકે હાથ ન જાવે ઉસલિયે રજપૂતોંને જો તલવાર ચલાઈ હૈ, સો મૈં ક્યા કહું મિયાં? તોબા? તોબા! ખુદા હી ઉન બુરે લોગોંકે મારસે બચાવે!

તેગ૦—અયે મિયાં! આપકો સુરત હૈ! એક સોલા બરસકા લડકા લડનેકો આયાથા, ઉસકી અમ્મા ભી શમશેર લેકે ઉત્તર આઈથી, ઔર ઉસકી નાજુક નાજનીને હાથ મેં ભાલા રખ્ખા થા! ઉસ વક્ત ઉન્હોં ને કૈસા જંગ કિયા સો યાદ હૈ?

જાફૂર૦—વો બુરે વક્ત કી બાત હી કરો મત! ખુદા ઉસકા ખ્વાબ ન દિખાવે! અપને હજાર હા બડે સરદાર ઉન આતિશી લોગોંને તલવારકી ધારસે ઝખમી કર દિયે, ઔર કતલ ચલાઈ ઉસકી ગીનતી ભી હો ના સકી! જેમલ કરકે ઉન લોગોંકા બડા સરદાર થા—વો ચિતૂર કે કિલ્લે કી સિયાહ[1] રાતકે અંદર નિગેહબાની કરતા થા, ઉસી વક્ત બાદશાહ સલામતને ઉસ કો એસી આબાદ ગોલી અપને હાથ સે બંદૂક ભરકે લગાઈ કી જો બડા શેર હોવે તો ભી ઢિગલા હોકે જમીંમેં મિલ જાવે, મગર વહ સિરદારને ઉસ ગોલી કો ભી પતા નહીં દિયા, ઔર બડા જંગ મચાયા; ઉસ જંગ મેં લખ્ખોં મુસલમાનોંકી ખુવારી હુઈ, ઔર આતિશી લોગોંમેંસે એક ભી જીતા ના રહા!

દીન૦—યારો, યોં સમઝો ખુદા દીનકે તર્ફ હૈ, ઉસસે યે જંગબહાદુર ફિરસ્તે જૈસે લોગોંકે આગે બાદશાહકી જીત હોતી હૈ.

જાફૂર૦—યારો, ગુજરે જમાને કી બાત કરને સે ક્યા ફાયદા હૈ? ગુજરતા હૈ ઉસકી હી કરો, ઉસી વક્ત અપન સબ ભાઈ પાહાડકી ખાહીમેં છૂપ ગયે સો બચે, મગર અબ તો મૈદાન મેં લડનેકા મામલા આયા હૈ!

શેર૦—ખુદા સબ કો સલામત રક્ખે? મગર મૈં તુમ સબ

[1] કાળી અંધારી રાત્રે.

ભાઇયોં કો પૂછતા હૂં, કિ બાદશાહકો ચિતૂર લેનાથા સો લિયા, અબ સોતે શેર કો છેડનેકી કયા જુરૂર હે ?

તેગ૦—જંગસે મુલ્ક જંગલ હુવા હૈ; સુનને મેં આઇ હૈ કિ, મેવાડકા મુલ્ક રાનાને આપકે હાથસે હી બીયાબાન[1] કિયા હૈ; જિસમેંસે હુક્કે મેં ડાલે ઇતના મીઠા પાની, ઔર ચિલમ મેં ધરે ઇતની ચિંગારી મિલે ઐસા નહિ હૈ, તબ કિસ લાલચ સે મેવાડ કી ખાડ મેં સબકો બાદશાહ ગિરાતા હૈ ?

દીન૦—(આકાશ ભણી આંખો ફેરવી) શુક્રે[2] અલ્લાહ ! જો કભી ઇસ મુલ્ક મેં પાક દીનકા ફેલાવ કરનેકી ખાતીર કૂચ કી હોવે તો ભી શુક્ર હૈ ! મગર અકબર જૈસે કામીલ બાદશાહકી ઐસી નૈયત અબતક નજર નહીં આઇ હૈ. જિસ મુલ્કમેં સે દોલત મિલનેકી નહીં હૈ, ઔર દીન ભી ચલાને કા ઇરાદા નહીં હૈ, તબ કાયકો શેરકે આગે ઘેટોંકા ટોલા બાદશાહ ધરતા હૈ ? દીન કે ખાતિર મરના બરહક્ હૈ !

જાફર૦—યારો તુમકો માલૂમ હૈ ! ઇસ જહાંન મેં જંગ કુછ એક હી સબબ સે હોતા હૈ ? જંગકી જડી બૂટી તીન હૈ; જર, જમીન વ જોરૂ[3]. કભી દૂસરા ઇરાદા નહીં હોગા તો ઉસ રાજમેં સે કોઇ અચ્છી નાજનીન[4] લાનેકા ઇરાદા હોગા; કોઇ ને અચ્છી રજપૂતાની કી બડી તારીફ્‌કી હોગી !

દીન૦—(ઉંચું જોઇ ) અજબ હૈ ખુદા તેરી કુદરત ! કાફિર લોગમેં ભી પરીજાત નાજનીન હોતી હૈ !

તેગ૦—જેપૂર ઔર જોધપૂર કે રાજપૂતકી લડકિયોં કે સાથ બાદશાહને શાદી કી વો સચ, મગર મેવાડમેં સે ઉસકી મુરાદ બર આનેકા ભરોંસા મત રકખો.

શેર૦—ખુદા ખુદા કરો મિયાં ! મેવાડકે રાના કો આપકી ઔલાદકા જૈસા ફીકા હૈ, વૈસા બડે આલમગીર કો ભી નહીં હોગા; બાદશાહકી બેટી ઝીદસે નાહક અપની ખરાબી હોગી. ખુદા શર્મ રખે સબકી !

૧ વેરાન, ઉજ્જડ. ૨ પરમેશ્વરનો ઉપકાર. ૩ સ્ત્રી. ૪ રૂપસુંદરી.

જાફ્રર૦—યારો ! લૂલે પાઉસે ચલતે કુછ મુકામ આયગા ? નાઉમેદી કી બાતેં કરતે બદન ના કૌવત હો જાયગા, ઔર મંઝિલ હો નહીં સકેગી; કોઈ ખાતમીદાર કે સુનનેમેં જો કુછ આય, તો ફિર દેખલો ક્યા હોયગા સો !

દીન૦—હાં હાં ! સચ બાત હૈ, લશ્કરી કાયદા બડા બુરા હૈ ! ચલો ભાઇ ચલો !

## પ્રવેશ ૩ જો.

સ્થળ—હલદીઘાટના નાકાપર બાંધેલા રાણાના સૈન્યનો મુખ્ય મોરચો.

**પ્રતાપસિંહ, તેના સામંતો તથા બીજા ક્ષત્રી યોદ્ધાઓ.**

પ્રતાપ૦—મારા શૂરા સામંતો તથા બીજા અજીત યોદ્ધાઓ ! આપણે પાણી આવતા પહેલાં પાળ બાંધી દીધી છે, પણ આપણા કર્યાનું સાર્થક થવું ઈશ્વરના હાથમાં છે. તે સત્યનો બેલી છે. સાચ જૂઠનો સંગ્રામ આ સ્થળે તે કરાવનાર છે; અને તેમાં સત્યનો જય, ને અસત્યનો પરાજય તે કરાવશે એ આપણે જોવાનું છે. પ્રભુ દાનવની તરફ થએલો તમે સાંભળ્યો નહિ જ હશે, તેમ તે દેવોથી દૂર ખશેલો નથી એવું તમે વારંવાર સાંભળ્યું છે; તો આ વખતે તેના ઉપર વિશ્વાસ રાખો, કે તે આસુરી બુદ્ધિના યવનો તરફ થનાર નથી. ભૂમિનો ભાર હરવા તે ધણી આવાં રીખળ કરે છે, ને જુદ્ધનો પ્રસંગ જોડી પાપીઓથી ડામાડોળ થતી ધરતીમાતાને પાછી સ્થિર કરે છે. ( કૃષ્ણસિંહ સામું જોઈ ) સલુંબરાજી ! આપણી સેનામાં બધા મળી કેટલા બહાદુરો આવી મળ્યા છે ?

કૃષ્ણ૦—તેની ગણત્રી થાણાં સ્થિર કરી અમે કરી જોઈ, તો બાવિશ હજાર બખ્તરિયા આવેલા છે.

પ્રતાપ૦—કાંઈ ચિંતા નહિ, બાવીશ હજાર બાવીશ લાખને ભારે છે ! તેઓ ઓલવાયલી નહિ, પણ કજળેલી અંગીઠીના ખેરના અંગારા છે; તેઓને જુદ્ધનો વાયુ જ માત્ર લાગવો જોઈએ.

રામસિંહ૦—રાણાજીનું કહેવું વેદવચન છે. મહારાજ ખરું

કહે છે. એ અંગારાને જુદ્ધનો વા વાયો તો આકાશ સુધી પોતાની ઝાળ અડાડે એવા છે, એમાં ફેર નથી! તે ખરસલાની તાપણી ટાઢી પડેલીનો દેવતા નથી! જે અગ્નિએ ખાંડવવન બાળ્યું હતું તેના ખોટારા છે!

પ્રતાપ૦—(યોદ્ધાઓ સામું જોઈ) વીરાઓ! આ રાજ્યલોભની લડાઈ નથી; પ્રતાપને પાદશાહી મળવા ક્ષત્રીનાં લોહીનું પાણી કરાવવાનો આ પ્રયત્ન નથી; પણ પવિત્ર ક્ષત્રીકુળમાં આવતી ધૂળ અટકાવવાનો આ આપણો હુમલો છે! એવા હુમલા તમારા ઘરડાઓએ અનેક કીધા છે, ને લાખેણા જશ લીધા છે; માટે તમને પણ એવા રૂડા કામમાં જશ જ મળશે. લાજ રાખવા તેઓ રણમાં રંગ રાખી સ્વર્ગે ગયા, પણ લાજ વેણા જીવતા ના રહ્યા; તો તમે પણ તે જ શૂરાઓના લોહીના બનેલા બપ્પરિયા છો, માટે જુદ્ધમાં લેવાય એટલો જશ લેજો. જેને એ જશ વહાલો ન હોય, જેઓ બાપની આબરૂ બરૂના સાંઠા જેવી ગણતા હોય, તેઓ સુખે હજુ વખત છે માટે ઘરે વળ્યા જજો. પણ એટલું નિશ્ચે માનજો કે, આ સીસોદિયાકુળનો પ્રતાપ જ્યાં સુધી બાપે ખોયેલું ચિતોડ નહિ મેળવે ત્યાંસુધી નવો મહેલ બાંધવાનો નથી—રે! તે ઝૂંપડામાં રહેશે, ઘાસમાં સૂશે અને પત્રાળીમાં જમશે; તથા જોગીની પેઠે પંચકેશ રાખશે! બીજા સીસોદિયાઓએ કે સામંતોએ ગમે આ આકરૂં પોંણુ લેવું હોય તો લે વા ન લે તેની મારે પરવા નથી.

સામંતો ઇ૦—બાપજી, આકળા થાવ માં! અમે લૂણહરામ નથી! અમે કુળની લાજના રક્ષણ માટે ધાતુના ઉકળેલા રસની વહેતી નદી તરી જવાને પાછા ન હઠીએ એવા ન કાળજ છીએ! અમે આખા અંગમાં નાકને વધારે વહાલું ગણીએ છીએ. અમે અમારા પવિત્ર છોડને મલિનનો હાથ અડતા પહેલાં કાં તો તેનો હાથ કાપીએ, કે અમારો છોડ મૂળમાંથી ઉખાડી નાંખીએ એવા ટેકી છીએ. બાપજી ઘાસમાં સુઓ તો અમો બાવળની શળોની પથારીને લાંબા થવાને ધોખો ન ધરીએ એવા છીએ! અમારે આ વિષે ગર્જના કરી વધારે શું કહેવું? વરસાદના ગુણ વરશે જણાય; તેમ જુદ્ધ જોડાયે વાત છે! પ્રભુ તે સમો આજકાલ લાવે છે જ, તો અ-

મારે કહેવા કરતાં પરાક્રમ કરી બતાવવું એ સાચું છે એમ ગણી મુગા રહીએ છીએ.

પ્રતાપ૦—બહાદુરો! તમારી પાણીવાળી વાણી સાંભળી મારૂં હૈયું હરખાય છે! ને તમારાં પરાક્રમ હું ક્યારે જોઉં એવી મારી આતુરતા ઉલટી છે! તથા અભિમાની માનને મારે હાથે ભાલાથી ભૂ પીતો કરી કેઇ વેળે મારા હાથનો વળવળાટ ભાગું! રે! તે ભ્રષ્ટ ક્ષત્રીનો આ લોકમાં થયેલો અયોગ્ય સંબંધ કયી વખતે હું નાસુદ કરૂં એવા મને ઉછાળા આવે છે! રે! પાદશાના પાટવીને મારે પોતાને જ ભાલે વીંધી દુષ્ટ બાદશાહના કાળજામાં હું કાણું ક્યારે પાડું એ પ્રમાણે મારૂં મન ઉછળી રહ્યું છે! ક્ષત્રી સસરો અને જવન જમાઇ એ એવું અજુગતું જોડું જોવું આ જગતને વિપરીત લાગે છે, તે મારે પોતાને જ હાથે આ રણમાં ખંડિત કરવું, કે કાંતો તેમને મારી તલવારથી કાપી નાખી આ જગતમાં ચાલતી રીત થાળે પાડવી, એવું મારા મનમાં થઇ આવ્યું છે; માટે તે કામમાં તમો સહાય થજો; ને બીજા ગર્વના ભરેલા આવ્યા છે તેમના લોહીના રેલાઓથી આ રણમાં વહેળા વહે એવી તરવાર તમે પણ મારજો.

સામંતો તથા યોદ્ધા—કાંઇ ચિંતા નહિ! પ્રભુ આપની ધારેલી ધારણા પાર પાડશે.

---

## પ્રવેશ ૪ થો.

સ્થળ—હલદીઘાટનું મેદાન.

સલીમ તથા માનસિંહ.

સલીમ.—રાજાજી, બાતમીદારોંસે અપને કો ખબર હુઇ હૈ કિ દુશ્મનોંને નાકેપર થાના જમાયા હૈ, અબ ક્યા ઇલાજ કરનેકા વો આપ કો માલૂમ.

માનસિંહ—શાહજાદાજી! માલમ હતું કે, દુશ્મન આપણને તેના પાયતખ્તપર જવાનો વખત નહિ જ આપે. પણ ફિકર નહિ, સબુરીથી જે કામ થશે તે સળવળાટ કરે થવાનું નથી.

સલીમ.—ક્યોં સળવલાટ નહીં હોવે ? બાદશાહને અપનોં કો જીત કરકે રાનાકો જેર કરનેકોં ભેજે, ફિર ફતેહ હાંસિલ કિયે બીના જાના હો, તબ મુંહ કયા બતાવે !

માનસિંહ.—સલીમશાહ, આપે જંગલનાં જંગલ જોયાં નથી એથી આપનું દિલ ગભરાય છે, પણ તે જોઇ વેઠીને અમારી આંખો ઘરડી થઇ છે, માટે આપે ઉતાવળા થવું નહિ. મુસલમાનોની અને રજપૂતોની લડાઇઓમાં મેં જોઇ લીધું છે કે, રજપૂતો બહાદુર છે ખરા, તોપણ જંગનો દીવો જોતાં તેઓ પતંગની પેઠે આંધળીઆં કરી તૂટી પડે છે; તેમને પછી ધીરજથી તાકી રહેલા તુર્કો જાળમાં પડેલા શેરને ઠેર કરે એ રીતે પાયમાલ કરી નાંખે છે, ને છેલ્લે જીતે છે. આવા મામલા એક વખત નહિ, પણ હજારો વખત બનેલા છે; માટે ઉતાવળ કરવાનું કામ નથી.

સલીમ—તબ કરના કૈસા ?

માનસિંહ.—કરવાનું એટલું જ કે, દુશ્મની કારગત લાગે નહિ એવા આપણે મજબૂત મોરચા બાંધવા, અને તેમને છેડખાની કરવાને તોપનો મારો શરૂ કરવો. તોપના અવાજ સાંભળતાં ગુફામાંથી માથે પૂછડું મૂકી શેર જે મિશાલે ધસી આવે, તેમ તેઓ મેદાનમાં દોડી આવશે, એટલે આપણે તેમને ઘેરી લઇ તેમના હાલહવાલ કરવા. એથી તેઓ એકેએક મારયા જશે, ને આપણી ટુકડીઓને પાયતખ્ત તરફ જવાનો મારગ મળશે.

સલીમ.—(ખુશ થઇ) શાબાશ રાજાજી ! આપને ખૂબ અક્કલ દોડાઇ હૈ. બેશક યોં હોતે ફતેહ મિલેગી ઉસમેં કુછ ભી અંદેશા નહીં હૈ.

માનસિંહ.—જીત આપવી સાહેબના અખ્ત્યારમાં છે. આપણે સબુરીથી ઇલાજ કરવા એ આપણું કામ છે. શત્રુ સૂતેલાને દાબે એવા નથી; સામે મ્હોંઢે દુશ્મનને દફે કરવો એવો તેમનામાં ટેક રહેલો છે; તો પણ જમાનાનો પવન લાગતાં તેમનું મગજ ભમે ને તેઓ રાતની વખત હુમલો લાવે, તો આપણે તે વખત ગાફલ નહિ રહેવું એવો એવો હવે હું બંદોબસ્ત કરૂં છું.

સલીમ.—સચ હૈ, આપકો જો કરના હો, સો ખૂબ બિચારકે કીજિયે.

---

## પ્રવેશ ૫ મો.

સ્થળ—રણભૂમિ.

રાજબારોટ, પ્રતાપસિંહ તથા તેના યોદ્ધા;-માનસિંહ તથા મુગલ યોદ્ધા.

[ મુગલ લશ્કરમાંથી તોપોના ગોળા ચાલુ થતાં રજપૂતસેના તેમના સામે લડવા તૈયાર થઈ છે, એ સમે પ્રતાપનો રાજબારોટ ઘોડે ચડેલો પ્રવેશ કરી ક્ષત્રિયોદ્ધાઓને બિરદાવે છે. ]

### રાજબારોટ.

( झूलणाछंद—सिंधुरागमां. )

અડગ શૂરા ખરા સામતો આ સમે,
જવનદળ જીવતા અત્ર આવ્યા;
ખડ્ગ બરછી કટારી સજી શસ્ત્રને,
અસ્ત્ર અગણિત નિજ સાથ લાવ્યા;
ઘોડલા ગરુડશા વીજળી વેગના,
તેગબાજ઼ાટ પણ છે જ તેવા;
છો તમે શૂર નહીં ગંગના પૂરશા,
ભીષ્મ ને દ્રોણ, લવકુશ જેવા. ૧

રામસમ આજ રાજેન્દ્ર આ રાજતો,
બાણ ભરિ રામનાં તીક્ષ્ણ ભાથે;
કળિના ખડ્ગશું ખડ્ગ કરમાં ધરી,
ચેતકા[1] પર ચઢી છત્ર સાથે;
વીરનો વીર રણધીર પરતાપ,
ધરિ ચાપ[2] રવિરાજશો શો વિરાજે!
એસિ વૈમાન બાપા હમિર પૂર્વજો,
જુદ્ધ જોવાં મળ્યા વ્યોમ આજે!! ૨

આજ રાખો ઘણો રંગ રણક્ષેત્રમાં,
પૂર્વજો પાણિ તમ જોઈ રીઝે;
સમય આવો નહીં આવશે શૂર ઓ!

---

૧ ચેતક—પ્રતાપ જેના ઉપર બેસતો હતો તે અશ્વ. ૨ ધનુષ.

લા'વ એ[3] રીતનો સદ્ય[4] લીજે;
જીતથી કીર્તિ વધશે બધા વિશ્વમાં,
પ્રસન પરિયા થશે પુત્ર પેખી;
દેહ રણમાં પડ્યે અપ્સરા અધરથી,
નિજ વિમાને ધરે નાથ લેખી. ૩

સ્વર્ગનું સુખ વિમુખને ના મળે,
જઇ ભળે જોધ રણશૂર પાસે;
લાખ આર આવતાં આપ અભિલાખ તજિ,
શસ્ત્ર ચળકાટથી નાંહિ ત્રાસે;
ધાસની ગંજિનો નાશ લઘુ વહ્નિ કરિ,
જવાળ નિજ આસમાને અડાડે;
તેમ રજપૂતનું બીજ દહિ જવનદળ,
જશ તણી જ્યોત જગમાં જગાડે. ૪

ફીકિયારી કરો કારમી ખડ્ગ ધરિ,
ગર્ભ મુગલાણીના જાય તૂટી!
આભ તુટયો ગણી તાર્તરિ લોક તજિ,
જાય રણભૂમિ ઝટ વાળિ મૂઠી!!
ખેલવા ખડ્ગનો ખેલ મન ઇચ્છતા,
તે સમો આવિયો આંખ આગે;
કસર રાખો ન કળવાન, બળવાન જરિ,
કસરથી વહર[5] કુળ આંહિ લાગે! ૫

તીર તરવાર ભાલા કટારી ભલાં,
શસ્ત્ર શોણિત વિણ શુષ્ક ભાસે;
જોગણી, વીર ત્યમ ભૂત, ને ડાકણી,
ભોગ લેવાનિ આવ્યાં છે આશે;
હલદિ આ ઘાટનું ક્ષેત્ર કુરુક્ષેત્રશું,
નેત્રથી જુદ્ધ જોવા ચહે છે;
સ્વર્ગની સુંદરી મદ ભરી નભ ઠરી;

૩ ફ્તે જશનો, ને મુએ સ્વર્ગનો. ૪ તુરત. ૫ ખાંપણ-કલંક.

શૂરને ભેટવા સ્મર[૬] સહે છે. ૬

માટ મૂછે ધરી હાથ ખોખારિને,
મોગલો મદ ભર્યા મારિ પાડો;
શસ્ત્રને નીર રૂધિરનું પાઇ પૂ-
રો પછી ભૂતનો ભૂખપાડો;
ક્ષેત્ર હલદી કુરુક્ષેત્રસમ જશ ભર્યું,
જગતમાં આજ વિખ્યાત કરજો;
જીત કરિ જશ ભરી રાજમાં વાધજો,
કે પછી અપ્સરા સાથ વરજો. ૭

આ સમરભૂમિ છે શૂરસુવર્ણની,
જાણજો ઠારમી એ કસોટી;
તેમ પોલાદસમ પાણીવાળા તણી,
છે સરાણ જ ખરેખાત મોટી;
પાકું કુન્દન જણાશે કસોટીપરે,
તીખું[૭] ચઢિને સરાણે જણાશે;
પાણિ દર્શાવશે રાણિ-સુત જેહનું,
કિંમત પણ તેનિ તેવી ગણાશે. ૮

પશુની પાસ અતિ ત્રાસ દાખી લવે,
બાયલા પાસ મુખ બોલ મોટા;
અશ્વને ખેલવે આપ ઊતાવળા,
ચોક ચૌટે કરી ખેલ ખોટા;
ગરિબને ગંજવા ગર્જના બહુ કરે,
હાથ ભાલો ધરે હરિણ હણવા;
ઓ શુરા સામતો! એ રુધિર નીવડે,
જુદ્ધમાં કાયરા એહ ગણવા. ૯

શૂરને ઓથ કોની ન કદિ જોઇએ,
આપ બળથી રણે આવિ ઝૂઝે;

૬ હામ-મદ. ૭ ખરૂં લોહું—ગજવેલ જે સરાણે ચઢતાં અગ્નિ ઝરે છે તે. (બોઠું લોઢું સરાણે ચઢતાં તેમાંથી એક તણખો પણ ઝરતો નથી, તેમ કાયરથી રણમાં કશું પરાક્રમ દર્શાવાતું નથી.)

ગાત્રને માટીના પાત્ર જેવું ગણે,
હેમનો કુંભ જશ આપ બૂઝે;
નાકને કાજ નિજ શીશ અર્પે બધું,
શરીરને તરણની તુલ્ય જાણે;
છેડતાં તેમને કેડ૯ છોડે નહીં,
કોપ કરિ કારમો અંત આણે. ૧૦

ઓ વિરા, આજ રવિરાજ નભમાં છબી,
નૂર નિજ વંશિતું એ નિહાળે;
તેજ કેવું તમે રણવિખે દાખવો,
ભાવથી ભાનુ ઓ ભ્રાત ભાળે!
જશ જમાવો તમે જુદ્ધમાં સામતો,
પ્રીત પરતાપ પર પ્રૌઢ આણી;
દેશને લાજ ખાતર ખરો ટેક ધરિ,
શત્રુ દળને કરો ધૂળધાણી! ૧૧

જોધપૂર નૂર ઝાંખું જવનથી થયું,
જયપુરે જશ બધો ખોઇ નાંખ્યો!
રાજ રજપૂતનાં લાજવેણાં થયાં,
(પણ) હમિરકુળનો રહ્યો ટેક આખો!!
ટેકિ તરવારિયો આપ પરતાપ છે,
પાણિ પરિયા તણું રાખનારો;
મદદ મદી! તમારી મળે આ સમે,
વિજયરસ ચૂક વિણ ચાખનારો. ૧૨

તોપનો રોપ રાખી રણે તે લડે,
તાર્તરી લોક શિર ટોપિ ઘાલી;
બાહુબળ એહમાં તેમનું છે કશું?
જંત્રનું જોર જણાવે છ ખાલી;
કોપ કરિ તેમની તોપમાં મેખ ધરિ,
તોપ સઘળી કરો તે નકામી;
બાહુબળ દાખવો બાણભાલે લડી.

ખડ્ગ ખુબ વાવરો રહે ન ખામી! ૧૩

લોહપતરે જડયા હાથિહોદ્દે પડયો,
સલિમ શાં પાંજરે પંખિયા શો;
આપણા રાયનો રણ વિષે આવિયો,
શાહનો સૂત શીકાર ખાસો!
લાગ આવ્યો છ આ નજર જરા અજરનો[*],
અમરને સમર ઉર સાંચવાનો;
કીર્તિનો કાળ ભરિ કાળ ચાલ્યો જતો,
રે! કરો વિશ્વમાં વાંચવાનો. ૧૪

**ક્ષત્રી યોદ્ધા.**—( વીરરસકાવ્ય સાંભળી આવેશમાં આવી )

હર, હર, હર મહાદેવ!!! મારો! કાપો! વીંધો!! હર! હર!! હર!!!

( રજપૂતોની હારમી કીકિયારી સાંભળી મુગલયોદ્ધા હબકી
પાછા પગ માંડે છે, એટલે સેનાપતિ માનસિંહ
આગળ આવી તેમને બિરદાવી હરકેરે છે. ]

**માનસિંહ**—રે શૂરા મુગલ સિપાઈઓ! આ વખતે પાછાં પગલાં શું માંડો છો! અકબરશાહના અજીત લશ્કરે અટકા દેશ જેર કરી પોતાની બહાદુરીની છાપ અનેક દુસ્મનોના દિલમાં બેસાડી છે એ વાત આ વખતે કેમ વિસરી ગયા! કાબુલ અને કંધાર જેવા કાબુમાં ન આવે એવા દેશ તમે રેશમાં આણી દીધા; બંહાર, બંગાળા ને માળવા, તમારી બૂમ સાંભળતાંમાં બેસી ગયા; એ તમારી જવાંમર્દી ને પરાક્રમ ઉપર આજ પડદો વળી ગયો શું?! આ મૂઠી જેટલો મેવાડ તમારા શા હિસાબમાં છે, કે મૂઠીઓ વાળો છો? ચિતોડમાં તમે મેળવેલી ફતેહ તમારા દુસ્મન હજી ભૂલી ગયા નથી; છતાં આ કાચકૂથની તાપણી જેટલું લશ્કર લઈ ગુમાની

* ધરેડો-જૂનો ન થાય એવો:—જે જરા કોઈ દિવસ જૂનો ન થાય એવો વખત નજર આગળ અમરને ( દેવને ) સમર ( સંગ્રામ ) છાતીમાં સંગ્રહી રાખવાનો ( વખત ) આવ્યો છે, માટે એવો કીર્તિનો કાળ કાળ મારી ચાલ્યો જતો જગતમાં વાંચવાનો ( ઇતિહાસોમાં નોંધવાનો ) કરી આપો, ઇત્યાદિ.

પ્રતાપ આવ્યો છે, તેના લશ્કરમાં તમે શો દમ દેખો છો ? ! શું આ વખતે કંઇ કેદ કરી લડવા ચઢ્યા છો ? ! શું તમને તમારી બહાદુરી વિસારે પડી ગઈ છે ? ! ના, તેમ કોઇ દહાડો થયું નથી, ને થવાનું પણ નથી; માટે રે, મોગલ બચ્ચાઓ ! તમારા બાગ જેવા બહોળા રાજ્યમાં મેવાડનો ઉગેલો બાવળ તમે આ વખત જડમૂળથી ઉખાડી નાંખો ! કે દર વખત લડવા ચઢવાની પંચાત રહે નહિ. ( પાદશાહી લશ્કરમાં આવેલા ક્ષત્રિયો સામું જોઈ ) રે બહાદુર ક્ષત્રી રાજપૂતો ! તમારી બહાદુરીનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. અકબરશાહની જીતનો ડંકો જહાં તહાં તમારા પરાક્રમે કરી વાગી રહેલો છે. સ્વપ્ને પણ જે દેશ જીતાવા મુશ્કેલ તે તમે જાગ્રત્ આંખે જીતી આપ્યા છે. બાદશાહ અકબર જો કે જવનકુળે જન્મેલો છે, છતાં તે કોઇ દેવાંશી પુરુષ છે; આગલા બાદશાહોમાં ને એમાં જમીન અશ્માન જેટલો તફાવત છે. તેની આંખે હિંદુ ને મુસલમાન સમાન જણાયા છે. તેને જન્મ આપવામાં વિધાત્રાની ભૂલ થઈ હશે, પણ તે ભૂલ આપણે સુધારી લીધી છે; એટલે તેમાં આપણે પ્રભુના અપરાધી ન થતાં ઉલટા તેના ધ્યાનમાં વિવેકવાળા આવ્યા છીએ. અહંકારી પ્રતાપ આ વાતમાં આપણને ધિક્કારે છે, ને પોતે પવિત્ર કુળનો ફાંકો રાખી આપણાથી વાંકો હીંડે છે ને ઊંચી મૂછો રાખી આપણું અપમાન કરે છે, એ ખરેખર આપઘાત કરી મરવા સરખું છે ! પણ રે, તેમ શા માટે કરવું જોઇએ ? ! જે વાત વિશ્વંભરનાથને ગમી છે, તે આપણે કરી છે; ને તેથી આપણે આજ સુખશાતામાં છીએ. આપણને તુર્કોથી બેહદ માન મળ્યું છે, ને આપણી કીર્તિ ભરતખંડમાં તેમજ ઇરાનના ઝાંપા સુધી ઝપાટો મારી રહી છે ! આ પ્રમાણેનું છે, તો પેટ ચોળી શૂળ ઉભું કરનાર, આપણા સામે મોં ફેરવી ફરનાર પોતાના કુળનો ગર્વ ધરનાર પ્રપ્રતાપનો હાર આજ આપણે કાં ન ઉતારવો ? ! માટે રે રાજપૂતો ! તમે પણ તમારી નિંદા કરનારનો સંહાર કરવામાં શામેલ થાઓ !

[ યોદ્ધાઓને ઉશ્કેરી માનસિંહ જાય છે. )

**મુગલયોદ્ધા.**—( માનસિંહનું ભાષણ સાંભળી ) અલ્લા હો અક્બર ! ! !

ને રજપૂત યોદ્ધા આવી ભેટે છે, એટલે દારુણ યુદ્ધ મચે છે. એવામાં શૂરો પ્રતાપસિંહ-સિંહના જેવા પરાક્રમ કરતો અશ્વ કુદાવતો પ્રવેશ કરે છે.]

પ્રતાપ૦—( ગુસ્સાથી અને જુસ્સાથી ) અલ્યા માન! રે માન! તું આ વેળા કયે ખુણે ખશી ગયો! તારો પરૂણાચાર કરવાને આ વીરક્ષેત્રમાં પ્રતાપ ભાલાનું ભોજન લઇ તારી સમીપ આવ્યો છે, માટે તારા સાજનો સાથે સામો આવ. રે, ઉદેપુરની ભાગોળેથી ભૂખ્યા ગયલા મેમાન માન! આજ તારૂં યથાયોગ્ય સન્માન થશે; માટે શરમ છોડી છોડીની રીત છોડી દઈ મારા સમીપ આવ. રે, તું કયા ખાડામાં ખશી પડ્યો છે?! ( આ પ્રમાણે પોકારતો અહિં તહિં મુગલ લશ્કરમાં ઘુનામરકી કરતો માનસિંહને ખોળે છે, ને ) ઓ ભગવાનદાસના બીરુ[1] બાળક! તું ક્યાં ખોવાયો? અરે શાહના સાળા!! એક ક્ષણભર તું પ્રતાપની નજરે પડ. ઓ બાયલા ને બીકણ, લશ્કરની સરદારી લઈ આજ તેં અકબરના નામપર છર ફેરવ્યો કે શું?! ( અશ્વ આગળ ખેડતો ) અલ્યા માનસિંહ! તારૂં નામ પાડનારીનાં નાક કાન કાંપવાં જોઇએ! ખરેખર તું ખર જણાયો! બાકી ક્ષત્રીજન્યો હોત તો આ કાનમાં ઉકળતું તેલ રેડયા જેવાં વેણ સાંભળી ગોળી વાગતાં ગુફામાંથી ગર્જના કરતો કેશરી મેદાનમાં આવે છે તેમ તું આવ્યો હોત. અરે! કુળમાં ધૂળ ઘાલી ત્યારનું ક્ષત્રીપણું પરવારી ગયું!!

( આ પ્રમાણે ગોટા બખાળા કરતો નિડરપણે અખાડામાં આવ્યો તેને ક્ષુબ્ધ કરતો માનસિંહને ખોળે છે.)

---

## પ્રવેશ ૬ ઠ્ઠો.

### સ્થળ—યુદ્ધક્ષેત્ર.

### રાજા રામસિંહ ને તુંવાર યોદ્ધાઓ.

રામસિંહ.—બહાદુર તુંવાર જોદ્ધાઓ! રાણાએ કરેલી મેમાન

---

1. બીકણ.

ગીરીનો બદલો વાળવાનો અવસર જગતના ધણીએ આજ આપ્યો છે, તો મારો બાપો કરૂં પાછી પાની કાઢશો માં. મોગલનાં મૂળ ઉખાડી નાંખવાને આવો લાગ ફરી ફરીને મળવાનો નથી; માટે આ લાખેણી ઘડીનો લાભ લેવાને ચૂકશો માં ! લૂણ ખાધું આજ લેખે લગાડજો. જો ગ્વાલિયર ગઢમાં ગાજવાની હૈયામાં હુંશ હોય, તો આ વખત જુદ્ધમાં ઝૂઝતાં પાછું વાળી જોશો માં. જે* તરકડાએ આપણું અપમાન કીધું છે, ને આજે તેનો વેલો વિસ્તાર પામ્યો છે; જે રજપૂતોની આબરૂના–અરે ! પવિત્રતાના બાગને વીંટાવા લાગ્યો છે, તો તેનું જડામૂળ ઉખાડી નાંખતાં મારા બહાદુર વીરાઓ પાછું વાળી જોશો માં.

( આ પ્રમાણે પોતાના યોદ્ધાઓને બિરદાવે છે, એવામાં એક ઉંવાર અશ્વાર ઘોડો દપટાવતો ઘોશ ભર્યો, હોશ ઉડી ગયેલો આવે છે; તેને જોઈ–) કાં ભાઇ ! કાયર થઇ ભાગ્યો હોઉં એમ કાં આવ્યો ? જો એમ હોય તો તારૂં મુખ બતાવતો માં !

અશ્વાર૦—મહારાજ, મુખ બતાવવાનો દી દીનાનાથે ના આપ્યો હોત તો ભલું થાત ! મોત અને દેખી વેગળું વહ્યું, જેથી આ ખોળિયું રહ્યું તે માત્ર આ જીભ કાપવા જેવી ખબર આપવાને !

રામસિંહ—અરે ! એમ કાં બોલે છે ? શું સેનામાં આપણા જોદ્ધાઓનો પૂરો જય ના થયો ?

અશ્વાર૦—અરે ! જય તો જેવો જોઇએ તેવો થયો, પણ પછી હરિને શું ગમ્યું કે, આપણો હીરો ગયો ! !

રામસિંહ—ભાઇ, તારાં ભરમ ભરેલાં વેણ વેગળાં મૂકી અરમ ખોલી ચોખું કહી નાંખ, કે જુદ્ધમાં શું નીપજ્યું ?

અશ્વાર૦—આપજી, નીપજેલું કહેતાં મારી જીભ ઉપડતી નથી, તે કપાઇ પડી હોત તો ભલું થાત ! દૈવે મને જીવતો રાખ્યો એથી હું દીલગીર છું ! અરે ? એ જીવવું કેવું ? મોતથી માઠું–કાળજું કડકા થાય એવા બોલ રામભજન કરવાની જીભે બોલાવનારૂં ! મહારાજ, શું કહું ? મારા કરતાં ફાંસીના દેનારા ઘાતક સારા, પણ તે કરતાં

* બાબર–બાબરે રામસિંહને પદભ્રષ્ટ કર્યો હતો. ત્યારથી તે ઉદેપુરના દરબારના આશરામાં રહેતો હતો.

હું મોટા પાતકનો કરનાર પ્રાણી છું! બાપજી! શું બોલું ? ! આપણા આ—આ—રાજકું—! ! [ એટલું બોલતાં તેને ફ્મો ચઢી આવે છે. ]

રામસિંહ.—સપુર! ગભરા માં, હું સમજ્યો; પણ તું મને કહે, કે તે પીક આપીને પડયો કે શી રીતે ? !

અન્ધાર.—( આંખ ઉઘાડી સાવધ થઇ ) ઓ મહારાજ! પીઠ શી આપે? તેમના પરાક્રમે તો હદવાળી દીધી છે! પોતાની તરવારે પાચસેં મોગલના પ્રાણ તેમણે જોતજોતામાં લીધા છે! લીલું ઘાસ કાપે એ પેરે એમણે દુશ્મનોનાં ડોકાં ધડથી જુદાં કર્યા; તેમની સાથે રહેલા જોદ્ધાઓમાં કોઇ દિવસ નહિ દીઠેલું એવું પાણી જણાઈ આવ્યું; તેમની સંઘ તળેથી ત્રણ ઘોડા ગોળીઓ વાગવાથી રામશરણ થયા, ને બે નકામા થયા; તો પણ કુંવરજીની તેજી ઝાંખી થઇ જણાઈ નહિ. પગપાળે તરવારની પટાબાજી ખેલતા કુંવરજી આગળ ધસતા હતા, અને એ સમે પોતાના ઉપર વરસતાં અગણિત તીર અંતરંગ કાપી નાંખતા હતા. દૈવનું કરવું એમ થયું કે—જે ઠેકાણે કુંવરજી કારમો ખેલ ખેલતા હતા, તેમનું પરાક્રમ જોઇ મોગલો મોંમાં આંગળાં ઘાલતા હતા! એ સમે એક તોપનો ગોળો ત્યાં આવીને પડયો! તે ફાટયો!! તેની કચ્ચરો ઉડવાથી આપણા જોદ્ધાઓ રામશરણ થઇ ગયા, ને કુંવરજીનો પતો હાથ લાગ્યો નહિ!!! બાપજી! આમ વાત નીપની, જે કહેવા માત્ર હું જ વજ્રછાતીનો જીવતો રહ્યો!

રામસિંહ.—( ક્ષણવાર મોહ પામી જાગ્રત્ થઈ ) ધન્ય મારા પાટવી ખંડેરાવ! વૃદ્ધપણામાં સોનેરી પળિયાંનો લહાવ તેં જ મને લેવડાવી સ્વર્ગનો લહાવ લેવા દાવ સાધ્યો! તારાં પરાક્રમવડે આ તારો પિતા આજ એટલો સંતુષ્ટ થયો છે કે, એવું સુખ હવે તેને આ મૃત્યુલોકમાં ચક્રવર્તી થતે પણ મળનાર નથી. મારા વહાલા કુંવર! તારે માટે ખેદ કરવો કે ખુશ થવું એ મને સૂઝતું નથી. તારૂં મહિમાવાન મુખ જોવાને આ તારો પિતા તરસે છે! તે તારો વિરહ સહેનાર નથી; માટે લાંબુ છેટું પાડતો માં! હું તને આવી મળું છું, મારા લાડકવાયા લાલ! દાદાઓને સુખ દેવા તું અને અચળ જશનો કોટ ચણી સ્વર્ગના દરવાજા ભણી વળ્યો છે તે મેં જાણ્યું છે, અને

તેથી મેં તારા તરફથી ચિતા ઉલાળી મેલી છે; પણ ઓ પ્રાણપ્રિય પુત્ર! તારા પિતાને સ્વર્ગસુખમાં ગર્કાવ થતાં તું વિસારી મૂકીશ માં. અત્રે તું સર્વના સ્મરણમાં તારૂં નામ મૂકતો ગયો, એથી હું તને આંહિ જીવતો ગણું છું, ને તેથી મારાં સર્વ દુઃખ દૂર કરૂં છું. ( જોદ્ધાઓભણી જોઈ ) શું જુઓ છો શૂરા જોદ્ધાઓ! જે પાપણી તોપે આપણા પરાક્રમી રાજપુત્રને પૂર્ણ પરાક્રમ કરતાં અટકાવ્યા તેની આંખમાં મજબૂત ખીલો મારો, ને તેને ઓથમાં રાખનાર કાયર તરકને નરકમાં મોકલો! અરે! જીવતર વહાલું ન કરો! જશ વગરનું જીવવું મરણનો મોટો ભાઇ છે! રે! મરણ તો સારૂં, કે એકદમ પંચતત્ત્વ જુદાં પાડી આત્માને સંતાપ વર્જિત કરે છે; પણ જશ વગરનું જીવવું હાલતી ચાલતી કબરમાં આત્માને અનેક દુઃખ ઉપજાવે છે. આપણા કુંવરજી જશ જોડી નાશવાન દેહનો સંબંધ તોડી અમરાપુરમાં સંચર્યા એ વાત તમારા ધ્યાનમાં ઉતારો, ને આ શ્રાવણ* સુદિ ૭ નો દિવસ આપણા પરાક્રમી પૂર્વજોની પોથીમાં પ્રકાશિત કરો!

તુંવારયોદ્ધા.—( આવેશમાં આવી ) હર! હર!! હર!!! રે હવે મરવું કે પાપીઓને મારવા! જ્યારે શત્રુના લોહીની નદી વહેવડાવી તેમનાં મડદાં તેમાં તણાતાં કરીએ, ને તેમાં તરીએ ત્યારે જ તુંવારકુળે જન્મ્યા જાણજો!!

[ આ પ્રમાણે બોલતા ઉપડે છે. ]

---

## પ્રવેશ ૭ મો.

### સ્થળ---સમરાંગણ.

### ઝાલો રાજા માનસિંહ ને તેના યોદ્ધા.

માનસિંહ.—શૂરા ઝાલાઓ! જેમ ચંદ્રમા વાદળામાં પેસી ગયો હોય ને નજર ન આવે, તેમ મોગલદળમાં મહારથી જેવો આપણો મહારાણો પ્રતાપસિંહ ક્યારનો ઘૂશી ગયો છે, તે ખોળ્યો જડતો નથી; માટે તમારા ભાલા ચળકાવો, ને એ ભાલાઓથી મુગલ-

---

* સંવત્ ૧૬૩૨.

દળનું વાદળ ચીરી આપણો પ્રતાપી પ્રતાપ શું કરે છે, તે જુઓ! આ વખત તમારૂં પરાક્રમ દાખવવામાં પાછી પાની કાઢશો માં. તમારા રાજાને રાણાને જમણે હાથ બેસવાનો હક તમારા ભાલાને જોરે આજ અપાવો. આપણે રાણાના સહાયક છીએ એ વાત કળિજુગમાં ન ભુસાય એવી નિમકહલાલી જણાવી ગયેલી લાલી પાછી લાવો. આજે આપણે હાથે એવું પરાક્રમ થાય કે, જેથી રાણાજીના તેમજ આપણા પૂર્વજ હરખાય, ને આપણી છાપ રાણાજીના કુળમાં યાવત્ ચંદ્રદિવાકરૌ ન ભુસાય ત્યારે આપણે આજ મદદે આવ્યા પ્રમાણ! રે, આ જીવતર શા કામનું છે? ડાભને સાથરે સૂઈ દેહ તજે તે ક્ષત્રી નહિ. પણ ખાતરી જાણવો! રજપૂતે તો રણસંગ્રામમાં નામના કરી બાણની પથારીએ પોઢી આ ક્ષણભંગુર દેહ–દુઃખનું ગેહ તજી દેવો, ને અચળ કીર્તિનો વારસો પોતાનાં પાછળ રહેલાં સંતાનને માટે દેવો, એ જ જન્મ્યાનો લહાવ લેવાનું છે.

એક ઝાલો યોદ્ધો.—ઓ બાપજી! રાણાજીએ તો મોગલદળમાં રોળ વર્તાવ્યો છે! લાંબી દાઢીવાળાઓનાં રગળતાં ધુંબડાં મારા ઘોડાની હડફેટે ચઢતાં મેં જોયાં છે; સલુંબરાજી રાજી થતા, રાણાજીનાં વખાણ પોતાના જોદ્ધાઓને સંભળાવતા જતા મેં જોયા છે; રામસિંજી પણ તરવાર તાણી વરસ્યા છે; સીસોદીઆઓએ બાણની અષાડ માસ જેવી હેલી કીધી છે; ને રાણાજી મોગલોને ભાજી મૂળા પેઠે લેખતા સલીમશાહના હાથી ભણી ઉડી પડ્યા છે! માટે આપણે આ વેળા વિસામો લેવાનો નથી. થોડા વખતમાં આપે પરાક્રમ ઓછું કીધું છે, પણ આ સમો પગ વાળવાનો નથી.

માનસિંહ.—સાચી વાત છે, મારા વહાલા વીરા! હવે આપણે એવી કારમી કીકિયારી કરી ઓચિંતો એવો હલ્લો કરો કે આકાશમાંથી વીજળી પડી પર્વત ફાડી નાંખે છે તેમ મોગલદળનાં કાળજાં ફાટી જાય! અને એ દુષ્ટ વાદળાં વેરાતાં આપણે આપણા પ્રતાપી રાણાને ભેટીએ. ( બીજા યોદ્ધાઓ સામું જોઇ ) આપણા ઘોડાઓને અને આપણને થાક લાગતો નથી; રણમાં પડતાં રજપૂતો આ કાયાનો ધર્મ ભૂલે છે; તેઓ પોતાના દેહને વાયુના ગોળાવત્ ગણે છે; માટે રે, વાયુ વેગે સંચરી મેદાનમાં મળેલાં મોગલનાં વાદળાં વિખેરી નાખો!

ઝાલા યોદ્ધા.—હર હર હર મહાદેવ !!!

[ આ પ્રમાણે હરનો હોકારો કરતા ઉપડે છે, મુગલોની અને તેમની તેમજ બીજા રજપૂતોની મોટી ખુનખાર લડાઇ જામે છે, એવે રાજબારોટ પ્રવેશ કરી વીરરસ કવિતા ભભકા ભરેલી ભાષામાં બોલે છે. ]

રાજબારોટ.—( દોહરા. )

સિસોદિયા શર વાવરો, કરી ધનુષ ટંકાર;
તુંવાર તરવારે કરી, કરો શત્રુ સંહાર. ૧
ઝાલા ભાલા વાવરો, કરી કારમો ક્રોધ;
સલુંબરા સાવધ રહી, જેર કરો મહાજોધ. ૨
મર્દો ! નામ અમર કરો, પાછો ન ધરો પાવ;
પ્રતાપ ! ચેતક ઠેકવી, દે સલીમશિર ઘાવ ! ૩
રાજબીજ રજપૂતનું, મોક્ષધામ રણક્ષેત્ર;
આ તન એ તક એ જુએ, તણું તુલ્ય નિજ નેત્ર. ૪
પુરુષો ! પગ પાછો પડયે, પિતૃ નહિ લે પંડ;
જુધમાં જય કીધા થકી, રહે કીર્તિ નવખંડ. ૫
જે જવને રજપૂતનાં, બીજ બગાડયાં સાર;
એ ઝેરી વૃષ-મૂળને, ઊછેદો આ વાર ! ૬
જે તુરકે ક્ષત્રી તણાં, કીધાં કાળાં કૂળ;
તેના ટોટા ઝાલિને, મુખમાં ઘાલો ધૂળ ! ૭
પવિત્ર થળમાં પગ ધરી, ભ્રષ્ટ કર્યાં તજિ ભીત;
પગ કાપો તે પાપિના, રાખી પૂર્વજ રીત. ૮
ચિતોડગઢને જે કર્યું, જે મ્લેચ્છોએ આજ !
તેના મડદાં આ રણે-રઝળાવો, હે રાજ ! ૯
શંકર આવ્યા સાથમાં શક્તિ સહિત ઓ શર !
એ જય ઝટ કરાવશે, દાખો પ્રાક્રમ પૂર. ૧૦
મરવાનું છે મહિવિષે, એમાં ન મળે ફેર;
જુધમાં તન ક્ષત્રી તજે, મરે ન મર્દો ઘેર. ૧૧

આપો જશ પરતાપને, લ્યો કીર્તિનો લા'વ;
ઓ શૂરા સીસોદિયા, આવ્યો દુર્લભ દાવ. ૧૨

[ હાથીને હોદ્દે બેઠેલો સલીમ તથા અશ્વે બેઠેલો પ્રતાપ પ્રવેશ કરે છે. ]

પ્રતાપ૦—( પોતાનો ઘોડો સલીમના હાથી ઉપર તળપાવી ભાલાથી મહાવતને હેઠો પડતાં ) ઓ કાયર શાહના સુત સલીમ ! હાથી ઉપર ઓઢવેલી વજ્રની પેટીમાં શું પેઠો છે ! બહાર નીકળી પ્રતાપના ભાલાના ફળનો સ્વાદ કેવો છે ને જરા ચાખી જો ! ( એમ કહી તેના હોદ્દામાં ભાલો મારે છે પણ તે લોહજડિત હોવાથી તેનો હાથ બૂઠો પડે છે, એટલે—) અલ્યા તરકડા, તું લડવા આવેલો જણાતો નથી ! બેગમની પેઠે જુદ્ધમાં શું થાય છે તે જોવા માત્ર જનાનખાનામાં રહેલો ઝાંખવા આવ્યો જણાય છે.

[ મહાવત પડયો એટલે હાથી નિરંકુશ થતાં પાછો નાસે છે. પ્રતાપ બાણ ગોળી ને તરવારના સાત જખમ થયે છતે વકરાયલા વાઘની પેઠે તેની પાછળ પડે છે. એ સ્થળે દારુણ યુદ્ધ મચે છે—તે વેળે પ્રતાપને બચાવવા દેલવાડાનો ઝાલો રાજ માનસિંહ પોતાના જોદ્ધાઓ સાથે આગળ ધસે છે. ]

માનસિંહ—ઓ સૂર્યવંશી રાણા ! ઇંદ્રાસન લેવા ઉતાવળો થા માં ! હજી મેવાડને તારાવડે મહિમાવાન થવા દે. ઇંદ્રાસનનો તારો ** વિધાતાએ પોતાની પોથીમાં નોંધ્યો છે તે કોઇથી મિથ્યા થવાનો નથી, માટે ઓ મહારાણા ! આ તારી આસપાસ ઉભરેલાં તીડનાં ટોળાં ઓછાં થવા તારૂં છત્ર અળગું કરી જરા ઠરીને આ તારૂં લૂણપાણી ખાનારનું પાણી જો ! ( પ્રતાપ તેનો પોકાર નહિ સાંભળતાં પ્રાણઘાતક સાહસ કરે છે—એવે પોતાના યોદ્ધા સામે જોઇ ) શૂરા ઝાલાઓ ! શું જુઓ છો ! રાણાજી ઉપરનું છત્ર તાણી લઇ આમ લાવો, ને એ મરણિયા થયલા શૂરાને વિમાનમાં પગ મૂકતો થોભાવો ! એના વડે મેવાડ માનવંતું થવાનું છે; આપણે એનાં સાહિત્ય ઝીલીએ; એ જતે આપણું સર્વ નકામા થઇ પડીશું. મેવાડનો રુધિરે ઉગાર્યો છે. માટે એ છે ત્યાં સુધી દિવસ જાણ અંધારાં ઉદ્યોતનાં થશે, માટે આ વખતની કરેલી મ છે. વાર માં કરો, રાણાને અળગા કરો. ને તેમનું

[ પ્રતાપનું છત્ર ઝૂંટવી તેને અળગો કરી આલો પોતાના યોદ્ધા. એ સાથે છત્ર ધરાવતો રણમાં ધસે છે; તેને રાણો જાણી મુગલયોદ્ધા તેના ઉપર મધમાખોની પેઠે ફરી વળે છે. પૂર્ણ પરાક્રમ કરી આલા સ્વર્ગે* સંચરે છે—તેમજ રામસિંહ પણ રેળ વર્તાવી તેનો સોબતી થાય છે, હલદીઘાટના રક્ષણાર્થે અળલા બાવીશહજાર બખ્તરિયામાંથી માત્ર આઠહજાર જીવતા પાછા હઠે છે, ને એ પ્રમાણે આ લડાઇઓ અંત આવે છે. ]

## પ્રવેશ ૮ મો.

### સ્થળ—એક વિશાળ મેદાન.

### પ્રતાપસિંહ, તેની પાછળ પડેલા બે મુગલ સવારો ને પાછળથી સકતો.

[ કોઇ પણ સાથી વિના એકલો પ્રતાપ ઘોડે ચઢેલો નાસે છે ને બે મોગલ સવાર તેને પકડવા પાછળ પડયા છે. ]

**પહેલો સવાર.**—મિયાં દીનમહમદ! દેખતે હો કયા? ભાગતે શિકાર કો પકડો!

**બીજો.**—પકડો કયા? મિયાં દેખો તો સહી, પકડતે કે રસ્તે મેં એ આડા સાપ આયા! ચોમાસે કે પૂરશે નદીમેં ભઉરે પડતે હૈં ઉનકા ખયાલ કરકે ઘોડે પાનીમેં ડાલો.

**પહેલો.**—અયે યાર! ઉતારનેકી ખટપટમેં અપના વક્ત જાતા હૈ, મગર દુસ્મનકા ઘોડા નાવકી મિસાલ નદી પાર કર ગયા.

[ મિયાંઓ મહા મશાગતે નદી પાર કરે છે, એવામાં પ્રતાપનો ભાઇ સકતો પાછળથી આવી તેમને પોતાને ભાલે પરોવી નાંખે છે, ને પોતે અશ્વ દોડાવતો પ્રતાપની પાછળ પડી તેને બૂમો પાડે છે ]

**સકતો.**—( પોતાની દૃષ્ટિએ ભાઇને ઘવાયલા ઘોડા ઉપર નાસતો જોઇ ) એ આસમાની રંગના ઘોડાવાળા અસવાર હો!—હો!!!

**પ્રતાપ૦**—( પાછું જોઈ મન સાથે ) અહ ગાઉ સુધીમાં મોગલ આવતા જણાતા નથી, પણ ઘોડો દોડાવતો સકતો દુશ્મનાવટ દાખ-

* આ બનાવથી એના વંશજોને સર્વથી શ્રેષ્ટ હક મળ્યા છે.

વધા આવવો જણાય છે. કાંઇ ચિંતા નહિ; શૂરાને હાથે મરવું, કે તેને મારવો એમાં જ શોભા છે. કોઇ કાયરના હાથની કલાગી ગોળી ખાઇને કૂતરાને મોતે મરવું તે કરતાં ભાઇ સામે ભાલે લડી મરતાં મારો જીવ ગતે જશે, માટે હવે નાસવું નથી.

સક્તો.—(પાસે આવી) રામ, રામ, મારા રામ જેવા પરાક્રમી વીરા! હું તને આ વેળે જેટલું માન આપું તેટલું બધું ઓછું છે! વીરા, ઘવાયેલા ઘોડેથી હેઠો ઉતરી મારા વચનનો વિશ્વાસ રાખી મને તારી શૂરી છાતી સાથે છાતી મેળવવા દે! લે આ ભાલો ઉશેડી દઉં છું, ને આ હું તારા ચરણ મારે માથે પરસાવવા ઘોડેથી ઉતરી પડું છું,

[ એમ કહી ઘોડેથી ભૂસકો મારી દોડતો આવી પ્રતાપના પગ પોતાને માથે ધરે છે. ]

પ્રતાપ૦—( અસ્વથી ઉતરી ગદ્ગદ કંઠે ) વીરા! હદથી વિશેષ માન મને આપ માં; મારાથી કાંઇ પરાક્રમ થયું નથી!

સક્તો.—મારા માથાના મુગટ વડભ્રાત! તેં જે કર્યું તેવું કોઇથી થવાનું નથી. હારજીત હરિને હાથ છે; પણ તારૂં પાણી જોઇ મારો વેરભાવ તારા વેરીઓના કુળમાં જઇ વસ્યો છે.

[ બન્ને ભાઈ ભેટે છે—આ વખત ચેતક જમીન ઉપર પડે છે—એવે પ્રતાપ તેનો તંગ છોડવા તે તરફ ધસે છે, ને મારેથો સાજ ઉતારી લે છે. ]

પ્રતાપ૦—( ઘોડાને આખરનો દમ લેતો જોઇ ) આપ ચેતક! બા, તને શું થાય છે?! ખમા તને મારા બાપલિયા! બાપુ, ગમરા માં! હો!! હો!!!

સક્તો.—(તેની પાસે આવી) ભાઇ, ઘોડો હાથમાંથી ગયો! એણે જુદ્ધમાં આખી મર્દાની કીધી છે. એ પણ દુનિયામાં અમર નામના કરી જવાનો એમાં ફેર નથી. રે જુઓ! તેની આંખો ફરી ગઇ ને મોંઢું ફાટયું!

પ્રતાપ૦—શિવ! શિવ! શિવ!! હે પ્રભુ! તેં આ શું કર્યું! (ઘોડા સામું જોઇ.)

(સોરઠા.)

રે રૂડા રેવંત[1]! પ્રતાપ કીધો પાંગળો;
ખરી ધરીને અંત, અરિથી કરી અતિ વેગળો. ૧

૧. પાણીદાર ઘોડો.

ઓ મારા આધાર! પ્રતાપના દુઃખ ભાગિયા !
પડ્યો કેમ આ વાર, સ્વર્ગમાર્ગે ઊતાવળો ? ૨

અદેખાઇ આવાર, રે શું આવી ઈંદ્રને ? !
તું જેવો તોખાર,[1] તાણ્યો તેણે નિજ ભણી. ૩

ભમું ભૂમિતળ સર્વ, તુજ જોટો ક્યાં સાંપડે ?
ગળિયો મારો ગર્વ, ચેતક ન કતકે જવે ! ૪

તુજ કાયાની તોલ, માણક મોતી તોળતાં—
જડે ન જોડ અમોલ, ચેતક તારી જગમહીં. ૫

સલિમ-હસ્તિ-શિર પાય, તળપી તેં નિજ ગોડળ્યા;
એ સૌ સ્મરૂં જવ હાય! તવ ભડકો ભીતર ઉઠે !! ૬

વિકટ વેળમાં ભ્રાત, મદદ કરી તેં મન દઈ;
ધણી ઉગારી ઘાત, પ્રતાપની તેં પ્રીતથી. ૭

ઓ પ્રતાપની પાંખ, ચેતક ચંચળ ઘોડલા !
હવે ફરી આ આંખ, જડે ન તારા જોડલા !! ૮

તુજ વોણો[2] પરતાપ, પાંખ વગરનો પંખિયો—
થયો છ ઉત્તર આપ, ખોંખારી ખાસી રીતે. ૯

અરિથી કરિ મુજ દૂર, મજલ મારિ મોટી અતિ,
રે હું પાપી ક્રૂર ! દીઠી તારી આ ગતિ !! ૧૦

નિમકહલાલી કીધ, તેં શૂરાથી સોગણી;
મેં બરદાસ્ત ન લીધ, તારી બ્હાદુર બાપલા ! ૧૧

સક્તો.—મોટા ભાઇ ! એક ઘોડાને માટે આટલી બધી દલગીરી કરવી તમારા જેવા શૂરાને છાજતી નથી. તમો હશો, તો ચેતક જેવા ચારસો તોખાર આવી મળશે. એ પણ એક શૂરો તમને જય અપાવનાર થઇ ગયો એમ જાણજો. કોઇ શૂરાના પરાક્રમમાં ખામી આવ્યે પ્રભુએ તેને પશુઓનીમાં જન્માવેલો તે આજ પોતાનું પૂર્ણ પરાક્રમ દાખી અમરાપુરમાં ગયો, માટે એ વાતનો ખર્ખરો કરશો માં. લ્યો, મારો અંધારો અશ્વ હું આપને આપું છું, તે ઉપર અસવાર થઇ સુખે હાલ્યા જાઓ. ઈશ્વર તમને આગળ ઉપર જય આપશે. હું પાછો કેમ જાઇશ તેની ચિંતા તમો રાખશો માં. તમારી

૧. ઘોડો. ૨ વગરનો, તારા વગરનો.

પૂઠે પડનાર મોકલોને મેં મારા ભાલાથી ભૂપીતા કર્યા છે. તમને ઘોડે ચઢી હું મારી મેળે વહો જઇશ, ને લાગ આવે તમને મળ્યા વિના નહિ રહું. લ્યો ભાઇ, હવે રામ રામ.



# चोथो अंक समाप्त.



# प्रतापनाटक.

## अंक ५ मो.

### પાત્ર.

સલીમ ... ... ... ...અકબરનો વડો શાહજાદો.

માનસિંહ ... ... ...અકબરનો સેનાપતિ.

પ્રતાપસિંહ ... ... ...મેવાડનો પરાજિત મહારાણો.

ભાણસિંહ ... ... ...ઝાલોરનો રાવ–પ્રતાપનો સેનાપતિ.

ફતેહમહમદ, પીરમહમદ, મોજીઉદ્દીન. } બાદશાહના લશ્કરી સિપાઈઓ.

અજબસિંગ, ગુમાનસિંગ...પ્રતાપરાણાના અશ્વારો.

શાહબાજખાન ... ...બાદશાહી લશ્કરનો એક સરદાર.

બારોટ ... ... ... ...પ્રતાપરાણાનો કવિ.

કૃષ્ણસિંહ ... ... ...રાણા પ્રતાપનો મુખ્ય મંત્રી–સામંત.

ફરીદખાન ... ... ...બાદશાહી લશ્કરનો એક સરદાર.

સ્થળ–પાત્ર પરત્વે સમય સમયનાં ભિન્ન ભિન્ન સ્થાન.

# प्रतापनाटक.

## अंक ५ मो.

### પ્રવેશ ૧ લો.

સ્થળ—અજમેરમાં બાદશાહી લશ્કરની છાવણી.

સલીમ તથા માનસિંહ.

**સલીમ.**—રાજાજી! અબ જંગ કરનેકા ચાહિયે ઐસા વક્ત આયા હૈ, બરસાત કે દિન મેં જંગ મચાયા ઉસ સે બહુત હલાકી હુઇ.

**માનસિંહ.**—હાલાકી વિના અઘરૂં કામ પાર પડતું નથી; પણ સિતારો પાધરો જાણો, કે જીત કરી જીવતા આવ્યા.

**સલીમ.**—હાં, હાં, સચ બાત હૈ, લેકિન્ ઓ જીતકો જીત કહો વ ન કહો ઐસા મેરે માનનેમેં હૈ. દુસ્મન ને આખિર તક હથિયાર છોડા નહીં, ઔર સુલેહકા વાવટા ઉડાયા નહીં, તબ ઐસી ફતેહ કો ફતેહ કહો વ ન કહો.

**માનસિંહ.**—આવેલા વાઘના ટોળાને બે ભાગનું જમીનદોસ્ત[1] કર્યું, ને થોડું રહ્યું તે ખાખાવિખી થઇ ગયું, એ કંઇ ઓછું થયું નથી?

**સલીમ.**—સચ હૈ, દુસ્મન તારીફ લાયક હૈ ઉસ મેં કુછ શક નહીં; બરસાત કી મોસમ કભી નહીં હોતી તો સોળઆની જીત મિલતી ઉસમેં શક નહીં.

**માનસિંહ.**—સોળઆના જીત મેળવવાની આ વસંતઋતુ આવી છે, માટે હવે આપણે ઉપડવું જોઇએ. મેવાડીઓ સામે લડવામાં હમેશાં ચોમાસુ આપણી જીતની આડે આવે છે, માટે તે આવતા પહેલાં આપણે મેવાડના આખા માલિક થઇ ગુમાની પ્રતાપને પગ મૂકવાની જગા ન રહે તેમ કરવું.

**સલીમ.**—ઠીક હૈ તબ, તૈયારી કરો; મગર મેરે દિલમેં ધુ-

---

૧. ભોંય ભેગું, જમનમાં મળી ગયું. દોસ્ત દોસ્તને ભેટે છે તેમ લશ્કરના વાઘ જેવા ટોળાનો બે ભાગે જમીનનું દોસ્ત થયું.

જારા આતા હૈ કિ, ઇસ જંગમેં ક્યા હોગા ? !

**માનસિંહ**—શાહસલામત, મૂંજવાનું કારણ નથી. જે કામ બળથી થતું નથી તે કાળથી થાય છે. પહેલી લડાઇમાં આપણી પહેલવાની એવી થઇ છે કે, હવે ઝાઝી ઝહેમત[1] પડનાર નથી. હવે આપણે જુદી રીતે લડવાનું છે. આપણી પાસ લશ્કર બહોળું છે, તેના એવા ભાગ પાડી નાંખીશું કે દુશ્મન ચોતરફથી કબજ થશે.

**સલીમ.**—ચોતર્ફસે કિસ તરહ કબ્જ હોગા ? એક તર્ફસે કરને સે જો ખુરાબી હુઇ ઉસકા ખ્વાબ મુઝે હરવક્ત સતાતા હૈ, ઉસમેં ઇસે તબિયત હરદમ હૈરાન હૈ; તબ ચોતર્ફસે કરનેસે ક્યા હોગા, ઉસકી સમજ મુઝે નહીં પડતી !

**માનસિંહ.**—આપને હવે તેની સમજ જલદી પડશે; આપણા મુખ્ય લશ્કર સામે દુશ્મન ફોજ લઇ આવશે, એવે આપણે કેટલાક સરદારોને જોયતું જોયતું લશ્કર આપી તેના કિલ્લાઓ કબજ કરવા મોકલીશું; એટલે દુશ્મનને ચોતરફથી ગભરામણ થશે, ને દેશમાં તેનું રહેલું બળ તૂટી જશે. તેની પાસે જોઇએ તેટલું લશ્કર અને જબરા લડવૈયા નહિ હશે; કારણ આપણી પહેલી લડાઇમાં જ અચ્છા અચ્છા સરદારોનો ઘાણ નીકળી ગયો છે; તેથી તે આપણી સાથ લડતાં મહાત[2] થશે; એટલામાં આપણા સરદારો જીતના વાવટા તેના કેટલાક કિલ્લા ઉપર ઉડાવશે; ને દુશ્મન નાશી પાયતખ્તમાં પેસી જશે; જેને માત્ર આપણો એક સરદાર પોતાની ટુકડી સાથે જઇ કબજ કરી શકશે. પછી તે નાસીને જવાનો ક્યાં હતો !

**સલીમ.**—રાજાજી, આપને જો નજર દોડાઇ હૈ ઉસસે બેશક મુરાદ[3] બર આયગી. આફ્રિન હૈ આપકી અકલમંદી કો ! અબ આપ દિલ ચાહે ઐસી તયારી કીજિયે, બાદશાહ આપની ફતેહકી બહુત આરઝુ[4] રખતે હોંગે; ઉસ વાસ્તે અબ દેર કરને કા વક્ત નહીં હૈ.



૧. મહેનત. ૨. હારશે. ૩. ઇચ્છા-ઇચ્છા સફળ થશે. ૪. ઉત્કંઠા.

## પ્રવેશ ૨ જો.

સ્થળ—કોમલમેરનો કિલ્લો.

પ્રતાપસિંહ, તેના થોડા પટાવત અને ભાયાતો.

પ્રતાપ૦—વીરાઓ! દુષ્ટ લોકોએ શેહેરને ઘેરો ઝાઝા દી રાખ્યો તોપણ થાક્યો નહિ; રૈયત છેક ભાગી ગઈ, ભૂખમરાની મોટી આગ લાગી ગઈ તોપણ હાથ બાજી રહી નહિ. અરે, આપણા જબરા હાથ કપાઇ ગયા! રામસંઘજી હલદીઘાટમાં રંગ લઇ પુત્ર સાથે સ્વર્ગે સંચરયા; ઝાલા માનસિંગજીએ જે પાણી ઝળકાવ્યું તે તો રણમાં હમેશાં પોતાનાં નિશાન ડંકા આગળ કરવાને જ! રે, તે ઝાલેજી પોતાની છબિ મારે માટે ભાગી નાંખી મારા અંતઃકરણમાં આજીવંત ન ભૂલાય એવા રંગની મૂકતા ગયા! જે મારાથી ઊંઘતાં કે જાગતાં એક નિમિષ પણ ન્યારી થતી નથી! બીજા બળવંતા સામંતો સામે પૂરે તરે એવા, ડાયરોના તોપના ગોળાથી બાહુબળ દાખવતા થકા દેવલોક પામી ગયા! આ નાશવાન્ દેહના રક્ષણ અર્થે વજ્રના કોટ જેવા વીંટળાયલાં સીસોદિયા એક ડગ પાછું ન માંડતાં જે જગ્યાએ પગ ચોપ્યો તે જ સ્થળે ગોળા ને ગોળાના મારથી પર્વતના ઓળા જેવા થઈ ગયા! બાજી ન બગડે માટે પટાવતો અને જોદ્ધાઓએ ભૂખ તરશ કે થાક ધાક કાંઇ જોયું નથી; પરંતુ આભ-ઉાડળમાં શી રીતે આવે? અરે! એ પ્રમાણે હલદીઘાટનો ઘાટ ભ-ગણો એટલું જ નહિ, પણ હમચુાંની બીજી લડાઇમાં* મોટા મહારથી મરતે છતે પણ કામ કથળી ગયું. હવે તો દેશમાં દુશ્મનો દોદશ ફરી વળ્યા, અને રાજધાનીમાં આપણને રોકી શેહેરની ચોપાસ કાકો ઘેરો ઘાલી પડ્યો છે; માટે હવે શો ઉપાય કરવો? પ્રજાનું દુઃખ જોઇ મારી છાતી પીગળી જાય છે! અરે! તે ઘેરાનું નામ સાંભળતાં પોતાનાં ભર્યાં ભાદર્યાં ઘર મૂકી વનવાસી થઇ ગઇ, ને જે જન રહ્યાં તે ધાનપાણી વિના ધૂળ મળી ગયાં! તેમનું દુઃખ વિચારતાં મને વૈરાગ્ય ઉપજે છે, ને છાતીમાં ઉકળતું તેલ રેડાય

* આ લડાઈ સંવત્ ૧૬૩૩ મહાસુદિ ૭ ને દિવસે થઈ હતી.

છે! ભાઈઓ આપણો ખોરાક કોસરથી વાપરતે છતે પણ ખૂટી ગયો; આવક વના ઊંડા કુવાનાં નીર ખૂટી જાય છે; અરે ! જે કુવાના જળ ઉપર આપણી જીવનદોરી લાંબી રહેવાની લાલચે વળગી રહ્યા હતા તેનાં નીર કોઇ ઘોર કર્મ કરનારે* કથાળ્યાં ! તે પાપીનું પ્રભુ શું ભલું કરશે ? રે, તે કોઇ ભોમિયાએ જ ભુંડાઇ કીધી હશે એમાં ફેર નથી ! દુઃખની વાતનો વિસ્તાર કર્યે દી વળવાનો નથી, માટે હવે આપણે શું કરવું તેની સલાહ પૂછું છું, માટે તેનો ઉત્તર આપો.

પટાવતો૦—રાણાજીની નજરમાં આવે તે રસ્તો અમારે કબુલ છે. જે તે પ્રકારે રાજના રોપાને આળ ન આવે તો સારૂં એમ અમારૂં કહેવું છે. અમારે અંતે એના હેઠે જ વિસામવાનું છે. કલ્પવૃક્ષ મૂકી બાવળની આશા કોઇ નહિ કરે. અમારૂં કલ્પવૃક્ષ બાપારાવળનું કુળ છે; માટે તેને માટે અમારા પ્રાણને પણ વહાલો નહિ કરીએ: તેથી જે તે રીતે રાણાજી પોતાના કુટુંબને લેઇ ઘેરામાંથી બીજી અભય જગોએ જાય તો બહુ સારૂં એમ અમારા મનમાં છે. જ્યાં સુધી અમારા પંડમાં પ્રાણ છે ત્યાંસુધી અમો કોમલમેર દુશ્મનને હાથ જવા નહિ દઈએ.

પ્રતાપ૦—ધન્ય છે મારા વિશ્વાસુ વીરાઓ ! મારા વિચારને મળતો જ તમારો વિચાર જણાયો ! રે, મળતો કાં ન આવે ? જેમનાં મન એક છે તેમનાં મત જુદાં પડતાં જ નથી. ખરે, મારી ધારણા પણ તમે કહી તેવી જ છે. તમને લઈ અહિં અંતરાઈ રહે દુઃખ ઓછું થવાનું, કે એથી શત્રુનું બળ હળવું થવાનું નથી; પણ ઉલટા આપણે નરમ પડી જઇશું, ને ફજેતી સાથ દુશ્મનને હાથ ફસાઇ પડીશું; માટે મારો વિચાર એવો છે કે; શત્રુનો ઘેરો ચીરી તેમાંથી કુટુંબ સાથે નીકળી જવું. સાથે કોઇને આંચ આવવા ન દે એવા બહાદુર બખ્તરિયા રાખવા, ને કેટલાક યોદ્ધા લઈ જઇ કેઓણ્ડના+ કિલ્લામાં કબિલો મૂકવો. આમ થવાથી અહિંનો ઘેરો ઓછો થશે; આપણી સાથનાં કેટલાંક માણસ અમારી સાથ આવેથી ભાતુપોતું ખૂટયું છે તેનો ભાર હળવો થશે; ને તેથી તે પાંચ દહાડા વધારે

* આણુના દેવરા રાજાએ આ કામ કીધું હતું. જે પ્રતાપનો પક્ષી હતો.
+ કેઓણ્ડ ચાવોન્દ નામથી પણ પ્રસિદ્ધ છે.

બરકત દેશે. એથી જે પરિણામ થશે તે સારો જ થશે, માટે તમે કહો છો તેમ કર્યા વિના બીજો ઉપાય નથી.

પઠાવતો.—મહારાજ, ત્યારે હવે વિચારમાં વખત ખોશો માં. જેને જે જે આજ્ઞા કરવી હોય તે કહી દો.

પ્રતાપ૦—હવે તે જ કરીએ; ભાઇઓ! કોમલમેરના કિલ્લાના રક્ષણનું કામ અનુભવી રાવ ભાણસિંઘજીને હાથ સોંપી હું છૂટો થવા ધારૂં છું. તમો તેમને મનમાનતી મદદ આપજો. કાળી રાત્રે જળ જંપ્યું હોય, ને શત્રુના સિપાઇ ઉંઘનાં ઝોલાં ખાતા હોય. તે વખતે આકાશમાંથી આભ ફાડી વીજળી નીકળે છે એવે વેગે ઘેરો ચીરી જવાનો જોગ સાધવો જોઈએ એથી આપણને હાનિ નહિ થાય, ને દુશ્મનના દળમાં ભંગાણ પડશે; તેથી તેમનો કેટલોક ઘાણ નીકળી જશે.

ભાણસિંહ.—કાંઇ ચિંતા નહિ, એ જુક્તિ બેશ છે; એથી ધારણા પેશ[1] જશે.

પ્રતાપ૦—પેશ પહોંચાડવી પ્રભુને હાથ છે; પણ આ ઘુંચવાયલી બાજી તમારા જેવા વૃદ્ધ અનુભવીને સોંપતો જાઉં છું, માટે તમે તેને ઠામ આણશો જ એવો મને ભરૂંસો છે.

ભાણ૦—બાપુ, ભરૂંસો ભગવાનનો રાખો; લાજનો રાખનાર તે છે, કાચી કાયાનો શો ગારવો[2] છે? મેં કર્યું હું કરૂં એ તો મિથ્યા છે. "ઘોડો ઘોડાના રૂપને ધારશે," એમાં આપને વધુ કહેવાની જરૂર નથી.

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ—કોમલમેરની આસપાસનો પાદશાહી લશ્કરનો ઘેરો.

બાદશાહના લશ્કરી સિપાઇઓ, તેમનો સરદાર શાહબાજખાનકોકા, પાછળથી પ્રતાપસિંહ તથા તેના અસ્વારો.

ફતેહમહમદ.—(મધ્યરાત્રે) યારો ઝોકતે હો ક્યા!! જરા ખબરદારી રખો; ઘેરા હાલકે ઘેરના ક્યા ?!

પીરમહમદ.—ઘેરા તો છપ્પન દિન રહેગા, ક્યા વહાં તલક મ

1 પાર પડશે. 2 ગર્વ, અહંકાર.

રના હૈ ક્યા! શેર પિંજરે મેં આ ગયા હૈ, અબ ફિકર ક્યા હૈ? જહાં તલક છૂટા થા વહાં તલક નીંદ કિસને લી હૈ? નવ મહિનેસે પેટભર કર રોટી ઔર પાવ ઘડી ડેર કે નીંદ નહીં લી હૈ. દિલ્હીસે નિકલે ઉસી વક્તકા જુસ્સા તમામ જાતા રહા. પરવરદિગારને સામને દેખા હોગાકિ, શેરકી થપટમેં નહીં આયે! ભાઇ, તુમ ભી જરા ઝંપો; કિસ્મત મેં ક્યા લિખા હોગા ઉસકી કિસીકો ખબર નહીં હૈ.

ફતેહ૦—મિયાં ઓ સચ હૈ, મગર એસે કટ્ટે લોગકો કબજ કરકે સોના ગોયા સિર નીચે સાંપકા ઉસીસા[1] ડાલકે સોના જેસા હૈ; ઉસ વાસ્તે ચોંકતે રહના ચાહિયે.

મોજીઉદ્દીન.—યારો ખાલી ખટાપટ કાયકો કરતે હો? ખુદા ખેર[2] ગુજારતા હૈ ઉસી વક્ત જરા આરામ લે લો. દુશ્મન બુરજકી બારીમેંસે કિતને દિન હુવે ડોકિયા કરને નહીં પાવતા હૈ; વો ખુરાકી કી હલાકીસે આપસેહી લૂલા હો ગયા હોગા; દરવાજેકી સાંકલ ખોલનેકા ભી ઉસમેં કૌવત નહીં રહા હોગા; આપના ઘેરા કુછ થોડે દિનસે પડા હૈ? શહેરમેં પંછી ભી પેઠને નહીં પાવતા હૈ, તબ ઉસકી જમાકી હુઇ ખુરાકી કહાં તક ચલી હોગી ઉસકા બિચાર કરો.

પીર૦—મૈંને તો બિચાર કિયા હૈ કિ, દુશ્મન ખાનપાનકી તાનસે બેભાન હોકે તરફડતે હોંગે! કભી મરભી ગયે હોય, તો કૌન જાનતા હૈ! મુડદે કુછ ઊઠકે દરવાજા ખોલે એસા બને?!

મોજી૦—ખુદા તુમારા ભલા કરે; આપ સચ કહેતે હો. અબ ગડબડ છોડકે જરા આંખ મિલાઓ.

[ તેઓ જરા આંખ મેળવે છે–એટલામાં પડદામાંથી મોટી બૂમ પડે છે. ]

અરે! મિયાં જાફરખાં ઝબે હો ગયા! કિલ્લેકી પાસકે પહેરેગીરોંકા પત્તા નહિ ખાતા!!

ફતેહ૦—( ચમકી ઉઠી ) યારો ઊઠો! ગેબકા ગોલા આયા!!

મોજી૦—( ઊંઘમાંથી જાગી ) હૈં! હૈં!! ક્યા! ક્યા!!

પીર૦—ઓ ક્યા કો કહનેવાલે! ભાગો! સાતમેં તબકસે[3] એઝરાઇલ[4] ઉતરા!

ફતેહ૦—( એક તિરથી ઊંધો થઈ જતાં. ) ઓ તુમારા ખાના ખુરાબ હોઈ–ઇ!! મૈં મર ગયા!

૧ ઉશીકું. ૨ ક્ષેમ કુશળ, સલામત. ૩ બ્રહ્માંડમાંથી. ૪ મોતનો ફેરેસ્તો.

મોજી૦—( ખભામાં એક તીર ચોંટતાં ) ઓ મેરા બાવા—આ!!!

પીર૦—( ચીસ પાડી ) ભાગો મેરે બાપ! વો સાંપ તો કાટ આયગા!

[ પ્રતાપ પોતાનો પરિવાર બંધ મ્યાનામાં ઘાલ્યો છે, ને પાછળ વજતી વાડ જેવા રજપૂત સિપાહીઓ હથિયાર બંધ વીંટાયલા છે, ઘોડા પકડવતો સાથે છે, એવે વેષે એક જબરી રજપૂત ટોળી સાથ પ્રવેશ કરે છે. ]

પ્રતાપ૦—વીરાઓ! ઘણી સંભાળથી ઘોડા ખેડજો; હડીએ ચઢે તેને બૂમ પાડવાનો વખત આવવા દેશો માં. મૂગે મોંડે આવતું ઘાસ કાપતા હાલજો; ઝખ મારે છે! દળની પાર આવ્યા તો છીએ.

ગુમાનસિંહ૦—( મન સાથે ) પેલું તરકડું ટીરા પાડે છે, લાવ એને બોલતું બંધ કરૂં! [આમ કહી તેને તીર મારે છે.]

અજબસિંગ૦—વાહ, ગુમાનસિંગ! અંધારામાં તાકીને કેવુંય રાંડુ[1] માર્યું કે શરણાઈનો રાગ ઝટ બંધ થઇ ગયો!

ગુમાન૦—હવે આપણે બોલવું બંધ કરી ઉતાવળા હાલો, કે આ ડુંગરાની આડની પાર જઇ પુગીએ; ક્યાંક અંધારામાં ગોળા આવી પડશે તો આંહિના આંહિ રહેશો.

[ તેઓ ઝપાટી ઘેરો પાર કરી જાય છે. ]

શાહબાજખાન૦—(પ્રવેશ કરી) યારો હટપટો મત જમા હોકે દુશ્મન કી પીઠ પકડો! ઓ જાયગા કહાં?

પીર૦—પીઠ કિસ તરફ પકડે? બહુત ભી દોડે, મગર અંધેરેમેં કુછ સૂઝતા હૈ? મૂગા માર પડતે હી જો ગયા સો ગૈબ હો જાતા હૈ!

શાહબાજ૦—ગમે યોં કરો, મગર દુશ્મન કો પકડે બિના છૂટકા નહીં હોગા, દુશ્મન ભાગા ઐસા કસૂર જિનકી સુરતિસે હુવા હૈ ઉનકો બેશક બડી સજા હોગી.

પીર૦—ઉન્કો કો કબકી સજા હો ગઈ હૈ! અબ કરનેકા અખ્તિયાર આદમકા[2] રહા નહીં હૈ.

---

[1] તીર. [2] આદમીનો, માણસ જાતનો.

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—કોમલમેરની બહારની જગો.

### ભાણુસિંહ ને રજપૂત સૈન્ય; શાહબાજખાન ને મુગલદળ.

[ પ્રતાપરાણો કોમલમેરથી ગયા પછી શહેરમાં રહેલા સેનાપતિ ભાણસિંહે શાહબાજખાનનો ઘેરો ઉઠાવવા રજપૂતસૈન્ય કિલ્લા બહાર કાઢ્યું; કારણ શહેરમાં ખોરાકી ખૂટી ગઇ હતી, માટે છેલ્લે મહાન પરાક્રમ કરવાને આ સંગ્રામ આરંભ્યો; એ વખત રાજબારોટ સૈન્યની આગળ આવી વીરરસ વાણી સંભળાવે છે. ]

બારોટ.—( હરિગીત છંદ. )

બળ દાખવો સીસોદિયા, કુળલાજ કારણ આ સમે,
ખળને ખપાવો ખપરમાં,[1] ખાસી રીતે ખાંતે તમે;
પરવાર ન કરો પરવરો, જો કે ખરાબી છે થઇ,
બાજી બધી હાથેથકી, જવનો તણે હાથે ગઇ. ૧

બાજી ગયેલી હાથથી, પૂર્વજો તમ કેરે ઘણે,—
આણી'તિ પાછી ઠામ, કવિઓ જશ હજી તેના ભણે;
પાછી ગયેલી ઠામ આણી, હમિર ને કુંભા જશે,[2]
સંગે સુહાવી[3] ગયલિ કીર્તિ, અડગ રહિ રણમાં ધશે. ૨

ફત્તા તણી ફતેહની, લાલી નથી ઝાંખી થઇ.
કાળે કરીને કાય તેની જો મળી જમીમાં ગઇ;
જય જયમલે કીધો ઘણો, રણમાં વધારી રંગને,
કીર્તિ અમર કરવા વહાલું નવ કર્યું નિજ અંગને. ૩

સહિદાસ શૂરે દાખલો દીધો અચળ જોદ્ધા તણો,
ધન ધન અશા[4] રજપૂતને, છે રંગ તેઓને ઘણો!
ઝાલાજિયે જશ મેળવ્યો, ભાલા તણી અણિયો જશો,[5]
મેળવી કુણ શકશે જ જુદ્ધે કહો ઓ શૂરા તશો ![6] ૪

રણમાંહિ દાખ્યો રંગ શૂરા રામસિંહે છાજતો,
નિજ પુત્ર ખંડેરાવનો જશ રહ્યો તે સહ રાજતો!
રહિ રહ્યો શુભ પરતાપ પૂર્વજ છાપ રાખી તેહણે,

૧ જોગિણી, ભૂત પ્રેતાદિને માંસ ભક્ષણ કરવાનું વાસણ. ૨ જેવાંચે. ૩ શોભાવી. ૪ એવા. ૫ જેવો. ૬ તેવો.

આખરસુધી હઠિયો નહીં, હદ વાળી નાંખી એહણે ! ૫
વીંટઇ વળ્યા જવનો જ કોમલમેરને ચોપાસથી,
જય થવા કેરી આશ આથી ગઇ બધી નિજ પાસથી;
ખોરાક સો ખૂટી ગયો પાણી પીવાનું ના રહ્યું,
વસ્તીરૂપી શુભ નીર સરવર શે'રથી સુકઇ ગયું. ૬
આ કારણે રાણાજિ નિજ પરિવાર લઇ કેઓણ્ડમાં,—
સબધા થવાને સંચર્યાં, શુભ વેત ધારી પંડમાં;
અળગા નથી એ તો થયા આપણથી નિશ્ચે જાણજો,
બળ શત્રુનું તોડવા કારણ તે ગયા પરમાણજો. ૭

ભાણને સોંપ્યું કામ કોમલમેરના રક્ષણતણું,
માટે પરાક્રમ પુર્ણ દાખો, આજ ઓ ક્ષત્રી ! ઘણું;
ફત્તા સમી ફ્તેહ ફાંકો ધરી કુળનો મેળવો,
જયમલ સમો જય જાતિ આબરૂ વેળ ભાઇઓ ! મેળવો. ૮
ઓ ભાણ ! ધરિને બાણ શત્રુ ધાણ તું ઝટ કાઢને !
કવિઓ કરે જ વખાણ, લે શુભ લા'ણ કાપી વાઢને;[1]
આવો વખત ફરિ નહિ મળે મોંઘો સુજશ લેવા તણો,
તન તુચ્છ ગણિને આજ, જય-ધ્વજ ઝાલ રહિ સાવધ ઘણો! ૯
વિસ્મય થઇને પિત વેમાને ચઢીને જોય છે!
આ સમય કુણ કીર્તિ રળે કુળઆબરૂ કુણ ખોય છે!!
ઉચ્ચાટ પિતૃનો હરે તે સપુત જાણો સર્વથા,
પરિયાનું પાણી ખોય તેનો જન્મ સો જાણો વૃથા! ૧૦
શૂરો નરકથી સોગણું દુખ ગણે કાયરપણું વિષે,
શૂરો હજાર અરિ મળે દામણો[2] કદિયે ના દિસે:
શૂરો અપાવે ધન્ય! જનનીકૂખને જય મેળવી,
શૂરો પિતાપળિયાં સુનેરી કરાવે જશ કેળવી! ૧૧
તેજી સહે નહિ તાજણો[3] શૂરો સહે નહિ મારને,
સીસોદિયા સાંખે નહીં, કુળ આવતા અંગારને!
ગભરાવિ નાખે ગર્જના કરી જવનકેરી જાતને,
સીસોદિયા! શર વાવરી સ્થળ આ કરો પ્રખ્યાતને. ૧૨

૧. દુશ્મનના દળરૂપી વાડ. ૨ ગરીબ. ૩ ચાબકાંનો માર.

[ વીરરસ વાણી સાંભળતાં તુમુલયુદ્ધ મચે છે, તેવામાં પુરુષત્વવાળી વાણી સંભળાવતો રાજકવિ ગોળી વાગવાથી ઘોડેથી હેઠો પડે છે, તેને રજપૂત યોદ્ધા ઊંચકી લે છે. ]

બારોટ.—( દેહ તજતાં. )

( સોરઠા. )

મીઠું આવ્યું મોત, પોત જતા પે'લું મને;
ઘડી પછી શું જોત, તે જાણે ત્રિભુવન ધણી. ૧
દેહ વિપત્તિવંગ, મેલી મઘવા-મો'લમાં[1]—
જાવાકેરો સર્ગ,[2] આવ્યો બાપા પાસનો. ૨
હમીર લઇ વૈમાન, આવેલા નજરે તરે;
માટે ધારી ધ્યાન, જાવું જલદી ત્યાં ખરે. ૩
મૃત્યુલોકમાં માલ શો છે ? હે મુજ જીવડા!
ત્યાં તો ઝાઝો તાલ, દુખ નથી કશું એ દેશમાં. ૪
ઘરડા કવિઓ સાથ ભેટો થાશે ભાવથી;
શાને ખોળે સાથ, જાવા અજરજગત[3] મહીં. ૫
ઓ પ્રતાપના જોધ ! સ્વર્ગ નથી છેટે બહુ;
લાગે એની શોધ, શૂરપણે શર સાંધતાં. ૬

[ રજપૂતો રાજકવિ પડતાં ક્ષણવાર ઝાંખા થઈ થંભે છે, એવે ભાણસિંહ આગળ આવી તેઓને ઉશ્કેરે છે. ]

ભાણ૦—શૂરા ક્ષત્રિયો ! ઝાંખા થાઓ નહિ. એ રાજનું રત્ન ક્યાંઇ કલાગી જગોએ ગયું નથી; રે, તે ગેરવલ્લે પડ્યું નથી ! તે આંહિથી ઊંચી પતંગમાં જઇ ભળ્યું છે ! તેના નાશવાન્ દેહને લોકવહેવાર પ્રમાણે થવા આબરૂ સાથ રણમાંથી પહોંચતો કરો, ને તેનો દાખલો લઈ તમે તમારાં હથિયાર ઝળકાવો ! રે, એ સરાણે છેલ્લી ચઢાવેલી ધાર આ વાર અજમાવો ! ને મારી સાથ આગળ આવો. આ લડાઇમાં એવી તરવાર મારો કે, આપણા રાજકવિએ આપણને ચઢાવેલી ધારને કળિના અંત સુધી સૌ કોઇ અચંબાની આંખે જુએ ! રે, આજ તમારે તમારૂં તેજ જણાવી આપવું જોઇએ. થોડે માણસે મહાન્ દળને દાંતે તરણાં લેવડાવવામાં મોંઘો જશ મેળવવાનું છે. મોટા સૈન્યથી મૂઠીમાં માય એટલા શત્રુને મરડી નાંખવા

---

૧. ઇંદ્રના મહેલમાં. ૨ પ્રકરણ—ભાગ. ( આ વખતે સમય અર્થ )
૩ જ્યાં ઘડપણ ન આવે એવું જગત્, સ્વર્ગ.

એમાં પરાક્રમ નથી, પણ મુઠીમાં માય એટલાઓએ મેદાનમાં ન માય એટલાને ત્રાહ્ય પોકરાવવી એ જ અચળ કીર્તિનો લ્હાવ લેવાનું છે! સીસોદિયાઓએ એવાં પરાક્રમ કેટી કીધાં નથી? રે, આજ તમારે તમારૂં તેજ ઝળકાવવાનો જોગ આવ્યો છે. રે, આવી મોંઘી મુશ્કેલીની ઘડી પર્વની પેઠે પોંહી આવતી નથી! ને તે ચાલી ચલાવીને તમને લાહ્લી અપાવવા આવી છે, તો ઝાંખા થવાનો આ જોગ નથી. જીવીને શો જોગ સાધવાના હતા? હજાર વરસ તપ કરતે જે પદ ના મળે તે આ વેળે મરણભય તજતાં તરત મળશે. મરણ એટલું તો સ્વર્ગ ચાલીને સામું આવશે! ને જય પામી ઉગર્યા તો તમારી વાહ વાહ કહેવાશે, ને ભાઇસાથમાં ભલપણના લહાવા લેવાશે. કાયર થઇ માત્ર શત્રુને કબજ થશો, ને મુએ નરકમાં જશો; જીવતાં જાત બોળાશે, ને બાપદાદાનાં નામ રાખમાં રેળાશે; માટે જે મરે કે મારે એ જ ભલો!

[ આ પ્રમાણે યોદ્ધાઓને પ્રેરતો બાણ મુગલદળમાં તૂટી પડે છે ને માર્યો જાય છે. બાણ પડેથી ક્ષત્રી સૈન્યમાં ભંગાણ પડે છે. એવામાં શાહબાજખાન પ્રવેશ કરે છે. ]

શાહબાજખાન—યારો! દુશ્મનકા સરદાર મારા ગયા, બહુતસે રાજપૂત બેહાલ હો કે ભાગ ગયે, ઔર બહુત સે જંગમેં કતલ હો ગયે, અબ કિલા કબજ કરકે વાવટા ઉડાઓ!

સિપાહીઓ.—અલ્લા હો અકબર!!!

[ આ પ્રમાણેની બૂમ મારતા કોમલમેર ઉપર ધસી જાય છે, પછી થોડોક વખત વહી જાય છે. ]

---

## પ્રવેશ ૫ મો.

સ્થળ—કેઓણ્ડનો કિલ્લો.

### પ્રતાપસિંહ તથા તેના થોડા પરાવતો.

પ્રતાપ૦—( પ્રધાન સામું જોઇ ) સલુંબરાજી, કેમ નવાજૂની?

કૃષ્ણસિંહ—નવાજૂની થઇ ગઇ! ધરમતી, ને ગોગુંદ માને લીધાં, ને ઉદેપુર મહોબતે મેળવ્યું; વળી ફરીદખાં આણીકોર આવતો સંભળાય છે.

પ્રતાપ૦—પાર પડ્યું ! અહિં આવતી ખેરાકી સગા શત્રુએ (અમીદાસે) અટકાવી, ને આપણને હવે મેવાડમાં પગ માંડવાનું ના રહ્યું. હરિ દયાળ છે ! જોઈએ શું થાય છે ? પણ હવે તમે તમારૂં તખત સંભાળો, આંહિ ધૂંચાઈ રહે શો દી વળશે ?

કૃષ્ણ૦—ખસવાની વાત બોલશો માં ! અમારૂં તખત જ્યાં આપ ત્યાં જ ગણીએ છીએ. કાયાથી છાંયા ક્યાંઈ જુદી થઈ જાણી છે ?

પ્રતાપ૦—નથી થતી, ને થાતી જોઇ પણ ખરી ! ભાણ પ-ડ્યાની વાત સાંભળી આ કાળજે જે બાણ વાગ્યું છે તેનો ઘાવ આ આખો ભવ રૂઝાવાનો નથી ! કોમલમેર ગયું એ દુઃખ કાળજે કાર્ણું કોરવાને બસ નથી. પણ રાજકવિ રણમાં પડ્યા એ દુઃખે તો ન સં-ધાય એવો છેદ પાડ્યો છે ! રે, પ્રતાપ જીવતો હશે તો કોમલમેર કોક દી પણ મળશે; પણ રામસિંઘજી જેવાં રત્ન, ઝાલાજી જેવાં ઝવેર ને રવિના રથ આગળ પોતાનો રથ ખેડે એવા કવિ તો પાક-વાના પાછી ચૂકયા !

કૃષ્ણ૦—મહારાજ, સંકટમાં સંતાપ કરવાથી કળા ઝાંખી થશે, શત્રુ હસશે, અને બાજી છેક બગડી જશે; માટે ધીરજ રાખો. “ જીવતા નર ભદ્રા પામે, ” એ કહેવત ખોટી નથી. આ મેવાડની ધરતીમાં સદાકાળ નરરત્ન પાકતાં આવેલાં છે; ને રાજમાંથી એક જતાં તેને વિસરાવે એવું બીજું આવી મળતાં વાર લાગતી નથી; માટે કોઈ વાતે ઓછું લાવશો માં, સંકટ શૂરાને શિર આવે છે, ને તે જ તે વહે છે.

[ નેપથ્યમાં. ]

દાદા ! રાણાજીનો મકામ ચિયો? અમારે કાંક ખબર કે'વીછ.

પ્રતાપ૦—( પાસેના માણસને ) ભાઇ, એ કોણ બોલેછે ? તેને અહિં આવવા દો. ( તેઓ ધોરા ભર્યા આવે છે તેમને જોઈ ) ભાઇઓ તમે કોણ છો ? ને કયાંથી શે કામે આવ્યા ?

તેમાંનો એક.—દાદા અમે આ જંગલના ભીલ સીએ. મારૂં નામ જેહો, ને આનું નામ જહતો છ. આંઈ બાચ્છાનું લહકર આવેછ, માટે દાદાને ખબર દેવા આવિયા સીએ. અમારા લોકનું ટોરૂં બાપાને કામ લાગવા તિયાર થઇ રિહ્યું છ. કારી રાતે જવું હશે તાં કોઇ જાણે નેહ ઇમ જાહું,

પ્રતાપ૦—( પગવતો સામું જોઇ ) જોયું, જેનો ભય રાખતા હતા તેનાં વાજાં વાગ્યાં ! હવે આવતી ઘાડે વિઘ્ન આવવાનું કામ નથી; મજબૂત કિલ્લો હાથે લાગ્યો છે તેમાં આપણને થોડા દહાડા ટકવાને હરકત નથી. સાપના દરમાં ઊંડો હાથ ઘાલી કોઇ ફુરાળ રહ્યો નથી, તેમ ફરીદનું પાણી પણ કોઇ દહાડો ભરાઇ જશે. પણ રે, રાજકુટુંબને કોઇ એકાંત સ્થળમાં પહોચતું કરવાનો વેત થાય તો સારૂં. ( ભીલો ભણી જોઇ ) ભાઇઓ ! અમારે તો હરકત નથી, પણ રાજકુટુંબને કંઇ આંચ ન આવે એવે ઠેકાણે પહોંચતાં કરી તેમની સેવા બજાવો એમ બને ખરૂં ?

ભીલો—દાદા ! એ શું બોલ્યા ? રાણાનું કટમ અમારા દેવ જેવું અમે ગિણિયે. ગતિમને ઊનો વા નોં વાઇ ઇમ અમે લઇ જશું. અમારા બીજા ભાઇઓને બોલાવી લાવીએ.

[ એમ કહી તેઓ જાય છે. ]

પ્રતાપ૦—( પોતાની સાથના પટાવતોને ) હવે આપણે પણ થોડે તંગ કસ્યા રાખો. લાગવગ જોઇ શત્રુના હાથમાંથી છૂટી સ્વતંત્ર જગ્યા શોધી કાઢવી, કે જ્યાં રહે કાંઇ વેત બની આવે.

પટાવતો—હા મહારાજ તેમ કરવું જ જોઈએ. આપણે અંતરાઇ રહેવું તો કંઇ કામનું નહિ. આ સમો એવો નથી, કે આપણને આંતરેલા કોઈ છોડાવે; છૂટા હોયશું તો ! ગમે તેમનાં થોડાં ખેલાવી દુશ્મનને પેટ પાણી પાડવા નહિ દઇએ.

---

## પ્રવેશ ૬ ઠ્ઠો.

સ્થળ–કેઓવડ ને તેની પાસેનો પ્રદેશ.

ફરીદખાન ને એક સવાર; પાછળથી પ્રતાપ ને તેના બે સવાર.

ફરીદ૦—( કેઓવડથી પ્રતાપની શોધમાં નીકળતાં ) બહુત રખડપટ્ટી કરતે દુશ્મન આંટમેં આયા તો સહી. કિલ્લેમેંસે ભાગા તબ ક્યા ફિકર હૈ ? ચોવતર્ફ આદમી દોડાયે હૈં, વો ચોમાસે મેં ભરેહુવે નાલેમેં સે કહાં ભાગે ગા ? ( સવાર સામું જોઈ ) ચલો મિયાં સેર[1] કરતે કુછ શિકાર[2] હાથ આતા હૈ !

---

૧ સહેલ કરતાં. ૨ વક્રોક્તિ–( આ વખતનો એમનો શિકાર પ્રતાપ ).

[ તેઓ ઘોડા ખેલાવતા એક કોતરથી બીજું, પછી ત્રીજું એમ જાય છે. ]

**સવાર૦**—સાહિબ! ઘોડા ફેંકતે જરા પિછે ભી દેખિયે; શિકાર કરતે અપના શિકાર નહીં હોજાવે !

**ફરીદ૦**—છી: ! કયા બોલતા હૈ ? અપન કુછ અકિલે હૈ ? અપને બહુતસે સવાર સબ જાય ફિરતે હૈં, ઔર દેખો પીછે ભી દૂરસે આતે હૈં,

**સવાર૦**—વો બાત તો સચ હૈ, મગર શેરકી થપટ લગ ગઇ, ઔર તિસકે મુંહમેં જા ફસે, ફિર કુછ પુકારનેકા વકત્ મિલતા હૈ ?

**ફરીદ૦**—અય નાદાન ! ઐસા મત બોલ. કયા શેરકા શિકાર એકકે હાથસે નહીં હોતા ? શિકારી જવાંમર્દ ચાહિયે; હમ કો સરદારી જવાંમર્દી કિયે બિના મિલી હોગી કયા ! !

[ આ પ્રમાણે સવારને ધમકાવતો ઘોડો ખેડે છે, તેની પાછળ સવાર પણ મૂગે મોઢે ઘોડો ખેડે છે, અને એક કોતરમાં ઊતરે છે. એવામાં પ્રતાપ બે સવારો સાથે પ્રવેશ કરે છે. ]

**સવાર૦**—( પાછળ જોઇ ચમકીને ) ઓ મેરે મિહરબાન જરા પિછે નિઘા કરો, યે કૌન આતે હૈ ?!

**ફરીદ૦**—( પાછળ જોઇ ત્રણ ઘોડેસ્વાર રજપૂતોને જોઈ હબકીને ) અય ! તૂં અંદેશા રખતા થા વો બલા આ પહુંચી ! અબ કહાં ભાગેંગે ? આગે બડા કોતર હૈ વહાં ઘોડે જા શકે એસા નહીં હૈ; અબ કયા કરના ?

**સવાર૦**—સાહિબ, એક જવાંમર્દ કે હાથ સે શેર કયા જેર નહીં હોતા ?! આપને જવાંમર્દી કરકે યહ બડા મર્તબા મિલાયા હૈ; જંગમે લખ્ખોં દુશ્મનકો મહાત કિયે હૈ તબ યે તીન સવારોંકા કયા ભાર હૈ, કિ આપ ગભરાતે હો !

**ફરીદ૦**—( ગુસ્સે થઈ ) અય બેવકૂફ ! ઇસ વકત્ અક્કલ હેરાન હોવે ઐસા મત બોલ ! ભાગનેકા કોઇ ભી બારા નજર આતા હૈ વો દેખ.

**સવાર૦**—આપ જેસે જવાંમર્દ સરદારકી જવાંમર્દી ઘડીભરમેં જાતી રહી વો દેખકે મેરી અક્કલ હેરાન હો ગઇ હૈ ! તિસસે એક ી બારા નજર નહીં આતા.

[ ફરીદ ને તેનો સવાર આ પ્રમાણે વાતો કરતા આગલે પગે ઘોડા ખેડે છે, એવામાં પ્રતાપ ને તેની સાથેના બે સવાર તેઓની પાસે આવે છે. ]

પ્રતાપ૦—( બૂમ મારી ) ઓ મિયાં વાઘમાર ! ! ઊભા રહો, પ્રતાપને ખોળવા ખોમાં ઊંડા ઉતરશો માં, ક્યાંઇ વાઘ મારી ખાશે ! આ તે તમારે પગલે આવ્યો; લ્યો પકડી લ્યો !

ગુમાનસિંહ.—હવે પકડ્યું એણે ! વાંદર સાથે વાત શી ? ! બાપજી તાણી ભાલો ને નાંખોને એને હેઠો !

ફરીદ—( થથરી જવાં હાથમાંથી બંદુક પડી જાય છે, ને ઘોડો ફેરવી રાણા સામું જોઇ ) રૂરૂરાનાજી ! કૂકૂકબજ કુકુકુઇસે પૂપૂપર ધધધાઉ અઅમત કુકુકરિયો ! ! !

પ્રતાપ૦—તમે કબજ શેણે છો ? રાણાને કબજ કરવાને આજ કેટલા મહિના થયાં કાથો વીંટીને થઈ લાગ્યા છો, ને ભૂખોને વળ ચ- ઢાવ્યા કરો છો. કે હવે એ જનાર ક્યાં છે ? પણ અમે ક્યાંહિ ગયા નથી. આ તમારી પાછળ તમને ખોળતાં જ ફરીયે છીએ, કે મિયાં ફરી દખાં અમને ક્યારે પકડે ! હવે બાથે શેર સૂંઢ ખાધી હોય તો પકડો !

મુગલ સવાર.—રાના સાહેબ ! મોગલ સરદારોકી ખાલી પત- રાજી હૈ; મેવાડકે રાને કોઈ દિન કબજ હુવે નહીં હે, ઔર હોને વાલે ભી નહીં; બાદશાહકી આગે માન બઢનેકી ખાતિર ખાલી બ- રતે હૈં, ઔર દૂસરે સંગ કે હમ જૈસે મુફલેસ કો ભી મરવાતે હૈં ! માફ કરો, આપ બડે અશરાફ હો ! આપકે ખાનદાનકી જોડ ઇન- સાનમેં ખુદાને પૈદાકી નહીં હૈ. ઇનસાનકી નાદાની સામને ખુદા દેખે તો ઘડી ભર ટીકા નહીં જાવે.

ગુમાન૦—રાણાજી, હાથ આવેલો દુશ્મન જીવતો મૂકશો માં. આપને દયા આવતી હોય તો લાવો હું એને વધેરી નાંખું!

પ્રતાપ૦—ધીરજ રાખોઃ (ફરિદ સામું જોઈ) મિયાં, પ્રતાપને કબજ કરવાની હાથ કડી ક્યાં છે ? ! ના, ના; મારતેમિયાંને સાથે હાથ કડી રાખવાની શી જરૂર છે ! વારૂ ચાલો, કઈ કોરથી જાઇશું ?

ફરીદ૦—( લજ્જિત મુખે ) આપ કો ઇસ વકત મેરી મજાક છોડકે મિહર કરની ચાહિયે. ગુજરે વકતકી બાત દરગુજર કરો.

મૈં એસી બેવકુફી સે પરહેજ રહુંગા. મુઝે માલૂમ નહીં થા કિ રાનાજી બડે જંગબહાદુર વ દુઃખ આતે કબજ નહીં હોવે એસે અજબ આદમ હોંગે! કમબખ્ત હોવે કિ, અબ આપ કી પીઠ લેવે!

અજબસિંગ.—મહારાજ! નાંખોને ભાલો મારી એને હેઠો, કે ઘોડો ભારે મરતો રહે! ચકેદ મણનો ભાર ઊંચકી ઘોડો જુઓને કેડોમાંથી મરડાઇ ગયો છે!

પ્રતાપ૦—ભાઈ, કબજ આવ્યાને કાપવાથી આપણા હથિયારને કાટ લાગે. જેણે હથિયાર નાખી દીધાં તે ગમે તો માથાનો વાઢનાર હોય તોપણ તેને ના સંહારવો; એમ કરીએ ત્યારે આપણામાં ને કાયરમાં ફેર શો? હાથ આડા ધરયા એટલે હદ આવી રહી!

ગુમાન૦—સાપ સાણસે આવ્યો એને માટલીમાં ઘાલી મોં બંધ કરી જ્યાં કોઇનો પગરવ ન હોય ત્યાં મૂકવો, કે કાંતો પૂરો કરવો.

અજબ૦—પાંજરે પડેલા વાઘને છૂટો મૂકવાથી વેદવચન છે કે વેદના થાય જ; માટે તેને તો પૂરો જ કરવો, કે કાં તો ભૂખ્યો ને તરસ્યો પાંજરામાં સૂકઇ જવા દેવો.

ગુમાન૦—ઓ મહારાજ! એ તો હમણાં ગરીબ દેખાય છે, પણ એનો ગરાડાટ ભારે છે! આપે સાંભળ્યું નહોતું, કે એણે રાણાજીને ઝાલવાનું બીડું મૂછે હાથ નાંખી પાદશાહ પાસે ઝડપ્યું હતું?

પ્રતાપ૦—તે ખરૂં છે.

અજબ૦—તે ખરૂં છે, તો એ પણ ખરૂં છે કે, આજે એની મૂછો મૂળાંમાંથી ઉખાડી નાંખવી, ને દાઢી પણ આગુની ઝાડી જેવી વધી છે તે ફાંસી નાંખવી, કે એને હાથ નાંખવાનું રહે નહિ; ને એવો રામગોટીલો કરી અહિં રઝળતો નાંખવો કે જતા આવતા ભીલ પણ જાણે કે આ ગરુડનું ઇંડું ક્યાંથું પડયું છે! એથી એનું નામ કોઇ લેશે નહિ. એથી એ એકદમ મરશેય નહિ, ને આપણને હત્યા થશેય નહિ, આવો ગુમાનસિંગ, બાપજીને ઝાલવાનું પણ લેનારનું જરા પાણી જોઇએ!

પ્રતાપ૦—અરે! નહિ, આપણે એવી નાદાની કરવી નથી. માથું વાઢી પાઘડી બંધાવવી એ કરતાં ન જ બંધાવવી એ ઘણું સારૂં છે.

અપમાનની આપદા આખો ભવ સાલે છે, ને મરણ દુઃખ અલ્પવારનું છે–પણ કબજ પડેલા, હાથ જોડેલાને, એ બેમાંનું એકે ન કરવું એ શૂરા ક્ષત્રીનું કામ છે. કદી ભલો શત્રુ હશે તો ઉપકાર માની ખોટો મમત છોડી દેશે, ને આપણી ઉદારતાની છાપ તેના કાળજામાં ચોંટી રહેશે; માટે એને મારવો નથી. છૂટીને ભૂંડાઈ કરશે તો ભલે; તેને ભગવાન જોશે.

ફરીદ૦—( ઉપકારને આવેશે ) ઓ નેકનામ રાના! બિહરકા મહેરામન! તેરી અક્કલમંદીકી તારીફ મુઝસે નહીં હો સકતી. તેરા દિલ ચાહે ઐસા કર; મૈં તુઝસે કભી બેવફાઇ નહીં કરૂંગા, ઐસા મેરા કૌલ હૈ. ઇસ કૌલસે ફિરૂં તબ તુખમમેં ફેર માનિયો.

પ્રતાપ૦—પૃથુરાજને મહમદે માર્યો ત્યારનો ફેર જાણેલો છેજ! રે! અનેક વખત મુસલમાનોએ બેઇમાની કીધી છે, પણ ક્ષત્રીઓએ તેમ કીધું નથી; ને તેમની પડતીનું કારણ પણ તે જ છે. પણ ક્ષત્રીઓ એવી પડતીને કીર્તિની ચઢતી સમજે છે. જગતમાં મેળવેલી જીત ચાર દહાડાનું ચાંદરણું છે, પણ સદ્‌ગુણથી ચળકાવેલી કીર્તિ કલ્પાંતે કાળી થતી નથી. પગ્રાને પ્રાગ્રે ન કરવો એવો અમારો સ્વભાવ છે, માટે હાલ્યા જાઓ, ને ક્ષત્રીનો છેહ લેવાની લાલચ છોડી દો. બાદશાહ કંઇ જીવ ગયો પાછો આણી નહિ આપે! જશો તમારા બૈરાં છોકરાંના.

[ બિલાડીના મોંમાંથી ઉંદર ખસે તે પ્રમાણે ફરીદ ખસતો થાય છે. ]

પ્રતાપ૦—( પોતાના અશ્વારોને ) ભાઇઓ, શત્રુને રમતો મેલી હવે આપણે હળવે ઘોડા હાંકવા એ ઠીક નથી. માટે જરા ચાંપીને હાંકો કે ઠેકાણે થઇ જઇએ.

[ પછી તેઓ જાય છે. ને કેટલોક સમય વીતી જાય છે. ].

## પાંચમો અંક સમાપ્ત.

જેવાં થિયાંછ; ઇમિને હારૂ આંઇ કાંઇ હારૂં ખાવાનું મરતું નીમરે તે વું જાંણુછ.

જેસો.—જાંણુંછુંસ તો ! જે બંટીબાવટો મરે તે, કંઇ ફર હાથ લાગે તો તે, લાયા વના છૂટકો છ ?

જસતો—આંઇ બંટી કે બાવટો મરે ઇમ નથી. મોલિયાંનાં મૂર દરી તીના રોટલા કરહે તિંઆરે !

જેસો.—વખતે જે આયું તે ખરૂં; આપડે આંઇ શે,—તે કુંબલા, ધૂરિઆ, શાંમલા કાંહે જે જોએ તે મગાવો.

[ પછી તેઓ બીજાઓ પાસે ખાવાને ફળફળાદિ મંગાવે છે. તેઓ લાવી તેમના આગળ મૂકે છે; તેની જે વિધિ કરવાની તે તેઓ કરે છે. ]

રાણી.—ભાઇ જેશા ! તમે આજ જે કર્યું એવું કોણ કરશે ? દુશ્મનના હવમાંથી આખી અણીએ તમે જ આંહિ લાવો ! ભાઇ ! તમે પગદોડ કરવામાં કાચું રાખ્યું નથી; અમે શો બદલો વાળીશું ? !

જેસો.—બા ! એવું માં બોલો; તમે તો અમારાં માવતર છો; અંમને તમારી ચાકરી કરવાને ભગવતે હરજા છ ! જારે બાપજીની અને તમારી ગલામી થાય તારે જ અમારો જલમ લેખે લાગિયો ઇમ અમે જાણીએ છ !

રાણી.—અરે ! આપણે તો ઠેકાણે પડયાં, પણ રાણાજી કોણ જાણે કયાંય રખડતા હશે !

જસતો.—બા ! તીમની ફીકર નાં કરો. તે આંઇ આયા વના રહેનાર નથી. બાપજીએ જુદાં પડતાં કિયું તું જે, અમારી ફકર રાખશો માં.

રાણી.—બાપુ તે ખરૂં, પણ ધાન પાણી વના કોઇ નભી શકે છે શું ? ! આવી ઉજડ જગામાં અથડાવું ને ચોથે દહાડે પણ ચીરી રોટલો ખાવાના સાંસા, તો તે પછી શી રીતે પગમાં જોર રાખી શકે, ને આંહિ આવી શકે ?

જેસો.—બા, ફકર કરો નાં. અમે ઇમને જોવા અમારા ભાઇઓને મોકલીએછ.

[ પછી ઘોડાને ખોળવા મોકલે છે—ને ફેરો, જસવંતો ત્યાં રહી ખાવાપીવાની સોઇ કરે છે, ઠરાવે છે. ]

---

विष्कंभक समाप्त.

---

## प्रवेश १ लो.

સ્થળ—જાવડાની ખાણમાં પ્રતાપનું નિવાસસ્થળ
પ્રતાપસિંહ ને તેના થોડા પટાવતો.

પ્રતાપ૦—ભાઈઓ ! અથડાઇ કૂટાઈ છેવાં છોકરાં ભેળા થયા ખરા !

પટાવતો.—હરિ દયાળ છે, તે તડકા વાંસે છાંયો કાં ન આપે !

અમરસિંહ.—બાપજી ! જુઓ તો ખરા ! આપણું બધું કુટુંબ અહિં વશી ગયું જણાય છે ! અરે જુઓ ! પેલાં નાનાં બઈજી રાંપલામાં હીંચકા ખાતાં હસે છે !

પ્રતાપ૦—ભાઇ મેં ક્યારનુંએ ભાળ્યું છે; તને હમણાં ખબર પડી હશે.

અમર૦—હા, હા; બાપજી એમ જ. હું આ ઘોડેથી ઊતરી તેમને જઈ ભેટું છું.

[ ઘોડેથી ઊતરી હળી હાડતો પોતાનાં આતાજીને ભાઇઓનેને ભેટે છે. ]

પ્રતાપ૦—(પોતાના સાથીઓને) ભાઈ ઓ, ઊતારો ઘોડેથી, ને બાંધો હવે એમને ઝાડની ખૂણીઓએ; હવે કંઇ હરકત નથી.

પટાવતો.—હરકત શી છે? જ્યાં આપ છો ત્યાં અમારે શો સંતાપ છે?

[ પછી તેઓ રાણાજીના પરિવારને જઈ મળે છે, ને એક ઝાડ નીચે

ખાવા માટે ટોળું વળી બેસે છે. ]

પ્રતાપ૦—વીરાઓ! એક વખત એવો પણ હતો કે, સાકરની સૂખડી સોનાના થાળમાં રંગમહેલમાં બેશી જમતા હતા, ને આ પણ એક વખત છે કે—કાચાંપાકાં ફળ, ઊંનાટાઢા રોટલા રાણાને પાસે પડી ખાવાનો દી તમારે આવ્યો!

પટાવતો.—મહારાજ ! આ દીને અમો અતિ ઊજળો લેખીએ છીએ. રાણાજી સાથે પત્રાળીમાં ઝાડ તળે બેશી સૂકાં ફળ ખાવાં એ અમે અમૃત કરતાં પણ મીઠાં લેખીએ છીએ. જે સ્વાદ સાકરની સૂખડીમાં નહોતો જણાતો, તે આજ જંગલમાં મંગળ થતે અમો લૂખા રોટલામાં દેખીએ છીએ. આપનાં ભાવ ભરેલાં પીરસાતાં ફળ જેવાં અમને મીઠાં લાગે છે, તેવાં રાવળામાં પીરસાતાં પકવાન અમને મીઠાં લાગતાં નહોતાં. જ્યાં બાપજીનો પંડ ત્યાં અમે ઇંદ્રની સભાનું સુખ લેખીએ છીએ.

પ્રતાપ૦—સુખદુઃખ મનનાં કારણ છે; પણ જુઓ, આ ઝાડની ડાળે ટોપલીઓમાં ઝૂલતાં બાળક જાણતાં હશે, કે અમારાં રત્નજડિત પારણાં ક્યાં ગયાં ?!

પટાવતો.—બાપજી! એ તો પરમહંસ જેવાં છે! એમને વિખ ને અમૃત સરખાં છે; આપણે પણ એમના જેવુંજ મન રાખવું જોઇએ.

પ્રતાપ૦—ખરે! રાખવું શું જોઇએ?! રે, તમે તેવુંજ રાખ્યું છે! પ્રતાપના પંડને માટે તમે પરમહંસ કરતાં પણ વિશેષ કર્યું છે! સંસારની મીઠી માયાને તમે રાણાને માટે રેતી જેવી ગણી છે; રે! રણમાં પુત્રો પડ્યે, રાણીઓ રઝળતી રડ્યે, તમે પોતાનો રંગ ફીકો દાખ્યો નથી, તો તમારાથી બીજા મોટા પરમહંસ ક્યાં જોવા જવું!

પટાવતો.—અમે એટલા બધા જશને જોગ નથી, પણ એ બધું માન આપને છાજે છે.

અમર૦—મહારાજ! હવે બધાં પતરાળાં પીરસાઇ રહ્યાં, જમવાની રજા દ્યો.

પ્રતાપ૦—હા બાપુ, કાચાં પાકાં ફળ, ને જાડા સૂકા રોટલા આ રાજવંશીઓને પહોંચ્યા હોય તો હવે-સવે થઇને લેવા માંડો! (સામેનો સામું જોઈ) ભાઇઓ, સુદામાના તાંદુલ, શવરીનાં બોર, ને

વિદુરની ભાજી જેવું રાણાનું આ વેળાનું ભોજન આરોગો.

પદ્માવતી.—પૃથિનાથ ! આ વખતના બાવના ભોજનને પ્રભુના પ્રસાદ જેવો જાણી પ્રેમ આણી પવિત્ર થવા અમે જમીએ છીએ.

[ પદ્માવતી પ્રતાપ સાથે મોટા માન સાથે રાજવંશી રીતે જમે છે. ]

કૃષ્ણસિંહ.—(જમતાં જમતાં) પ્રભુ ! તારી ગહનગતિ ન્યારી છે ! "જંગલમાં મંગલ ને વસ્તીના કડાકા !"

પ્રતાપ૦—(હસતે મુખે) સલુંબરાજી ! એ શા ઉપર ?

એક સામંત.—મહારાજ ! એ શા ઉપર તે આ રાજમંડળી પોતાના મહારાજ સાથે આ ખાવા ધાય એવી જગોએ ખાવા બેઠું છે, ને તેથી આ ભોગીનાં ભાગ્ય ઉઘડી ગયાં છે તે ઉપર.

વિદૂષક.—જે જેને ફાવે તેમ ઉરાંગ બાંધી રાણાજીને ભલું મનાવો, પણ હું તો મારી મેળે ચોખ્ખું કહી નાખીશ કે—જ્યાં તોપના ધડાકા ત્યાં મારે તો કડાકા ! ગમે તેવો નગદમાલ ખાઉં પણ ધડાકો સાંભળ્યો કે, કાળજે કડાકો થાય ને તેથી એંશી દહાડાના અપવાસ થયા હોય એવો નરમ ગાર થઇ જતો, પણ આ જંગલમાં તેવું કાંઇ નથી; ગમે તો ફળ ખાઉં છું, પણ તે મને દળના જેવો ગુણ આપે છે; માટે મારે તો આ જંગલમાં મંગલ માનવું જોઇએ.

[ થોડા વખત વહી જાય છે. ]

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ–દિલ્હીમાં અકબર બાદશાહનો દરબાર.

અકબર તથા તેના અમીર ઉમરાવો.

અકબર.—( તાનસેન સામું જોઇ ) તાનસીનજી ! ઇસ વખત કુછ અચ્છા તાન મિલાઓ; બસંતઋતુકી બહાર આ રહી હૈ, તબ ઇસ ઋત મુવાફિક કોઇ અચ્છા ગાના શરૂ કરો.

તાનસેન.—( સલામ કરી ) બહુત અચ્છા બંદેનવાજ !

[ એમ કહી સારંગી સજ કરી ગાણું ગાય છે. ]

( राग होरी. )

આઇરે બસંત ઋત મૌજ દિખાતી; ટેક.
કુદરત કિયહુઇ કારીગરી, અજબ તરહ આંખ આતી;
બન ઉપબન ખીલે ખુશકારી, પુષ્પ ખીલે ભાંતિ ભાંતિ,
સુગંધ મંદ સીતલ વાતી; બસંત ઋત૦ ૧
આંબકી ઐસી ઘટા આ રહી હૈ, જાકી ખુબી કહિ ન જાતી;
મૌર મિલેસે બહુત દિલ ભાવે, જૈસી પ્રિયા મદમાતી,
સજી સિંગાર સુહાતિ; બસંત૦ ૨
પંખી કો ગાન કાનકો ભાવે, જાકી બિબિધ હૈ જાતી;
તા બીચ કોકિલા તાન મિલાઇ કે, ઇસ ઋતકો ગુન ગાતી,
ગાન લહરી ઉભરાતી; બસંત૦ ૩
બસંત કો બાગ બન્યો દરબાર હૈ, અકબરકો સબ ભાંતિ,
જા બીચ અમીર ઉમરાતરુ શોભૈ, ગાયક ગાત હૈ ખ્યાતિ;
તાનસેન તાન મિલાતી.

[ હોરીનો મર્મ સમજી બાદશાહ ખુશ થાય છે, ને બીજા મર્મજ્ઞોનાં મુખ મલકાય છે. ]

**બીરબલ.**—( હસતે મુખે ) વાહ તાનસીનજી ! ખૂબ કહી !

**ઝેનુદ્દીન.**—(આંખો લાલ કરી હોઠ ફફડાવી) હોરી સુનતે હી સબ ખુશ હુવે, મગર ઉસમેં ઊંટ ચલા જાવે ઐસા ભૂલકા બડા દરવાજા રહા, હૈ, વો કોઇકી નજર નહીં આયા; અજબ હૈ ! જિસકી તિસકી તારીફમેં મશગુલ હોનેકી હુશિયારીમેં યહ દરબાર કામેલિયત માનતી હૈ ! બાદશાહકા બડા અકલમંદ કહવાતે કબિ બીરબલ ભી તાનસીનકી તાનકા નિશાન હો ગયા !

**બીરબલ.**—ક્યોં હજરત ! આપકો તાનસીનજી કી હોરી રાસ[1] નહીં આઇ ક્યા ?

**મિયાં.**—તુમ બાદશાહ કે કાબિલ આશના[2] કહવાતે હો, સો હાજીહા કહને વાલે વ બાખા પૂરને વાલે હો ઐસા મેં બુઝતા હૂં. તાનસીન મર્દ હોકે—"તાન મિલાતી" ઐસા હોરી મેં બોલ ગયા; મર્દકી જગહ[3] મેહેરી હોનેકી બડી ભૂલ ઉસને કી, વો કોઇને નહીં દે-

૧. માફક, આવતી ૨. મિત્ર ૩. જગોએ.

ભી ઔર તારીફમેં તના ગયે, વો નેક બજાનેવાલે કો કૈસા બુરા લગનેકા દાહ કિયા, સો આપ હી બુઝો!

**બીરબલ.**—યહી બાત હૈ, કિ દૂસરી?

**મિયાં**—કયા વહ બાત જૈસી તૈસી હૈ?! સબ ઐબ કો ઢાંકને વાલે હો! શકરકો પીસને વાલે!!

**બીરબલ.**—અજી, બુરા મત લગાઓ. તાનસીનજીને ભૂલ નહીં કી હૈ; વો ભૂલમેં બડી મજા વ મરમ રખ દિયા હૈ.

**મિયાં**—કયા બડી શરમ લગે ઐસા મરમ!!

**બીરબલ.**—સુરશદ! ગરમ કાયકો હોતે હો? બડે શાહરકી[૧] બાનીમેં રહી હુઇ ખુબી ખાલી મગજસે ખુલ્લી નજર નહીં આતી હૈ.

**મિયાં.**—(ગુસ્સે થઈ) કયા ચૂકકો ચુને વે ખાલી મગજ હૈ, ઔર ભુલકી સિલગતી ભટ્ટીમેં પાઉં ધરે વે ભરે હુવે મગજ હૈ?! તાનસીન મર્દ મિટકે મેહેરી હુવા ઉસમેં આપને કયા ભૂલ ન દેખી સો આપ હી કહો,

**બીરબલ**—અજી, મેરી અક્કલસે મૈંને જો ખુબી બુઝી હૈ ઉસકા ટૂંક બયાન કરતા હૂં, વો જિગર[૨]જોડકે સુનો. દુનિયાકી પ્યાર પૈદા કરનેવાલી ઔર દિલખુશ કરનેવાલી ગજબ મેહેરીકી જાતમેં પરવર દિગારને ધરી હૈ. તાનસીનજી બાદશાહકે ફકત ગવૈયે હૈં યોં મત સમઝો, વો બડે અક્કલમંદ શાહિર ભી હૈ. ઉન્હોંને મુસલમાન વ હિંદુ લોગોંકી અક્કલમંદી ભરી હુઇ બહુતસી કિતાબેં બુઝ લી હૈ, ઔર યે ફાની[૩] દુનિયા કે સબ ફૈસલે વાકિફ હુવે હૈં. મેહેરી જાત મેં કૈસી ખુબી ખુદાને મિલાઇ હૈ, ઉસકી કદર ઉન્હોંને અચ્છી તરહ પિછાની હૈ; હિંદુઓ કે પુરાનમેં લિખા હુવા હૈ કિ, દેવ ઔર દાનવ ઉન્હોં કે બીચમેં અમૃતકી બાંટણી ખાતિર બડા ફિસાદ ચલતા થા; ઉસી વકત ખૂદ ખુદાને મોહિનીરૂપ લેકે દાનવોં કો ઇસ્કદિવાને બના કે આપકી મુરાદ દેવોં કો અમૃત દેકે બર લાયે, વહી મોહનીરૂપ મહાદેવ કરકે હિંદુઓકે બડે તપસી દેવ થે, જિનકી બરાબરી કોઇ જોગી વ દર્વેશ[૪] મન કબજ કરને વાલા નહીં હૈ, તિનકી આગે દિખાયા; ઉસી વકત મહાદેવ કા મન કબજ ના રહા; આપકે તપસે જો મહાદેવ તીન લોગ કો હૈરત[૫] પૈદા કરતે થે વે મોહની કો દેખકે હૈર-

૧ કવિની. ૨ હૃદય. ૩ આ નાશવંત. ૪ ફકીર. ૫ આશ્ચર્ય.

તમંદ હો ગયે! ઔર તિનકા પત્થરસે ભી સખ્ત કિયા હુવા દિલ મોહનીકો દેખતે હી મલમ જૈસા હો ગયા; ઉસસે ઇશ્કબહાવરે હો કે તિસકે પિછે દૌડને લગે, ફિર બે ભાન હો—ગયે! જહાંનમેં ખુદાને આદમ જાતકો પ્યાર પૈદા કરનેકે ખાતિર નજર ન આવે ઐસા મેહેરીરૂપ લિયા હૈ; જિસકો હિંદુ લોગ માયા બોલતે હૈં. વામેં જીવ આશક ઔર માયા માશુક હૈ; ઉસસે રંગ બરંગી દુનિયા નજર આતી હૈ.

દેખો હજરત! દુનિયાકા દિલખુશ હોને કે ખાતિર ખૂદ ખુદાને નાજની રૂપકી છાંય ધરી હૈ; બસંતકી બહાર બનમેં સુનાને કે ખાતિર કોલકે કંઠમેં અજબ આવાજ રખ દિયા હૈ; ઉસસે વો જંગલ મેં મંગલ સુનાતી હૈ; તબ તાનસીનજી ખાસ દરબાર કો બસંતકી ખુબી દિખાને કે ખાતિર આપકે રાગકો મેહેરી જૈસા બનાકે " તાન મિલાતી " ઐસા કહેતે હૈં ઉસમેં ભૂલ નહિ હૈ, મગર અકલમંદી હૈ યોં મૈં માનતા હું.

સરદારો.—( ખુશ થઇને ) શાબાશ! બીરબલજી, ખૂબ કહી!

[ નેપથ્યમાંથી શબ્દ થાય છે. ]

" કોઇ દરબારમેં ખબર કરો મિયાં પીરૂ આયા હૈ.

અકબર—હય હજૂરી! યે કૌન બોલતે હૈં? જો હોવે ઉનકી તજવીજ કરકે દરબારમેં આને દો.

હજૂરી—બહુત અચ્છા, બંદેનવાજ!

[ હજૂરી બે માણસને પ્રવેશ કરાવે છે, તેઓ સલામ કરી અદબ બજાવી ઊભા રહે છે. ]

અકબર—( તેમાંના એક સામું જોઈ ) ક્યોં મિયાં પીરૂ! કૈસી ખબર!

અકબર.—ક્યા પતા મિલા? ઉસ કી હકીકત સુનાઓ.

પીરૂ.—પતા એકદમ નહિં પાયા ખુદાવિંદ! ખોજતે ખોજતે હમારી મિટ્ટી ખરાબ હુઈ હૈ! આદમી મીટકે હૈવાનકા ખવાસ લેતે મોત કે મુંહ મેં સિર ધરનેકા કિસબ કરતે પતા પાયા હૈ.

અકબર.—બેશક! બહુત તકલીફ પડી હોગી ઉસમેં કુછ શક નહીં; ફિર ક્યા નજર આયા?

પીરૂ.—નજર ક્યા આવે? રાના શહેર કા વ બસ્તીકા રાજ છોડકે ઉજડ પાહાડોંકા પાદશાહ હુવા હૈ!

અકબર.—અય, નાદાન! તેરા હાલતમેં તારાજ હો અયે હુવેકી મજાક કરને મેં ક્યા મજા માનતા હૈ?! જો હોવે સો સચ્ચે સચ્ચી બાત સુનાવ.

ગેંદાલ.—(હાથ જોડી) દનદલીના બાદશાહ! એ મિયાં સાચી વાત કે'છ; એમાં જૂઠી જરાએ નથી. મનખનું જણ્યું જંત પણ નથી માંડતું એવી જગોમાં રાણોજી પોતાના થોડા પટાવતો હાથે મોટી મોજ માણે છે!

અકબર.—(તેના સામું જોઈ) વહાં ખાતે પીતે ક્યા હૈ? વ-સોતે બૈઠતે કિસ તરહ?

ગેંદાલ—ગરીબનવાજ! ખાય છે કાચાં પાકાં ફળ, ને પીએ છે પહાડના ઝરણનાં પાણી, સુએ છે ઘાસને સાથરે, ને બેસે છે ઝાડને ઓથે.

અકબર.—(પીરૂ સામું જોઇ) ઐસી કંગાલિયતકો બાદશાહી દરજ્જા મિયાં પીરૂ કિસ સબબસે દેતે હો?

પીરૂ.—જહાંપનાહ! અગર રાના પ્રતાપ બડી કંગાલિયતમેં હૈ ઉસમેં કુછ શક નહિ, મગર કંગાલિયત મેં બી તિસકી તરફ બડી શાહનશાહી સે સરસાઇ રખે ઐસી ચલતી હૈ. તિસ કે ચેરેસે સિ-રદાર તિસકી સંગ હૈં, વે ઉસકો ઐસી આદતમેં બી બડી મોજ દેતે હૈ. જંગલમેં ઝાડ નીચે બડી આરામસે બૈઠતે હૈં; વ મોલકે સૂ-કીએકી આધી પાઉ રોટી, વ થોડા બહુત સુકા નીલા મેવા બડી દિ-લ લગીસે બાંટ ખાતે હૈ; ઉસી વક્ત રાના બી તિન્હોંકે બીચ બૈઠ-તા હૈ; વ સબકું જો ખુરાક પહુંચા ઉસકી તજવીજ ખૂબ કરતે હી...

લૂખી રોટી ખાનેકી રજા દેતા હૈ. ઉસી વકત સિરદારો બોલતે હૈ— "આપજી આરોગો" તબ રાના એક નિવાલા મુંમેં ધરતા હે, ફિર તિસકી દરગાહમેં શુકર ગુજારતે સબ રોટી પાવતે હૈ! ખાતે ખાતે તિનકે બોલોંસેં જો મૌજ ખિલાતે હૈ સો મૈં ક્યાં કહું! મેરી જબાનસે કહી નહીં જાતી!

રાના પ્રતાપ કોઇ અજબ આદમ હૈ ઉસમેં છક નહીં! બિચારેતે તિસકે સિર પર આફતકા આસમાન તૂટ પડા હૈ, મગર તિસકા બોજા વો ગીનતા નહીં હૈ! ઐસી આફતમેં ભી આપ કી ઇજ્જતકૂ ઐબ નહીં લગી ઐસા બોલતે બડા મધન નજર આતા હૈ! ખાના લેતે લેતે ભી યહી વિચાર ઉઠતા હૈ કિ, જહાંતક ઇનતનસોં કે અંદર રજપૂતકા ખૂન વહતા હૈ વહાંતક બાદશાહકી હજૂર સલામ નહીં ભરના!

[ બાતમીદારનું બોલવું સાંભળી સરદારો ચકિત થાય છે. ]

રજપૂત સરદારો—( પ્રસન્ન થઇ ) શાબાશ! શાબાશ!! પ્રતાપસિંધ!!! તારો રાખ્યો ટેક પ્રમાણ છે.

અકબર.—( તેમના સામું જોઇ ) બેશક, રાણા પ્રતાપ શાબાશી દેને કો લાયક હૈ ઉસમેં કુછ શક નહીં. ઉસકા યહ હેવાલ મૈંને હર વકત જાન લિયા હૈ, ઉસસે મુઝે માલૂમ હુવા હૈ કિ, રાના પ્રતાપને જો રંજ[1] ખીંચા હૈ ઐસા આદમ જાતમેંસે કોઇ ખીંચને વાલા નહીં હૈ. આપકે કુલકી ટેકકે ખાતિર તખ્તકો તારાજ કર દિયા, જંગલકા રાહ લિયા, બચ્ચેકચ્ચે વ કબીલે કો પહાડોં કે કોતરમેં લેકે ધરે, ઔર આપ ભૂખ્યા પ્યાસા ફિરિસ્તેકી મિસાલ ઇસ જંગલ ઉસ જંગલ ફિરા.

સરદારો! ટેક રખના તો ઐસા હી રખના! આજ કોઇ બાત કરનેકા સર ઉઠાયા ફિર કલ આફતકા ધુંવા દેખતે હી આંખે બંધ કરકે દબી માર જાના ઉસકો ટેક મત કહો; ટેક તો રાણા પ્રતાપકા! કિ જિસ ને જ્યોં જ્યોં આફત આઇ ત્યોં ત્યોં ટેક કો તંગ કિયા!

ખાનખાનાન.—બાદશાહ સલામત, આપ સચ કહેતે હો. યે ફાની દુનીયા કે બીચ કોઇ ચીજ હરદમ રહતી નહીં હૈ; દૌલત નદીમેં આયે હવે પૂરકી મિસાલ વ શાહનશાહી બરસાદ કે રંગ બરંગી ચડે હુવે બાદલકી મિસાલ જાતે રહતે હૈ, મગર અચ્છે આદમીને જમા કી હુઇ નામવરી આખિર તક રહતી હૈ. પ્રતાપને જર વ જમીન

---

૧ મુશ્કેલી દુઃખ.

ગુમાઈ હૈ, મગર ઉન્હી ઈજ્જતકો અબ લગને નહીં દી હૈ. સારે હિંદુસ્તાન મેં ઉસને હી ક્ષત્રિયોંકી આબરૂ રખ્ખી હૈ ઔર બઢાઇ હૈ.

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ—અરવલી પર્વતની એકાંત ગુફા.

પ્રતાપસિંહ તથા તેનો પરિવાર.

પ્રતાપ૦—( એકલો મન સાથે ) અરે પ્રભુ ! તારી ગહનગતિ ન્યારી છે ! મારી આવી પણ દશા આવી, કે જેમાં—

( શિખરિણીવૃત. )

રણાના સંગી કો, અરિ ફરિ દશે દિશ જ વળ્યા,
કિધા કોટિ યત્નો, કરમ કથળેલે નવ ફળ્યા !

તજૂ ના રહિ પૃથ્વી, વસુ પણ ગયો પાસથિ વહી,
ભરે ભાણે ભાગું[1] પરિજન[2] લઈ આ અહિં તહીં ! ! ૧

રે ! આવી દુર્દશા આવી, મારી ભાગ્યદશા મને આ એકાંત સ્થળમાં જ્યાં ખાવા અન્ન મળે નહિ તેવે ઠામે લાવી, તોપણ તેની શી ચિંતા છે ? કેમકે—

રહી લજ્જા જો કે જર જમિન જાતે જગ વિષે,
રહ્યું મોંધું જાણું, ગૃહું રખડતો આ નગ[3] વિષે;
બગાડ્યું બાપાનું નવ કુળ દતા કાયર થઇ,
રહ્યો ચોખો આપે, પરિજન પિપાસું સહ લઇ. ૨

રે ! રાજને રાખી, સુખનો સ્વાદ ચાખી, શુદ્ધ દૂધ જેવા કુળમાં રાખ નાંખી રહેવું, તે કરતાં આવા એકાંત વાસમાં ઘાસમાં મુકિ-

---

૧ એ દિવસે ભરેયે ભાણે જમતી વેળાએ " એ મુગલ આવ્યા ! એ મુગલ આવ્યા !" એવા ભયાનક શબ્દો સંભળાયાથી તથા કંઇ ભાસ જણાવાથી તેને પોતાના પરિવાર સાથે ચાર પાંચ વાર નાસવું પડયું હતું, ને જમવાનો જોગ આવ્યો નહોતો. આવું વારંવાર બનતું. ૨ ઘરખટલો, પરિવાર, ચાકરનફર. ૩ પર્વત.

યાંના રોટલા ખાઇ જે કુળની પ્રશંસા વિશ્વામિત્ર સરખાએ કરેલી તે કુળમાં ધૂળ ન ભરાય માટે તેને આવા માણસના પગરવ વગરના સ્થળમાં રાખી રહેવું એ જ ઠીક છે. કેમ જે—

ગયું પાછું આવે પદ સુખદ પૈસો પણ મળે,
ગઇ લજ્જા નાવે, કુળ કલંક ચોટયું નવ ટળે;
અરે! તું બાપાને નિર્મળકુળ જન્મી જવનનો–
લણી ઓળો તો તે કુળ સુજશ ત્યાગે કવનનો[1] ! ૩

રે! જે કુળની પ્રશંસા કાળિદાસાદિક મહાકવિઓએ રૂડાં કવનમાં કરી સૂર્યવંશની શોભા સૂર્યના જેવી જ પ્રકાશિત કીધી છે; વાલ્મીકે જેનાં વખાણ પોતાની વીરરસ વાણીમાં વહાલ ધરી કીધાં છે; ને તેથી જે કુળ હજારો—રે, લાખો વરસથી કવિઓથી વખાણાતું આવેલું છે; ભાટ ચારણો પોતાની ભભક ભરેલી ભાષામાં જેને વખાણવામાં પાછા પડ્યા નથી; એવા નર જે કુળે નીપન્યા, તેનો મહિમા પ્રતાપના વખતમાં જ પૂરો થઇ કવિઓને કાન ખોતરીને પણ કંઇ નોંધવાનું ન જડે, એ પ્રમાણે જે કુળના મહિમાનો નિર્મળ વહેતો વહેળો–રે ગંગા જેવી ગરવી કવિઓના કવનના મહાસાગરમાં જતી સરિતા, પ્રતાપના વખતમાં સૂકાઇ જાય—રે! સ્વર્ગે જાય, એમ શું થવા દેવું ?! માણસે પોતાનો નેક ને ટેક છોડ્યો તો પછી તેણે શું રાખ્યું ?

( ઉપજાતિવૃત્ત. )

જો ટેક ત્યાગ્યો જન હોઈ જેણે,
સમૃદ્ધિ રાખી કહિ કોક એણે;
તો નાક આ અંગથકી કપાવ્યું,
રાખી મુછો મોટિ શું એથિ શાવ્યું ?? ૪

રે, સૂર્યકુળના તેજસ્વી રાજાઓએ પોતે જે જે ટેક લીધેલા તે તેમણે જીવ ગયે ત્યાગ્યા નથી, ને તેથી તેનનાં નામનો પ્રકાશ કાળનાં કાળાં વાદળ કરી જતે પણ બંધ પડ્યો નથી; હરિશ્ચંદ્રે સત્યનો, રામે એક પત્નીવ્રતનો, ને ભરતે ભ્રાતૃભક્તિનો લીધેલો ટેક ચારે દિશામાં ચારે જુગમાં ચડાવેલો છે. રે, જે કુળમાં ઇશ્વરનાં અંશાવતાર રાજા થઈ પ્રભુના અવતારરૂપે ગણાઇ પૂજન પામ્યા; તેની

[1] કાવ્યકવનનો.

શાખાના સીસોદીયા અદ્યાપિ સુધી એ કુળની એકતા રાખતા આવ્યા છે, ને તેમણે માથું ગયે કોઇને માથું નમાવ્યું નથી; તેમનો વંશજ આ પ્રતાપ આ કરતાં વિશેષ આપત્તિ સહેવાનો સમર્થ છે, પણ અન્યને-અરે ! તે વળી જવનને માથું નમાવવાને સમર્થ નથી. કારણ—

( શિખરિણીવૃત્ત. )

નમાવ્યા છે સૌને, રઘુકુળતણા રાજન રૂડે,
નમે તે બીજાને જવન સરખાને જશ ચુડે;
જશસ્વી કુળે લૈ જનમ જરા ઓઇ રહું પદે,
ન એ સારૂં ધારૂં, કવિ પણ અસારૂં મુખ વદે. ૫

( આથમતા સૂર્ય સામું જોઈ હાથ લાંબો કરી કહે છે. )

( શાર્દૂલવિક્રીડિતવૃત્ત. )

હે ભાનુ નવ રક્ત થેશ નમતાં, કાં કે વિતે શર્વરી[1]—
તું ઊગીશ પ્રકાશ આપિ જગને, શોભીશ પાછો ફરી;
આ ભાનુ કુળ ભાગ્યહીણ નરને કર્મે પડેલી નિશા,
કો દી હે રવિ! નાહિં આંહિ મટશે દેખું અશું દોદિશા! ૬

વળી હે જગત્સવિતા!

ઘેરે રાહુ તને તથાપિ ચળકી તું સ્વલ્પમાં નીસરે,
આ ઘેર્યો પરતાપ આપ યવને ના કલ્પમાં નીસરે;
માટે હો રવિરાજ! આજ બનવું છે યોગ્ય રાતો મને,
તું કાં રક્ત થયો પ્રતાપ તજિને? ના યોગ્ય એ તો તને. ૭

પણ ઓ પ્રભાકર! મેં તારૂં કારણ કલ્પ્યું. કેમજે—

તારો વંશજ આજ લાજ મહિમા ખોવા વસ્યો ખો'વિરે,
રાતો તું રવિરાજ તેથી બનિયો, ના બાનું બીજું દિસે;
થાવું અસ્ત સમેતું લાલ ન ધરે, એથી ધરે છે કળા,
ડૂબીને મરવાનું એહ અહિં છે, કેવાય ને આકળા.[2] ૮

૧ રાત્રિ. ૨ આ સૂર્ય પ્રતિ ઉક્તિ યથાયોગ્ય છે. સૂર્ય અસ્ત થતાં લાલ થાય છે, તો ફીક્કો થઈ જળમાં જવાને જ. (સૂર્ય દરિયાવાળી દિશામાં અસ્ત થાય છે, જાણે દરિયામાં ડુબતો નહિ હોય શું!) આજ

રે, અસ્ત કાળે રાતા થવું એ તો જળમાં અંતે ઝંપાપાત કરાવનારૂં છે; ને તેમ જાણીને જ જો કે મારે લાલચોળ બનવાનો સમો છે, તથાપિ હું ધીરજ ધારી તેમ કરતો નથી.

રે, તારા વંશજને માટે તારૂં લોહી ઉકળતું હોય, તો આવતી રાતના ચાર પહોર ચિંતા વિના ઘરમાં ગાળી જગતમાં અજવાળું કરવા માટે પગ ધરતાં–રે, રથે બેસતાં રક્ત થજે; કારણ ઉદય સમયનું રક્ત થવું શત્રુને સંતાપનારૂં છે, માટે હે તાત !

( માલિનીવૃત્ત. )

ઉદય સમય આવ્યે અર્ક[૧] તું હોઇ રાતો,
પછિ તુજ કુળશત્રુ–ઊપરે તાત તાતો—
બનિ કુળ સહુ તેનું બાળિને ભસ્મ કર્જે,
તુજ કુળ તમ આવ્યું ટાળિને ઠામ ઠર્જે. ૯

[ પ્રતાપસિંહ આ પ્રમાણે વિચારોમાં લીન થયો છે–એવે પડદામાં ચીશ પડે છે. ]

ઓ બા!!! માલો બાઓ! માલો બાઓ!! માલો બાઓઓ ઓ!!! એંએંએં!!!

[ પ્રતાપ પડદો ખસેડી જુએ છે, તો કુંવરી બૂમરાણ કરી રહી છે. ]

**રાણી.**—મારી બાપુડી! બા, છાની રહે છાની; તને બીજો બાઓ કરી આપું; મારી મોંઘી! મારી મીઠી! બાપ છાની.

**નાની.**—માલો બાઓઓ–ઓ! ઇ ઇ ઇ!!!

**પ્રતાપ૦**—( રાણીને ) કાં શું છે? દીકરીએ રડવા કયમ માંડ્યું છે? આ શું કકળાણ!

**રાણી.**—( નીચુ જોઈ ) કાંઇ નહિ.

**પ્રતાપ૦**—નહિ કાં! એણે ખરેખરૂં ખળિયાણ મચાવ્યું છે ને! શા માટે આમ લાલચોળ બની બહાવરી પેઠે રડે છે?

**નાની.**—ઓ ભા! માલો બાઓ–ઓ! એં–એં!!

**પ્રતાપ૦**—મારી માની! બાપ છાની. ( રાણીને ) શું છે આને? રોટલો આપી રાજી કરો.

પ્રમાણે માણસ વિષે પણ સમજવું–ઈત્યાદિ. [૧] સૂર્ય.

રાણી.—અરે! જે છોકરાંને દૂધ ને કૂર આપે ખુશી થતાં નહિ, તેને સૂકે રોટલે રાજી રાખવાનો દી આવ્યો, તો તેમાં પણ વિઘ્ન આવી પડ્યાં!!!

પ્રતાપ૦—કાં એવું કાંઇ કૌતક થયું શું?

રાણી.—અરે! હા.

નાની.—ઓ બા! મને ભૂખ લાગી! બા મને બાખો ની આપતી! એં-એં!

પ્રતાપ૦—(રાણીને) શું કડકો હુંકનો ભૂલી ગયાં શું?

રાણી.—મહારાજ! મારે ભાગ્યે અવદશા આવવામાં ભૂલ બાકી નથી! અરે! નાનીને માટે રાખેલો ચોરી રોટલો બલાડું ખેંચી ગયું, ને હવે હમણાં નવો કરવાની કશી જોગવાઇ નથી!

નાની.—ઓ બાબજી! બા મને બાખો ની આપતી!

પ્રતાપ૦—(સજળલોચન થઈ) મારી વહાલી! તું છાની રહે; હમણાં તને સારો મોટો બાખો કરાવી આપું છું. તારો નાનો બાખો છીનાળો થયો'તો તે કૂતરાને નાંખી દીધો, આપણે એવો છીઆળો ગંદો બાખો કાંઇ ખવાય બા?

[ કુંવરીનું આશ્વાસન કરી પડદો બંધ કરે છે. ]

પ્રતાપ૦—(પરિવારમાં અસરકારક ફેલાયલો ક્લેશ જોઈ આમ તેમ ફરે છે, ને) હો હરિ! તેં આજ દયા આણી?! રે હાય! હવે હું—

(લલિત વૃત્ત.)

કઠણ કાળજું શી રીતે કરૂં?
કઠણ ક્લેશ દે-ખી ન હું ઠરૂં;
નવ રહે હવે ધૈર્ય રોકિયું,
પુરણ પાપ તે આવિ પોકિયું! ૧૦

અવદશા અશી આવિને વશી,
વિપતિ-વાતમાં ન્યૂન ના કશી;
સુત સગા મુઆ રણ વિષે અરે!
તદપિ ટેક મેં ધારિયો ધરે. ૧૧

રખડતો થયો રાનને વિષે,
તદપિ ના ડગ્યો કષ્ટથી કશે;

પુરણ પ્રાક્રમી જે પટાવતો,
સમરમાં[1] શમ્યા પણ રહ્યો છતો! ૧૨
શરીર-કષ્ટ શે'[2] આવતાં સહ્યું,
જર જમીન ના પાસ કૈં રહ્યું;
રખડતાં કર્યાં રાણિ બાળને,
ઉર ભરી અરિ કેરિ શાળને. ૧૩
હૃદય રીહું સં-તાપ સહિ કરયું,
મન મહાવ્યથા[3] દેખિ ના ડરયું;
હમિરકુળના ટેક કારણે,
તનુજ ટાંગિયાં વૃક્ષ-પારણે. ૧૪
કુર કમોદનો દૂધ લે જમે,
શિશુ જ તે લઇ રોટલો રમે!
અરર તેહમાં વિઘ્ન જે પડે,
તનુજ ટૂકડા માટ તે રડે!! ૧૫

( પરિક્રમણ્ કરતો થોભીને )

અરે! હવે પ્રતાપના દુઃખની પરિસીમા આવી રહી! રાજબાળકોને રોટલાને માટે ટળવળતાં જોવાનો દી આવ્યો એથી હદ આવી રહી!! સઘળાં દુઃખ સહ્યાં એ સાર્યું છે, પણ હવે આ દુઃખ સહ્યું જતું નથી! અરે! મેં ધીરજ ધારવામાં પાછું વાળી જોયું નથી; રાજ ખોયું, કુટુંબના માણસોને હમીરકુળને આળ ન આવે માટે રણમાં કપાઇ જતાં નજરે જોતાં આંખમાં ત્રાસ ન આણ્યો, રે! તેથી હું ડગ્યો નહિ; કારણ ક્ષત્રીઓ એટલા માટે જન્મે છે, એમ જાણ્યું. રે, રજપૂતનાં બાળ રણમાં માથાં મેલવાને જ પ્રભુએ પૈદા કરયાં છે, પણ રોટલાને માટે રખડી મરવાને માટે નથી! રણમાં પ્રતાપના કુંવર કપાઇ જતા જોવાને તેની આંખમાં ત્રાસ નથી, પણ તેનાં બાળકને રોટલાને માટે રડતાં જોઇ તેને મોટો ત્રાસ ઉપજે છે! રે, એ કષ્ટના કોત્રાઢાથી તેનું વજ્ર જેવું કઠણ કાળજું ચીરાઇ જાય છે!! ને તેથી નામની માની લીધેલી ખોટી મોટાઇનો તેને ધિક્કાર આવે છે; ને તેને માટે ફાંફાં મારવાં ફોકટ છે એમ તે ધારે છે. રે! આ જગતમાંની નામના ને મોટાઇ ખોટી છે, ને તેને મા-

---

૧ યુદ્ધમાં. પરાક્રમી સામતો યુદ્ધમાં ગઠા થઇ ગયા, ખપી ગયા. ૨ શો'-શોહ-શત્રુનો તાપ. ૩ મોટું દુઃખ, સંકટ.

ટે મંડ્યા રહેવું, ને ન ખમાય એવું દુઃખ સહેવું મિથ્યા છે. પ્રભુને જેને મોટાઇ આપવી હોય છે તેનેજ મળી શકે છે, ને જેની તે સેવા ધારે છે તેની કોટિ પ્રયત્ન કરે છૂપી રહેતી નથી, માટે મારે ફાંફાં મારવાં ફોગટ છે. રે, તેની ઇચ્છા વિના તરણું સરખું હાલતું નથી; તે તરણાનો મેરુ ને મેરુનું તરણું કરે છે; રાજાને રંક ને રંકને રાજા કરે છે; તેને સૂર્યવંશનો—રે! હમિરકુળનો મહિમા હવે પૂરો કરવો છે; ને જવનને જશ આપવો છે, માટે જ તે તેની તરફ થયો છે! રે, તેથી જ તેના પાસા સવળા પડ્યા છે; ને આ પ્રતાપે પાંખો વીંઝવામાં કસર રાખી નથી, તોપણ તેના દાવ અવળા પડ્યા છે; માટે પ્રભુ જેના પક્ષમાં પેઠો છે તેનાથી વિરુદ્ધ ચાલવે મારૂં શું વળશે? કાંઇ વળ્યું નથી, ને વળવાનું પણ નથી. (માથું ધુણાવી) બગડવા કાળ છે તે મારૂં રાખ્યું રહેનાર નથી; શી રીતે સુધરશે તે ઊંડો વિચાર કરી શોધતાં જણાતું નથી; કદી હું આ જંગલમાં પરિવાર સાથે પાર પડી ગયો, તો તેમાં મારી શી મોટાઇ વધશે તે મને સૂઝતું નથી; ને એમાં મારૂં કશું પરાક્રમ જગતમાં જણાવાનું નથી; એક હાથે તાળી શી રીતે પડે? રે, મેં આભ બાથ ભીડવા જેવાં સાહસ કર્યાં, પણ તેથી કાંઇ અજવાળું ન થતાં અંધારૂં દશે દિશાએ ફરી વળ્યું; તેથી હવે માત્ર નામના નિધ રાજપદનો અણછાજતો ટેક રાખી કશું મીઠું ફળ ચાખી શકવાનો નથી, માટે હરિએ જેને આ સમયે ઊંચુ આસન આપ્યું છે તેને મળી ચાલવાથી દુઃખ દૂર થશે. રે, જોઉં તો ખરો, કે રાજમદથી હદ મૂકી આગળ વધેલો બાદશાહ ખુમાર છોડે છે ? !

ડેથી અત્યારસુધીમાં જામેલો જશ છૂટી પડશે, ને કાળી લીટી કળિના અંતસુધી ભૂસાવાની નથી; માટે હિંમતનાં હથિયાર ને ધીરજની ઢાલ ધરી દુઃખના દળની પાર જવું એજ સિદ્ધ[1] ને એમાંજ સિદ્ધિ[2] છે. હરિ સત્યને કાંટે આવી બેસશે જ!

---

## પ્રવેશ ૪ થો.

સ્થળ–દિલ્હીમાં અકબરશાહનો દરબાર.

અકબર તથા તેના અમીર ઉમરાવો.

**અકબર.**—( પ્રસન્ન મુખે ) મેરે તખ્ત્ કો તેજ દેને વાલે સરદાર! આજકા રોજ બાદશાહી તવારીખ્ મેં મશહૂર હોગા. શાહજાદેકી સાલગીરેહ કરતે ભી વો મૈં બડા માનતા હૂં; ઉસસે આપ સબકો બડી મૌજ મિલેગી.

**સરદારો.**—જહાંપનાહ! વો ક્યા હૈ?

**અકબર.**—જો હૈ સો હૈ! આપસે વો છૂપી નહીં રહેગી. જો બાત સબકે ખ્વાબ મેં ભી આતી નહીં હોગી વો નજરસે દેખોગે!

**ખાનખાનાન.**—બંદેનવાજ્! ઐસી આરજુમંદ બાત ક્યા હૈ, વો ઇસ વક્ત કહનેકી મિહર કરોગે.

**અકબર.**—પેરે અક્લમંદ ઉમરાવ! મિહિર પરવર દિગારકી ચાહિયે; આદમીસે ક્યા હો સકતા હૈ? જો પ્રતાપને ઇસ તખ્તકો માન નહીં દેનેકી ખાતિર આપકી ખુરાબી કી, જિસકી તારીફ્ તુમ સબ એક હી અવાજ્સે આસ્માન તક પહુંચે ઐસી કરતે થે, ઉસને આપકા આંકડા નીચા કરકે ઇસ તખ્ત્ કો માન દેકે ઉસકી બડાઇ કબૂલ કી હૈ ઐસા ઉસકે હાથકા લીખા હુવા કાગજ્ આયા હૈ; જો કાગજ મૈં બડી ખુશી સે મેરે કલેજે ધરતાં હૂં! ખુદાને ઇસ તખ્તું કો દી હુઇ ખુજરોગી સારે હિંદુસ્તાનને કબુલ કી હૈ, ઉસમેં મેવાડકે રાણાકી તરૈકા કંગુરા બાંકા થા, વો પરવરદિગારને પૂર દિયા; ઉસસે વો કાગજ્ મૈં ખુદાકી તર્ફ્સે નવાજેશ સમજકે સોનેકે તબક મેં ઝરીકે રૂમલમેં લપેટકે ધરતા હૂં, ઔર આપ સબકો મુઝે મિલીહુઇ ઇનાયતા[3] બતાતા હૂં.

---

૧ નક્કી. ૨ સફળ કામના. મનોવાંછિત ફળ ૩ પ્રમાદ, મહેરબાની.

મુગલસરદારો.—આલમપનાહ! વો ન્યામત[1] હમકો બતાનેકી મિહર કીજિએ.

અકબર.—(તે પત્ર તેમને આપતાં) હરેક દરબારકે બૈઠનેવાલે સરદાર, વો તાજુબીકી તસ્વીર[2] ખૂબ નિગાહ કરકે દેખિયો!

[ મુગલ સરદારો તે પત્ર વારંવાર એક બીજાના હાથમાંથી લેઈ મોટી ખુશી સાથે મનમાં વાંચે છે. રજપૂત સરદારોને આપતાં તેઓ ગ્લાનિ પામી પત્ર જોઇ પૃથ્વી ખણે છે.]

અકબર.—(સરદારો સામું જોઈ) સરદારો! અબ મેં પ્રતાપ કો મેરા જાનેમન[3] માનકે ઉસને ખોઈ હુઈ સબ મૌજ એકદમ દે દઉંગા! ઉસને આપકી બેહુસબ્રે[4] ગુમાયા હુવા આપકા મુલક મૈં ઉસ કો દઉંગા ઇતના હી નહીં, પર મેરી ખુશી સે ઉસ કો બડા સરદાર બનાકે અરજે મુલ્કકી બડી જાગીર બખ્સુંગા, ઐસા વો જંગબહાદુર વ રાજપૂતકા નામ દમામકી સાથ મેરે દીલમેં રખને વાસ્તે પર મેં કિયા હુવા હૂં! ઉસને આપકે ખાનદાન કા પાની રખને કે ખાતિર જો ખુરાબી અખત્યારકી ઉસસે મૈં ઉસકી જિક્રપે[5] ઇતના હૈરત હુવા હું કિ, વૈસા બહાદુર મેરે તખ્તકો જેબ દેને કો મૈંને તબ મૈં ઉસકો જો નવાજેશ કરૂં વો કમ હૈ.

મુગલસરદારો.—સચ કહી, જહાંપનાહ!

પૃથિરાજ.—(મનસાથે) રે, એ કાગળ કેવો ભેદ કરેલો છે! કરાગીમાં લખેલો દીસે છે; તેમાં બાદશાહ એવડો ખુશી શાને થાય છે, ને બીજાઓ પણ તેને વધાવી શું માંગણ કરતા હશે? રે, શત્રુને એટલું પણ અભિમાન થવાનું ઓઠું શરણે શાને આપવું!

અકબર.—(પૃથિરાજ સામું જોઇ) ક્યોં પૃથિરાજજી! દોસ્તકી દિલલગી દૂર હુઈ હૈ ક્યા?! આપકે દિલમેં ઉનકા માન ગુમાનકે સાથ ગાજતા હૈ ઉસપર આપને નિગાહ ક્યોં નહીં કી?! દેખો દેખો, દિલદારને ક્યા લિખા હૈ?!

પૃથિરાજ.—જહાંપનાહ! એમાં શું જોવું છે? જોઇ ચૂક્યું છે કે, એ રાણાનાં કામ નહોય!

અકબર.—અજી, હાથમેં લે કે નજર કરો ફિર બોલો. ઐસા

1 ઉત્તમ વસ્તુ. ૨. છબિ. ૩ પ્રાણ સમાન. ૪ હઠથી. ૫ જેક કરવી તે, વાતચીત ઉપર.

અંદેશામંદ બોલનેકા સબબ કયા હૈ ?

**પૃથિરાજ.**—(ફરી તે પત્ર લઇ તે જોઈ) બાદશાહ! અંદેશમંદ ખરા ક્ષત્રી બોલે જ નહિ, તે ખરૂં જ કહી નાંખે.

**અકબર.**—તબ આપ કયા કહતે હો ?

**પૃથિરાજ.**—ખરૂં એ જ કે–આ પત્ર રાણાજીનો લખેલો નથી; તેના નામને નાનમ અપાવવા તેના કોઇ હરીફનું કીધેલું એ કાળું કાવતરૂં છે! પ્રતાપ અનમી ટેકનો તોરો છે! ખરો ક્ષત્રી માની કૂખે એ જ જન્મ્યો છે! તેને તેનું રાજ તો શું પણ આપનું તાજ આપો, તોપણ તે આપને નમે એવો નથી! તેના સ્વભાવનો હું સારી રીતે માહિર છું. રે! તે કેવો છે?!

(कुंडळिया छंद)

ભૂખે પ્રાણ તજેય પણ, કેશરિ ખડ નવ ખાય,
ચાતક વર્ષાજળ વિના, જે રીતે દુખિ થાય;
જે રીતે દુખિ થાય, હંસ મોતી વિણ માનો,
સતી પતિ વિણ જેમ, માર સ્મરનો સહે છાનો;
એ રીતે પરતાપ લાખ દુખ સહે કદિ કૂખે,
પણ અરિને નવ નમે, છોરુ નિજ ભટકે ભૂખે! ૧

દિનકર ઊગે પશ્ચિમે, ગ્રહગતિ પૂર્વે જણાય,
નેત્રનીર મોભે ચડે, કેશરિ કદિ ખડ ખાય;
કેશરિ કદિ ખડ ખાય, ઊંટ બાવળ નવ સૂંઘે,[1]
નભમાં[2] ઊગે કમળ, શૂર રણમાં જઇ ઊંઘેઃ
ફળે કેળ ત્રણ વાર, એમ વિધિકૃત[3] નરખે નર,
પણ પરતાપ ન નમે, પશ્ચિમે ઊગે દિનકર. ૨

**અકબર.**—કયોં પૃથિરાજજી! તબ આપ ઇસ કાગજકો નહીં તે હો કયા ?

**પૃથિરાજ.**—જહાંપનાહ! એ માન્યો જાય એવો નથી. રે-

૧. ઊંટને બાવળ બહુ પ્રિય હોય છે; તેને તે કોશી શોધીને ખાય છે; તે કદી અભાવ આણી તેને સૂંઘે પણ નહિ, એવો ક્રમ બદલાય. પણ પ્રતાપનો ક્રમ બદલવાનો નથી, એ ભાવાર્થ. ૨. આકાશમાં. ૩ દૈવકૃતિ, કુદરતનાં કામ.

તીનો રોટલો ક્યાંઇ ખાધો ગયો જાણ્યો છે? આંબે કોઇ કેમ લાગે? આપ જ વિચારી જુઓને.

**અકબર.**—તબ આપકી ખાતરી કિસ તરહ હોવે?

**પૃથિરાજ.**—મારી ખાતરી તો ત્યારે જ થાય કે, હું રાણાજી-ને કાગળ લખી જવાબ મંગાવું, ને તેમાં તેમણે આંહિ પત્ર લખ્યો તે તેમનો જ પોતાનો છે, કે શી રીતે? તેનો ઉત્તર આવે ત્યારે એ વાત મારે ગળે ઊતરે.

**ખાનખાનાન તથા બીરબલ.**—જહાંપનાહ! યે બાત ભી ઠીક હૈ; પૃથિરાજજી જવાબ મંગવાવે ફિર કોઇ તરહકા કિસીકો અંદેશા નહીં રહેગા, ઓર આપકી ભી કુલ્લન્[1] ખાતિરનિશા હોગી.

**અકબર.**—ઠીક હૈ તબ; પૃથિરાજજી, આપ કાગજ લિખ્ ભેજે, વ તિનકા જવાબ મંગવાઓ, મૈં વહાં તલક મેરી ઉલટપે અખ્તાર કરતા હૂં.

**પૃથિરાજ.**—બહુ સારૂં શાહસલામત! જેવો જવાબ આવશે, કે તરત દરબાર દેખતાં આપને વાંચી સંભળાવીશ.

---

# छठो अंक समाप्त.

---

1. કુલ્લ, આખી, બધી.

# પ્રતાપનાટક.

## અંક ૭ મો.

### પાત્ર.

પ્રતાપસિંહ ... ...રાજ્ય હારેલો મેવાડનો રાજાધિરાજ—ને પછી ઉદેપુરનો મહારાણો.

વિદૂષક. ... ...તેનો સહાયક રંગલો.

જેતસિંહ. ... ...સલુંબરાનો રાવત—કૃષ્ણસિંહ પછીનો.

સીસોદિયા. ... ...તેના ભાયાતો, પટાવતો ઇત્યાદિ.

ભામાશા. ... ...તેનો વજીર—મહેસુલ ખાતાનો વડો મંત્રી.

અકબર. ... ...દિલ્હીનો મુગલ બાદશાહ.

ખાનખાનાન... ...તેનો એક મોટો સરદાર.

ફરિદખાન. ... તેનો એક લશ્કરી સરદાર—પ્રતાપનો હાથ દીઠેલો તે.

પૃથિરાજ. ... ...બાદશાહનો તહેનાતી રાજા—વિકાનેરવાળાને ભાઇ

સરદારો. ... ...બાદશાહના અમીર ઉમરાવો.

ભાટ.... ... ...પ્રતાપના જશ ગાનાર એક કવિ.

વસિષ્ઠઋષિ... ...સૂર્યવંશીના સત્યયુગ વારાના ગોર—ગુરુ,

બીજા સામંતો બ્રાહ્મણો, ચારણો વગેરે.

સ્થળ—સમય સમયનાં ભિન્ન ભિન્ન સ્થાનકો.

# प्रतापनाटक.

## अंक ७ मो.

### પ્રવેશ ૧ લો.

સ્થળ—અરવલ્લી પર્વતની એકાંત જગો.
પ્રતાપ તથા પાછળથી વિદૂષક.

પ્રતાપ. ( પરિક્રમણ કરતાં )

( શાર્દૂલવિક્રીડિત. )

દેખું શું દુખ આંખ પાંખ વિણ હું, લાગ્યો દવાગ્નિ બધે,
પેખું પારધિ પાસ ત્રાસ ધરિને, આ મોહ-માળા મધે;
સૂઝે ના શુધ પંથ પંગુ[1] બનિયો, હે ઇશ હું આ પળે,
તું ધારે અવિનાશી સાંય કરવા, તો માર્ગ જાવા મળે. ૧

વિદૂષક.—( ઝાડીમાંથી આવતાં રાજાને રખડતો જોઇ ) અરે રે ! મારો રાણો-જાણે મોતીનો દાણો ગેરવલ્લે પડ્યો હોય એ હાલતમાં રખડે છે ! હાય હાય !! એને તે કેટલા વરસની પનોતી નડતી હશે ? જોશીઓએ મોટામાં મોટી સાડા સાત વરસની પનોતી કહી જાણી છે; પણ એની પનોતી તો પચીશ વરસની થઇ તોપણ ઉતરી ના ગઇ ! ત્યારે એવા જૂઠા જોશી કરતાં બાપડી ડોશી સારી, કે જે હોય તે ચોખ્ખું કહી નાંખે, કે પાશેર રૂની પુણીઓ એક રાતમાં કાંતી આપીશ એમ કહે, તો સવારના પહોરમાં સતરિયાને સાંઠાળકું બગલમાં મારી જઇ ઊભી રહે ! ! (રાજાની પાસે આવ્યો પણ રાણાનું ધ્યાન તે પર ન ગયું તેથી) અરે પ્રભુ ! તું શું કરવા બેઠો છે ? ભૂંડા દુકાળમાં અધિક માસ કાં આણે છે ?! બાપડો રાણો પોતાના દુઃખમાં દટાઇ ગયો છે, ને તેમાં પાપડી ભગતી એળો પણ બફાઇ ગઇ છે, એવામાં વળી તેને ચિતભ્રમ કાં પેદા કર્યો ?! ( પાસે જઇ પ્રકાશપણે ) બાપજી ! આ એક કાગળ આવ્યો છે, તે લ્યો ઉકેલો.

---

૧. પાંગળો.

**પ્રતાપ૦**—( તેના સામું જોઇ ) હેં ! કાગળ કેવો !

**વિદૂ૦**—કેવો તે આ હું આપજીને આપું છું એવો; દિલ્લી ભણીથી કોઇ કાસદ આવ્યો છે, તેણે એ આપ્યો છે.

**પ્રતાપ૦**—એમાં શું જોવું છે ! એવા તો એકસો ને આઠ દિલ્લીએથી આવી ગયા, તેમાં શું અજવાળું દેખ્યું, કે દેખવાના હતા !

**વિદૂ૦**—મહારાજ ! એમ મા બોલો; ઘડપણમાં ઘર માડતાં મહાદેવને રાખવું હોય, તો કુળ અજવાળે એવો કલૈયો[1] આપે છે !

**પ્રતાપ૦**—કુળ અજવાળામાં ! આકડો વાવી કેરીની આશા કોણ રાખે, તેમજ કાજળની દાબડીમાંથી લાલ આંગળાં થવાની આશા શી રાખવી !

**વિદૂ**—આપજી ઠરૂં કહો છો; પણ પ્રભુને પાંશરૂં પાડવું હોય, તો સમળીનો માળામાંથી સાપને બદલે હીરાનો હાર નીકળે, ને વાંજોનું વાંકું[2] હોય તો કોથળીમાંથી કાળો નાગ નીકળે ! માટે એ વાતનો ધોખો[3] ન ધરીએ.

**પ્રતાપ૦**—ત્યારે તારી શી મતલબ છે ?

**વિદૂ૦**—મારી મતલબ તો હમણાં કશી નથી. પણ આ પત્રની મતલબ શી છે તે આપ ઉકેલી જુઓ, તો આવેલા કાસદને ઉત્તર આપી ધાન પાણીવાળી ધરતીમાં સવેળા પહોંચતો કરાય; નીકર તે આંહિ ઝાઝીવાર રહેશે, તો આ નિર્જન વન છોડી તેને જવાનું મન નહિ થાય; એથી આપણો ઉત્તર અટકી રહેશે !

**પ્રતાપ૦**—એ પત્રમાં શું છે તે તું જ વાંચ, હું સાંભળું છું.

**વિદૂ**—શું આમ ઊભા ઊભા ફરતા ફરતા ઊંચે જીવે સાંભળશો ? જરા બેસો ને મારા સામી મીટ માંડો, હું પત્ર વાંચી સંભળાવું, પછી ઘટે તેવો ઉત્તર લખી આપો.

**પ્રતાપ૦**—લે ભાઇ લે ! આ બેસું છું, વાંચ હવે.

**વિદૂ૦**—આપને જોતા જોતા હું અહિં આવ્યો તેમાં મારા જોવામાં આવ્યું કે, આજ આપનું ચિત્ત સ્થિર નથી, માટે જીવ ઠેકાણે રાખી સાંભળજો. આ હું બીડો ફોડું છું.

[ પત્ર ઉકેલી વિદૂષક વાંચે છે. ]

---

૧ રમતો ગમતો પુત્ર. ૨ વાંકુ નસીબ. ૩ બીક.

(કુંડળિયા છંદ.)

સ્વસ્તિશ્રી તે સ્થાનને, જ્યહાં વસે પરતાપ,
પૂજ્યારાધે ક્ષત્રિનો, ઉદયસિંહસુત આપ;
ઉદયસિંહસુત આપ, છાપ રાણાની રાજે,
ક્ષત્રી પરમ પવિત્ર, જેહ કળિયુગમાં આજે;
કુળ વિશુદ્ધને કાજ, લાજ માટે તજિ વસ્તી,
ખો'માં ખાંતે વસ્યો, હજો તેહું સૌ સ્વસ્તિ. ૧

દિલ્લીથી લખીતંગ હું, પૃથીરાજ પ્રિય પ્રાણ!
પ્રીતે લખું છું પત્રને, તે તું ઉરમાં આણ;
તે તું ઉરમાં આણ, ભાણવંશી સીસોડા!
રજપૂતોમાં જડે નહીં તારા કહિં જોડા!!
રહ્યો વાઘ વિણ દાઘ, બન્યા બીજા સૌ મિલ્લી,
સલામ શા'ને[1] કરે, રજપુતો આવી દિલ્લી. ૨

રે! આવ્યો અકબરકને, પ્રતાપ તારો પત્ર,
તેં નમ્યું આપ્યું તેહને, રહિ જંગલમાં તત્ર,
રહિ જંગલમાં તત્ર, પત્ર અત્રે પ્રેરવિયો,
તે શાહે સર્વમાં, કૂલ્ય ધરિને ફેરવિયો;
રે કરણી કરતાર! દિવસ આવો શું લાવ્યો?!
થવા જવનને શરણ પત્ર રાણાનો આવ્યો! ૩

તુજથી રજપુત નામને, છે શોભા શુભ વીર!
તુજ પાણી વખણાય છે, ઉતર્યાં સૌનાં નીર!
ઉતર્યાં સૌનાં નીર, બીજ ક્ષત્રીનું બગડે,
રાખ્યું તે તેં શુદ્ધ, વસ્તિ તજિ વસિને વગડે;
અનમી ટેકી રહ્યો, મ્લેચ્છ સામે નિજ સૂઝથી,
ક્ષત્રિ-વંશ શુદ્ધની આશ છે સૌને તુજથી. ૪

આશા એ થઈ ફોક શું?! હમીરવંશજ![2] આજ,
દિલ્લીપતિને શરણ થઈ, ખોવા બેઠો લાજ!
ખોવા બેઠો લાજ, કાજ કે'વાના કુડું,

૧ બાદશાહને. ૨ હમીરનાવંશમાં જન્મેલો.

હવે ક્ષત્રિનું થશે કેમ કરિ ઊંચું મૂડું ?!
રે પરતાપ પવિત્ર, ઢંગ માંડ્યા તેં આ શા ?!
છેક ન હિમ્મત છોડ, ક્ષત્રિને છે તુજ આશા. ૫

અકબર-હુરમ-બજારમાં,[૧] બાકી હતું મેવ ડ,
તે લૂંટાવા આબરૂ, શું પડ્યું જઇ એ ખાડ ?!
શું પડ્યું જઇ એ ખાડ, કીર્તિને કાળી કરવા!
જશ ઝળકાવી જગત, અંત ધૂળે તે ધરવા!!
વિચાર વાલા વીર! નાશ પામ્યા નર શક્કર,[૨]
એ નથિ અમર કદાપિ બાદશા' છે જે અકબર. ૬

તો શાને આફત થકી, ડરિને કરિ પરિતાપ,
નાશવાનની આશ ધરિ, ટેક તજે પરતાપ!
ટેક તજે પરતાપ, બાપ! તું શાને બળિયા,
ટેક તજે તે પુરુષ, ગણતરીમાંથી ગળિયા;
ટેક ધારિને અત્ર, દેવસમ દુનિયા માને,
ક્ષણિક જગતથી ડરી, ટેક તવ તજવો શાને? ૭

અરિ એ મરિ જગથી જશે સરી[૩] જશે એ રાજ,
ખરિ કીર્તિ ભરિ વિશ્વમાં, નરિ[૪] રહેશે તુજ કાજ;
નરિ રહેશે તુજ કાજ, નામના નિશ્ચળ તારી,
માટે મારા વીર! ધીર ધરિ ન જતો હારી;
સરખા નથિ દિન સર્વ, કેમ ફીકે મુખ કરિયે?!
કસિ જોવા તુજ ટેક, તાપ તપવ્યો છે અરિયે. ૮

તેં તારી મર્દાઇથી, સમ તરવારે એક,
શુદ્ધ ક્ષત્રીબી રાખવા, ધર્યોછ ધીંગો ટેક;
ધર્યોછ ધીંગો ટેક, સૂર્યવંછી સીસોદા,
થયા અને વળિ થશે, તું સમા જગમાં થોડા;
હરિશ્ચંદ્ર એક થયો, સૂર્યવંશી સતધારી,
જે ટેકી સસંતો, ટેકિ ત્યમ જાત જ તારી. ૯

ફણગો તારો ફૂટશે, શુદ્ધ બીજનો શૂર!

૧ બેગમબજાર. ૨ જેના નામનો શક ચાલે એવા ૩ નાશ પામી જશે.
૪ નરદમ—ચોખ્ખેચોખ્ખી.

મ્લેચ્છ રાજ આ તુટશે સમજ ઉદાસુત ઊર;
સમજ ઉદાસુત ઊર, ક્ષત્રિ વાંછે છે એવું.
મળી તને મેવાડ, માન મહિપતનું દેવું;
કો દિ જવન-રાજમાં ઊડશે ચડાવો ચણુગો!
પછિથી પરમપવિત્ર, ફૂટશે તારો ફણુગો !! ૧૦

માટે મારા પ્રાણપ્રિય, પરમ પ્રવીણ પ્રતાપ!
ઉત્તર આ મુજ પત્રનો ઉદર વિચારી આપ.
ઉદર વિચારી આપ, આશ રજપુતને તારી,
તારા ટેકે શાહ ગયો છે બહુ બલિહારી;
પાઠવ પ્રીતે પત્ર, રહે ક્ષત્રી ન ક્યારે,
દસ્કત તુજ દર્શાવ, પ્રાણપ્રિય મારા માટે. ૧૧

[ પત્ર વંચાતાં જેણે વારંવાર પોતાનો જુસ્સો દાબી રાખ્યો હતો એવો પ્રતાપ એકદમ પગ ઠોકી ઊભો થતાં કહે છે. ]

પ્રતાપ૦—ધિક્કાર છે સોનાને સ્યામતા આપનાર વાનરમુખ પત્રના લખનારને!!! કદી તેણે મારૂં હિત ધારી એ કસબ કર્યો હશે, તોપણ તેણે શત્રુની ગરજ સારી છે. કહ્યું છે કે—

" पंडितोऽपि वरं शत्रुर्न मूर्खो हितकारकः
वानरेण हतो राजा विप्राश्चौरेण रक्षिताः "

નર કે વાનરે ગમે તેણે કાગળરૂપી અપજશની કટાર પ્રતાપના કાળજામાં ખોસવાનું કર્યું, પણ ધન્ય છે પ્રિય પૃથિરાજને કે જેણે મને ચેતાવ્યો! ( ક્રોધ કરી ) જોયા શું કરે છે! લખ, કે પ્રતાપના નામનો પત્ર લખનાર નર નહિ. પણ વાનર છે; ને તેવા દશે તેણે જ તે વાત સાચી માની છે. એમ સૂર્ય સામે ધૂળ નાંખે તે આંખો ચડાવો નથી? લખ એટલું, પછી સહી કરી આપું છું.

[ વિદૂષક પત્ર લખવા જાય છે. ]

પ્રતાપ૦—(પરિક્રમણ કરતાં) ઓ કર્તાર! સૂર્યવંશી સીસોદિયાની આ વેળા લાવવી તને ઘટતી નથી! રે, સસલાએ સિંહને, કાગડાએ ગરુડને ગાંજ્યો સાંભળ્યો નથી; તેમજ સીસોદિયાના પાટવીને તેના કોઇ પણ શત્રુએ નમાવ્યો સાંભળ્યો નથી: પણ તે કલંકની ઘડી

હે હરિ, તેં આ ભાગ્યહીન પ્રતાપને માટે આણી તેના કુળનું પાણી ખોવાનો બનાવ બનાવ્યો ! હાય હાય !! મારે હવે આ જગતમાં જીવવું જોયતું નથી ! રે ! જીવવું તે શું માત્ર અપજશ જોવાને ! નાક કપાતાં પહેલાં ધડથી માથું જુદું થવા દેવું હજારગણું સારૂં છે. સોહામણ મનુની કાયામાંથી ચણાપૂર નાક ગયું તો પછી શું રહ્યું ? રે હાય ! તેમ થયું ! ! ખરિયાનું પાણી ગયું ! હવે જે રહ્યું તે મારા ખપનું નથી. જવનના સામો જઇ નીચો વળી સલામ કરવાને પ્રતાપ કબુલ થયો આ કલંક શું જે તે છે ?! અરે પ્રભુ ! જો તારે આવો દી લાવવો હતો, તો આ પેઢીનું પુણ્ય પરવારેલા રાજકુટુંબને સંકેળા સંકેલી લેવું જોયતું હતું. રાણીઓ ને રાજપુત્રો એ સર્વેને એક ચિતામાં સુવાડવાનો જોગ એકી ઘડીએ લાવ્યો હોત તો તે સંકટ હું સહી શકત; આ કાયામાં કારમો રોગ મૂક્યો હોત તો તે પણ વેઠી શકત; પણ આવાં કાળાં કલંકના કોવાડા હું સહી શકતો નથી ! હર ! હર ! હર ! ! ( ઉભો થઈ આકાશ સામું જોઈ ) ઓ જગતના સંહાર કરનાર મહારુદ્ર[1] ! આ વેળા તારો રૌદ્રરસ[2] રેડી આ પૃથ્વીનો પ્રલય કર ! ને આ બગડેલી બાજીનાં સોગઠાં ઉઠાવી લે ! ! ઓ મેઘરાજ ! તારો મહાપ્રલયનો મહિમા જણાવી આ અવની ઉપર જામેલો પાપનો કાંપ ધોઇ નાંખ ! ( સૂર્ય સામું જોઈ ) ઓ સૂર્યદેવ ! તું તારી સોળે કળાથી તપી વિશ્વમાં વિસ્તાર પામેલા અનીતિના વેલા બાળી ભસ્મ કરી નાંખ ! ( માથું ધુણાવી ) રે, સો ગંગાજળ સ્નાન કરતે ન ભુસાય એવો કલંકનો કાળો ડાઘ બેઠો, એથી વધુ દુઃખ બીજું કયું આવવાનું હતું ? રે, જે જગોમાં રહી લાજને માટે ન ખમાય એવાં સંકટ સહન કરતે પણ આબરૂને આળ આવ્યું, તો એવી ભૂમિમાં રહે આગળ ઉપર શો ભો નહિ આવે તે સમજાતું નથી. હજાર ભય આવી ચૂક્યાં, પણ તેથી આ પ્રતાપ ભીરુ બન્યો નથી, પણ આ ભોએ તો કાળજું એવું હબકાવ્યું છે કે, હવે આ દેશ છોડી પરદેશ જવું એમાંજ શોભા છે. સગા અને સામંતોને ખબર કહાવવી કે, પૂર્વજોની પૃથ્વીમાં પાપીઓના પગ ફરવાથી તે દોષિત થઇ છે, માટે એમાં નિર્દોષ રહી શકવાના નથી; કાંઇ પણ ચાંદુ આવ્યા વિના રહેવાનું નથી, માટે જેને ઊજળા રહેવું હોય તે સવેળા ઉચાળા ભરી હાલજો.

---

૧ મહાદેવ. ૨ ક્રોધાગ્નિનો ઉકળતો ( લાવા ) રસ, ભયંકર રસ.

[ વિદૂષક પ્રવેશ કરે છે. ]

વિદૂ૦—( પ્રવેશ કરતાં )મહારાજ પશ્ચાતાપ પછી કરજો, પણ આ પત્ર ઉપર સહી આપો,

પ્રતાપ૦—( પત્ર લેતાં ) કો કદી પણ આ હૃદયમાં નમજો ઘા ઘુંચાયલો, ને તેનો શ્વાસ આ મુખ વાટે જરા બહાર નીકળ્યો હશે; રે, કર્મવડે નહિ પણ મનવડે કાંઇ પાપ કરાયું હશે, તો તેને લીધે દેશત્યજવાની ઘડી આવી, જેનો પ્રતીકાર[1] આજ કરવો પડે છે!

[ સહી કરી આપી પત્ર વિદૂષકને આપે છે. ]

વિદૂ૦—બાપજી! સાચું કહ્યું; મારા આત્માની ગેરહાજરીમાં પરમાત્મા જાણે કે, કેવો પવન માથામાં ને કાળજામાં પેશી જાય છે કે, તેથી નીપજતી વાત ના કહી ભલી છે!

[ બન્ને જાય છે ને થોડો કાળ વહી જાય છે. ]

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ-સિંધના રણની સરહદ ઉપરની એક જગો.

### પ્રતાપસિંહ, તેનો પ્રધાન, વિદૂષક, બીજા થોડા સીસોદિયા ને પાછળથી ભામાશા.

પ્રતાપ૦—કુળની આબરૂને માટે મેવાડને છેલ્લા રામરામ કરી મારે પગલે પગલાં માંડેલા સીસોદિયાઓ! મને આશા નહોતી, કે જવનરૂપી રાહુએ ઘેરાયલા પ્રતાપને પોતાનો દેશ તજી દૂર વસવા જતાં તમો તેના સંગી થશો, પણ ઓ કુળની આબરૂના જતનને માટે વતન તજવા તૈયાર થયલા બાપા રાવળના વંશજો! ઊંડા અસહ્ય ક્યાંના તે વિચારો. ધરતી માણસને ઓળખાવતી નથી; પણ માણસ ધરતીને ઓળખાવે છે. પરાક્રમી પુરૂષે જે પૃથ્વીમાં પગ મૂક્યો તે ધરતી ધીંગી ગણાય છે. રે! ખમીશકાય ન ખમે એવાં દુઃખ અને ભયાનક સ્થાનમાં રહેવાથી પરાક્રમ ઉપર પડદો ફરી વળે છે, ને પૂર્વનો જમાવેલો જશ ઝાંખો થઇ જાય છે, તથા પરાક્રમનો નવો પ્રકાશ પ્રકાશવાનો જોગ આવતો નથી; પણ એવા દાહૂસ્થાનમાંથી નિર્ભય સ્થળે

1. ઉપાય.

જઇ વસતાં પરાક્રમનું પાણી નિરુપદ્રવે એકઠું કરી શકાય છે, ને તેથી નવી જ નામના મેળવી શકાય છે; જેમકે—

( ઉપજાતિ વૃત્ત. )

ઉપાધિવાળા સ્થળમાં વસ્યાથી,
પ્રકાશ દાખી ન શકે કશાથી;
રાહુ ગ્રસે સૂર્ય ખસે પ્રકાશે,
રહે ત્યહાં રાહુ સમો જ ભાસે. ૧

સૂર્ય કે ચંદ્ર ગતિ કરી આગળ ગયા વિના લાગેલા ગ્રહણથી મુક્ત થતા નથી; તેમજ આણસ પોતાના વતનમાં શત્રુના ઘેરામાં ઘુંચવાઇ રહી કશું તેજ ઝળકાવી શકતો નથી. આ મારી ધરતી એવું અભિમાન રાખવું એ ઠીક છે, પણ એ હમેશાં સુધીની આપણી નથી; માટે તેનો મિથ્યા મોહ રાખવો નહિ. તેની રીત સતીના જેવી નથી, પણ તે બળિયાની બઈરી થઇ બેસે એવી ઢંગવની જબરાની જોરૂ છે! કહેવત છે કે—"ધીંગાની ધરતી;" માટે એને શાપ્ય જેવી જાણી તે ગયાનો–તેને તજ્યાનો હરખ શોક રાખવો નહિ. સતી પરહર ગમે પ્રાણ ત્યાગે, પણ સામાને કામ ન લાગે, પણ આ કંઇ એવી નથી; માટે આપણે જ્યાં આપણી બાપદાદાની આબરૂ જાળવી શકીએ તે આપણું વતન, ને તે જ આપણો દેશ, ને તે જ આપણી પૃથ્વી. હરિ સાનુકૂળ હશે તો નિર્ભય જગોએ જઇ રહેતાં છાજમાંથી મોટું રાજ મેળવવાનો વખત આવશે. રે, ગયું રાજ, ગઇ પૃથ્વી, ગયો પૈસો એ સૌ પાછું આવશે, પણ કુળની ગઇ પવિત્રતા કો કાળે પાછી આવનાર નથી; માટે આ રણની પેલી કોર મીઠા* મહેરામણના બેટમાં આપણો કીરમજી ઝુંડો રોપવાનો મેં નિશ્ચય કર્યો છે, તે તમને પસંદ પડે છે કે નહિ તે બોલજો. તમો પોતીકા પરિયાના પવિત્ર પાણીમાં જવનના જળનો છાંટો ન પડે માટે પ્રતાપના તેડયા પોતાનાં ઘરબાર, જમીન જાગીર, પડ્યાં મૂકી પોતાના પરિવારને લઇ પાંશરા ચાલ્યા આવ્યા છો, તો તેથી તમને હાલ તરત તો કશું સુખ નહિ મળે; પણ ચળે નહિ એવી તમારી જડ એ એકાંત સ્થળમાં બા-

* સિંધુનદી. સિંધુનદી મોટી વિશાળ છે, માટે એને ઘણા લોકો મીઠો મહેરામણ એટલે મીઠા પાણીનો દરિયો કહે છે.

જશો, ને તમારી નામના પાછી આખા આર્યાવર્તમાં ગાજશે!

રે! શત્રુથી પોતાના પરાક્રમનો પ્રકાશ ઘેરાતાં કોણે પોતાનું સંસ્થાન નથી તજ્યું? મોટા જગત્પ્રસિદ્ધ પ્રભુ જેવા મનાતા પુરુષોએ તજ્યું છે. રે જુઓ,—

( શાર્દૂલવિક્રીડિતવૃત્ત. )

પ્રખ્યાતું નિજ પાટ[1] કાળયવને ઘેર્યું ગણી શ્રીપતિ,
પોતે લૈ પરિવાર આપ વસિયા જે બેટ દ્વારામતી;
તો મેવાડ તણા[2] અરિ અકબરે ઘેર્યો થકી હું તથા,
સિંધુને શુભ બેટ જાઇ વસવા ઇચ્છું છું એ ના વૃથા.

શ્રીકૃષ્ણ જેવા ઇશ્વરના અવતારરૂપે ઓળખાતા પુરૂષે જે રસ્તો લીધો છે, તે રાહે ચાલતાં આપણને શી શરમ છે? રે, મેં જે ધારણા ધારી છે તેનો સંકેત સારો જ છે. માટે આપણે હવે મેવાડ સામી નજર માંડવી નથી એમ ગણીને તે તરફનો કાંકરો કાઢી નાખો.

સીસોદિયાઓ.—મહારાજે જે ભાષણ ભાખ્યું તે ખરૂં છે. મેવાડમાં જનનમાં ઘોડાંના ખર ફરે ત્યાંસુધી તે ધરતીનું ધાનપાણી અમારે અગ્રાહ્ય[3] છે. બાપારાવળના કુળનો રાજવી ત્યાં જ અમારૂં ઘરબાર અમે ગણીએ છીએ. મહારાજની આજ્ઞા પ્રમાણે અમે આજ લગી વર્ત્યા છીએ, ને વર્તીશું. અમને આશા હતી કે, પ્રભુ કંઇ પાંશરૂં પાડશે; પણ ધણીનું ધારેલું થયું નહિ, તો તેની તેમ જ ઇચ્છા હશે. આપે જુક્તિ બતાવી તે અમારે આડે અંગે કબુલ છે. મહારાજ પહાડપર્વતમાં આ કોતરથી પેલે કોતર પરવારને લઇ રખડયા એ દુઃખ અમારા અંતરમાં રાત દહાડો ધુંધવાયા કરતું હતું, પણ તેનો કશો ઉપાય કોઇના હાથમાં રહ્યો નહોતો. બળિયાઓ બાહુબળ દાખવી વિષમ વેળા આવ્યા પહેલાં સ્વર્ગે સંચર્યા, ને જે રહ્યા તે મહાસાગરના મોજામાં તલના દાણા વેરાયા જેવા હતા, એકલે નજરે દુઃખ જોવું પડયું!

પ્રતાપ૦—રે, એ તલના દાણા ન સમજશો! વડવાનળના[4] અંગારા છે એમ માનજો! તે એકત્ર થતાં કોઇ દહાડો એ આખો દરિયો સફાચટ કરી દેશે! પણ હવે ઘોડે જીણ નાંખો; સેના સંગ ક-

1 મથુરા. 2 તેવા. 3 અગ્રાહ્ય—નહિ ગ્રહણ કરવા જોગ્ય. 4 મહાસાગરમાં રહેતો અગ્નિ.

શી બાંધો, ગઇ કાલનો અહિં કરેલો મુકામ હવે ટાઢેપહોર ઉઠાવો; તાણેલા પાલની મેખો ઉખાડો; રણનો રસ્તો વિકટ છે, માટે જે જોઇએ તેની તજવીજ રાખો. આ રણમાં રૂપિઆનું રૂપિઆભાર પાણી મળવું મુસ્કેલ છે, માટે સૌથી પહેલી તેની ફિકર રાખજો, રખે તે ભુલતા !

શીસોદિયા.—મહારાજની આજ્ઞા પ્રમાણે હવે તે જ કરીએ.

[ ઘોડાઓ ઉપર સાજ નાંખી તંબુઓ વગેરે ઉઠાવી તૈયારી કરે છે. પ્રતાપસિંહ પોતાને ઘોડે અશ્વાર થવા પેગડામાં પગ મુકે છે, એવામાં વેગળેથી પૂરવેગમાં ઘોડો ફેંકતો કોઇ અશ્વાર આવે છે. ]

પ્રતાપ૦—સલુંબરાજી ! ઓ પેલો વેગેજેં કમાનમાંથી તીર છોડ્યો હોય એવા ઘોડા ઉપર આવતો કોણ જણાય છે ? !

જેતસિંહ.—મહારાજ, કોઇ આવે છે ખરો. રે ! તે હાથ ઉંચા કરી આપણને થોભાવવાને ઇસારા કરતો હોય એમ જણાય છે ! જરા થોભો.

વિદૂ૦—ઇસારા શું ? તેણે ચીસ પાડી તે તમે સાંભળી કે નહિ ? મેં તો સાંભળ્યું કે—"ખડે રહો, જાતે હો કહાં" ? ! શું દુઃખનાં દરિઆમાંથી કિનારે આવેલું કોટિયું ઊંધું વાળવા કોઇ લાંબી દાઢીવાળો આવે છે કે શું ? ! હા, હા; તેમજ હશે; માટે આપણાથી જે દિશામાં જેમ નસાય તેમ નાસો, કે આવે છે તેને આવતાવારને કશી પૂછપાછ કરયા પહેલાં પરલોકમાં પહોંચાડી દો ! મારીને આંહિને આંહિ દાટી દો, કે સોબતીને આપણે કયી દિશામાં ગયા તેની ખબર કહેવા જવા ન પામે ! !

પ્રતાપ૦—સલુંબરાજી ! જુઓ, જુઓ ! તે તીર વેગે આવી પહોંચ્યો !

જેતસિંહ.—હા રે હા; તે કોઇ આપણો દેશી જણાય છે !

વિદૂ૦—દેશી કે દ્વેષી કેમ જાણીએ ?

અશ્વાર૦—(બૂમ મારી) ઓ મેવાડના મુગટ ! તારે આમ કરવું ઘટતું નથી ! રે, તું તારાં ઘોડાંના તંગ ઢીલા કર ! ને આગળ પગ ન ધર ! !

પ્રતાપ૦—(આશ્ચર્ય પામી) આ નવાઇ ઉપજાવે એવો નર ઘોડ

ભર્યો કોણ આવે છે તે વર્ત્તાતું નથી।

જેતસિંહ.—મહારાજ, મને પણ એ કોઇ—છે આપણો, પણ વર્ત્તાયો ન જાય એવો જણાય છે.

[ એટલામાં તે અશ્વાર ઘોડેથી ઊતરી દોડતો આવી પ્રતાપસિંહને ભેટી પોતાના આંસુથી તેને ભીંજવી નાંખે છે. તે જોઈ સીસોદિયાનું દાળ્ઉં આશ્ચર્યે સ્તબ્ધ થઈ તેને જુએ છે. ]

પ્રતાપ૦—(તેને ઓળખી) શું ભામાશા ?!

ભામાશા.—હા, મારા અન્નદાતા !!

[ પછી છુટા થાય છે. ]

પ્રતાપ૦—ઐશ્વર્ય છોડીને મૂકી બહારવટે નીકળ્યા છો, એ વેશ વેશ ભર્યા આ ઉજડ જગોએ કાં આવ્યા ?

ભામાશા.—મારા માથાના મણિ ! આપ જેવા માથાના મણિ જતે મારે શું ઉગર્યું, કે માણસોમાં મોં દેખાડી ફરવું ! રે, આપ વિના આ ભામો નકામો જામો ખીલીએ ભેરવી મૂક્યો હોય એવો જાણજો ! રે, અમારી શોભા જગતમાં ઝળકાવનાર સીસોદિયા કુળના રાણા જ છે. આ દેહ તેમના કણનો જ બંધાયલો છે; તે કુળના પાટવી મેવાડ છોડી જતે ભામાશા તેમાં શી રીતે રહી શકે. એ આપ વિચારી જુઓ.

પ્રતાપ૦—શા ! અકબરને એન પ્રતાપના કુળની લેવી છે, તમને કાંઇ તેનું નડતર નથી; તો તમે તમારી મોજે ખાઓ પીઓ ને મોજ મારો. મેવાડમાં તમારૂં જામેલું ઘર શાને ધૂળધાણી કરો છો?

ભામાશા.—એ જમાવ બાપજીની બહોળા દિલની રેલાયલી રહેમિયતનો છે. ભામાની જડ સીસોદીયા રાણાના કારભારના સુંદર સરોવરના મીઠા પાણીથી જામેલી છે, તે આ વખતે એ મીઠા મહેરામણ સૂકાતે તેનાથી અળગો રહી અલખતનો લહાવ લેવાનો નથી, પણ જેનાથી તેની જડ જામેલી છે તેના ફરી જમાવને માટે તે પોતાનું સઘળું સત્વ બાપજીના આગળ ધરવાને આવ્યો છે; માટે જ્યાં સુધી બાપજીને બાપજીનું ભામા પાસ રહેલું બરકત આપે ત્યાંસુધી બાપા રાવળનું મેળવેલું મેવાડ મૂકવું જોઇતું નથી.

પ્રતાપ૦—રે, તમે શું બોલો છો ?! ફાટેલી ભીંત ઇંટ ચુનાથી

સાંધી લેવાય, પણ ફાટયો આભ સાંધ્યો ગયો જાણ્યો છે શું ? રે, પડતો પહાડ વાંસનો ટેકો શી રીતે ઝીલી શકે ? જે હરકત ટાળવા અરે ! જવનને ખાળવા સીસોદિયાઓના સંચેલા ખજાના ખાલી થઇ ગયા, ગાંઠનું ખાઇ ચાહીને ચોંટયા રહેનારા બહાદુરો ઘરબાર તારાજ કરી દેતે પણ ટકી ન શકયા. તો તમે હવે શા સારૂ આભે જવાળ અડેલા અગ્નિમાં ગાંઠની ગાગરનું પાણી મહેનતનું મેળવેલું પીવાનું પાણી રેડી કશો ફાયદો ન જોતા તરશે પગ તરફડાવાનું સાહસ કરો છો ?

ભામાશા૦—બાપજી ! સીસોદિયાના માનસરોવરનું સંઘરેલું પાણી જો સાચી દાનતનું છે, તો તે એક વખત આભે અડેલો ભડકો ઓલવી નાંખશે, ને જે જગ્યાએ મશાણ જેવું મેદાન થયું છે, ત્યાં મનને મોહ ઉપજાવે એવી નવપલ્લવ વાડી કરી આપશે !

પ્રતાપ૦—અરે ભામાશા, શું બોલો છો ? !

ભામાશા૦—બાપજી, હું ખરૂં કહું છું.

પ્રતાપ૦—તે શી રીતે ?

ભામાશા૦—બાપજી, નજરે જોશો તે રીતે.

પ્રતાપ૦—તમે નજરે શું બતાવો છો ?

ભામાશા૦—ઓ મારા માથાના છત્ર ! મને વચન આપો; તો હું આપ આગળ મારૂં પેટ ખોલી વાત કરૂં.

પ્રતાપ૦—વચન શી વાતનું માગો છો ?

ભામાશા૦—બાપજી, રાજીખુશીથી હું જે કંઇ ગાંઠવેલું માગી લઉં તે વાતનું.

પ્રતાપ૦—જાઓ વચન છે, જે બોલો તે મોંમાં માય એવું બોલજો.

ભામાશા૦—બાપજી ! શું માગું ? આપના પ્રતાપથી—સીસોદિયા રાણાઓની રહે બરકતથી મારે લીલા લહેર છે; એ કુળમાં કેર થતે મારા સુખમાં ઝેર પડયું છે ! માટે બે હાથ જોડી માગી લઉં છું કે—સીસોદિયા રાણાઓની છાયામાંથી જે કંઇ બેરોગારો ભામાના ઘરમાં આવેલું છે, તે પોતે આ વખતે અંગીકાર કરી અણી વખતે અર્થ સારશો. જો કે આ માયા મોટી નથી, તોપણ પચીશ હજાર જોદ્ધાઓ એમાંથી બાર વરસ સુધી પલવાશે એવો મેં હિસાબ ગણેલો

છે!! ઘડીપળની ખબર નથી, તો બાર વરસસુધીમાં શું નવું જૂનું નહિ થાય? કહ્યું છે કે—

(દોહરા.)

"ઉજાડ ખેડાં ફરિ વસે, નિર્ધનિયાં ધનિ હોય;
ગયાં ન જોબન સાંપડે, મુઆ ન જીવે કોય.
સંપત ગઇ તે સાંપડે, ગયાં વળે છે વાંણ;
ગત અવસર આવે નહીં, ગયા ન આવે પ્રાણ."

માટે ઓ મારા અન્નદાતા! તારાં ઘોડાં મેવાડને માર્ગે પાછાં વાળ, ને એક સારૂં સૈન જલદી જમાવી આવેલું ધર્મ સંકટ ટાળવાને આગળ થા!

સર્વેજણા.—શાબાશ ભામાશા! ધન્ય છે તમારાં માતપિતાને!!

[સર્વે પાછા ફરે છે, ને કેટલેક વખત વહી જાય છે.]

## પ્રવેશ ૨ જો.

સ્થળ-દિલ્હીમાં અકબરબાદશાહના બાગનો બંગલો.

અકબર, ખાનખાનાન, ફરીદખાન, પૃથિરાજ તથા થોડા બીજા ખાસ.

અકબર.—ખાનખાનાજી! મેવાડમેં બડી દરહમબરહમ[1] હો રહી હોવે ઐસા માલુમ હોતા હૈ.

ખાન૦—હાં જહાંપનાહ, ઐસી ગડબડ સુનનેમેં આતી હૈ સહી.

પૃથિરાજ૦—એની ગડબડ શું? તે સો વસા સાચી છે; વાગતું વાગતું માંડવે આવશે ત્યારે એની મેળે જણાશે!

ખાન૦—બંદેનવાજ! માનો વ ન માનો મગર મેવાડકે રાજપૂત કોઇ અજબ આદમ હૈં ઉસમેં શક નહીં!

અકબર.—આપ સચ કહતે હો.

ફરીદ૦—જહાંપનાહ! મૈં તો વહાંકે રાનાકી આંખી છબી દેખને હી ઇકરાર કર ગયાથા કિ, વો કભી જેર હોનેવાલા નહીં હૈ! કભી પાયમાલ હો કે પાયતખ્ત છોડકે પહાડોંમેં પડા હૈ ઉસમેં ક્યા હુ-

[1] ઉથલપાથલ.

વા? મગર જહાંતક ઉસકે દમમેં દમ હૈ વહાંતક કોઇકી મિસલ વો લગને નહીં દેગા ઐસા મૈં માનતા હૂં.

**અકબર.**—અજી, મિસલકી બાત કયા પૂછતે હો! મિસલ તો સોલેઆના લગ ગઇથી, મગર ખુદા માલૂમ કયા હુવા?!

**હજુરી.**—( પ્રવેશ કરી એક પત્ર પાદશાહને આપતાં ) બંદેનિવાજ, યહ કાગજ લીજિયે, કોઇ કાસદ લેકે આયા હૈ.

**અકબર.**—( કાગળ લેઇ ) જો હોવે ઉસકો અંદર આને દો.

**હજુરી.**—બહુત અચ્છા, બંદેનિવાજ!

[ કાસદ પ્રવેશ કરી બાદશાહને સલામ કરી ઊભો રહે છે. ]

**અકબર.**—( તેના સામું જોઇ ) કયોં કહાંસે આયા? યહ કાગજ કૈસા હૈ?

**કાસદ.**—જહાંપનાહ! મૈં અજમીરસેં શાહજાદાજી સલીમશાહકા કાગજ લેકે આયા હૂં. મહોબતખાં ઔર શાહજાદાજી દોનોંને મિલકે મુઝે એકદમ ઇધર ભેજા હૈ.

**અકબર.**—જહાંપનાહ! ખુદાકી મેહેરસે તબિયત તો અચ્છી હૈ.

**અકબર.**—કયોં ઐસા અંદેશામંદ બોલતા હૈ? તૂને ઉન્હોંકો દેખે હોંગે, ઔર બાતચીત હુઈ હોગી, ઉસસે કુછ માલૂમ હુવા હોગા કિ નહીં?

**કાસદ.**—બંદેનિવાજ! ચિહરા દેખતે તો તનદુરસ્ત હૈ મગર છબી તેજ નહીં થી; ખુદા માલૂમ બડોંકે દિલકી બાત કુછ બુઝી જાતી હૈ!

**ખાન૦**—જહાંપનાહ! કાગજમેં કયા લિખાહુવા હૈ વો દેખો, ઉસસે જો હોગા સો રોશન હોગા.

**અકબર૦**—( પત્ર વાંચી માંથુ ધુણાવી નિસાસો નાંખતાં ) અબ હો ચૂકા!

**ખાન૦**—બંદેનવાજ! કાગજ પઢતેહિ ગમખ્વાર હોનેકા સબબ કયા હૈ?

**અકબર૦**—કહનેસે કયા ફાયદા હૈ? જો બાત અવ્વલ સુનનેમેં વ પઢને મેં નહીં આઇથી વોહ નજર આગે દેખનેકા અચંબા હુવા હૈ!

ખાન૦—ઐસી અર્ચંબા પૈદા કરનેવાલી બાત કયા હૈ?

અકબર.—અર્ચંબા પૈદા હોવે ઐસીહી બાત હુઈ હૈ! અપને સબ સરદાર ગાફિલ રહે, વ કામ ભી ગાફિલ હોવે ઐસાહી હુવા! સબ કો યકીન[1] થા કિ રાણા આપકા મુલ્ક છોડકે ચલા ગયા, વો ફિર કભી મેવાડમેં પાંવ ધરને નહીં પાવેગા.

ખાન૦—હાં, હાં; રાણા કભી પિછા નહીં ફિરે ઐસી પાયમાલી મેં આ પડા થા.

ફરીદ૦—મેરા શકતો ઉસકી એક હી મુલાકાતમેં દૂર હુવા હૈ!

પૃથિરાજ.—રે, જે આગે મોટા દવ બાળેલા તેમાંનો એક પણ કજળતો અંગારો સાધન મળ્યે શું ન કરે?!

ખાન૦—જહાંપનાહ! ફિર હુવા કયા?

અકબર.—( તેને પત્ર આપી ) કયા હુવા સો યહ ખુત પઢ્કે દેખો.

ખાન૦—( મનમાં પત્ર વાંચી ઢળ ઢાળી ) બંદેનવાજ્ હેરત પૈદા હોવે ઐસાહી કામ હુવા હૈ!

પૃથિ૦—તે અમે શું જાણીએ, ને આ બીજું ખાસ મંડળ પણ શું જાણે કે હેરત કોને કહે છે!

અકબર૦—કયોં રાજાજી! ઐસા બોલતે હો?

પૃથિ૦—જહાંપનાહ! ખરું કહું છું દરબારીઓ છે એ બાદશાહનાં અંગ છે–તેઓ બાદશાહને સુખે સુખિયા, ને તેમને દુઃખે દુખિયા એવી રીત છે, તો આજની હેરતને હૈયામાં રાખી એકલા હેરાન થવું આપને ઘટતું નથી; અમને તેમાં ભાગીઆ કરવા જોઇએ;

બીજાઓ.—હાં જહાંપનાહ! પૃથિરાજજીને સચ કહી.

અકબર.—( જરા હસતે મુખે ) કયોં પૃથિરાજજી! આપકી નિયેમેં ઐસા હૈ?

પૃથિ૦—હાં, જહાંપનાહ! પેટની વાત પેટમાં રાખી રાજકર્તાએ અકળાવું ન જોઇએ.

અકબર૦—ઠીક તબ; સુનો; યહ આયા હુવા કાગજકા મકસદ[2] મેં મેરે આપસેહી કહતા હું, શાહજાદા સલીમ વ મહોબતખાન આજમીરમેં ખુદાકી મેરસે ખેરિયત હૈં, વે વહાંસે લિખતે હૈં કિ,

૧ વિશ્વાસ, શ્રદ્ધા ૨ મતલબ.

દેવરમેં શાહબાઝખાનકી છાંવની થી, વહાં પ્રતાપને એકાએક છાપા મારકે બડી ખુવારી કી હૈ! શાહબાઝખાન પરવરદિગારકી પનાહ સે થોડેસે સવારોંકી ટૂકડી લેકે ભાગે, તિનકી ફુંઆલ રાણાને આમેત તક લેકે સબ મુલ્ક હાથ કિયા હૈ!

ફ્રીદ૦—( ઊંચું જોઇ ) અસ્તકફરૂલ્લા[1]! તૂ પલમેં ચાહેસો કરે!

ખાન૦—ફિર આમેત કે કિલેદારોંકી ભી કતલ કીહૈ, ઐસા હૈ.

પૃથિ૦—( મોં ઠાવકું રાખી ) ગજબ કરી નાંખ્યો જણાય છે!

અકબ્બર.—ગજબકી બાત કયા કુછ કહને જૈસી હૈ ? ! કોમુલ-નેર કબ્જ કરકે વહાંકા કિલેદાર અબદુલ્લાખાં કો ભી કત્લ કિયા! વહાંકા એકભી સિપાહી જીતા ના રહા!!

સરદારો—તોબા! તોબા!!

ખાન૦—પૃથિરાજજી! રાણાને ઉદેપુર ભી લે લિયા, વ મે-વાડ કે સબ કિલ્લે કબ્જ કરકે માનસિંગજીકા માલપુરા ભી લૂંટા હૈ!

પૃથિ૦—( દાઢી મૂછ હાથ ફેરવતાં ) અરે! આ દેહનો શો ગા-રબો છે? "ઘરડા જાણીને જીવવું નથી, ને જુવાન જાણીને મરવું નથી" એમ કહેવું સૌ મિથ્યા છે. હું તો કહેતો હતો કે—

"જલધિ તરિ જનારૂં જોખમાયે કિનારે!"

હજી પણ હિત વિચારીને કહું છું કે, તે આપણને ઉપદ્રવ કર-નાર નથી, તેને તેના રાજમાં સુખે સ્વતંત્રતાથી ઠરવા દો. એ લોહી જુદું છે!

અકબર૦—પૃથિરાજજી! આપ સચ કહતે હો. મૈંને તો મેરે દિલમેં ખૂબ વિચાર કિયા હૈ કિ, રાણા પ્રતાપ ખુદાને એકહી બના-યા હૈ! પરવરદિગારને નેક વ ટેકકા ખરા નમૂના યહી બનાયા હૈ, વોં મૈંને અચ્છી તરહ બૂઝ લિયા હૈ. મુઝે ઉસકા કસ દેખના થા વો અચ્છી તરહ દેખ લિયા હૈ. સુનેકો જ્યોં જ્યોં ભટ્ટીમેં ધરો ત્યોં ત્યોં ઉસકા કસ બઢતા હૈ ઉસમેં કુછ શક નહીં! આદમમેં પ્રતાપ મૈંને ખરા કુન્દન પરખ લિયા હૈ! અબ ઉસકો ઉસકે મુલ્કમેં આપ ખુદ મૈં રહને દઉંગા; તિસકી પીઠ લેનેસે પરહેજ રહુંગા.

ખાન૦—ખૂબ કહી આલમપનાહ![2] આપકા ઇરાદા મુઝે બહુત પસંદ હૈ, જો જો આદમી આપકી ઇજ્જત જિસ બાતમેં માનતા હૈ

૧ પ્રભુ ખોટાં કર્મોથી દૂર રાખે. ૨ દુનિયાનું રક્ષણ કરનાર.

ઉસમેં પાઉં ધરનેકી બાત પરવરદિગારકો ભી પસંદ નહીં હૈ, ઐસા મેરે માનનેમેં હૈ.

અકબર૦—સચ કહી મેરે અકલમંદ ઉમરાવ! અજમીર મેં જો કુછ જવાબ લિખના હો, સો બિચાર કરકે લિખના ચાહિયે.

ખાન૦—હાં બંદેનવાજ! મિજલસ બંધ કરકે જો નિધેમેં આવે સો કિજિયે.

[ મિજલસ બંધ થાય છે. ]

---

## પ્રવેશ ૪ થો.

### પ્રતાપસિંહ, ભામાશા, તેજસિંહ બીજા સામંતો ભાટ, બ્રાહ્મણો, તથા છેવટે વસિષ્ઠ ઋષિ.

ભાટ.—          ( કુંડળિયા છંદ. )

ધન ધન દહાડો આજનો, ચિત્ત સૌને ચળકાટ,
મોજ થઈ મેવાડને, પ્રતાપ બેઠો પાટ;
પ્રતાપ બેઠો પાટ, ભાટના ઉચાટ હરવા,
ક્ષત્રીવટ પર પર્યું, ઘોર અંધારૂં હરવા;
જવનરૂપિ વાદળાં વિખેરી વિલસ્યો[1] તનમન—
સિસોદિયાનો સુરજ, આજનો દહાડો ધન ધન!! ૧

શાખાથી ખાસી રજ્યો, નિર્મળ રાખી નીર,
દુઃખ બહુ સહુ રીતે સહ્યું, પણ નવ વણુસ્યો વીર!
પણ નવ વણુસ્યો વીર; ખીરમાં નાંખી મીઠું,
કાંપણુ એ દઢ ધીર, દેવ જોવે તુજ દીઠું!
મઘવો[2] આપે માન, ગુણ ગણે સહસ્ત્ર અઠ્યાશી[3],
ભાટ બ્રાહ્મણો ભણે, રજ્યો શાખાથી ખાસી! ૨

ક્ષત્રી બોખારી કહે, ધરી મૂછપર હાથ,

---

૧. શોભ્યો. ૨ મઘવા-ઇંદ્ર ( ભાટની ઢબ પ્રમાણે બોલતાં મઘવો ).
૩ ઋષિયો ( ઋષિઓની સંખ્યા અઠ્યાશી હજાર કહેવાય છે ).

છે હજિ આગ જાતિ વિષે, મેવાડો મહિનાથ;
મેવાડો મહિનાથ, મણિમાં પારસ જેવો,
પર્વતમાં પ્રખ્યાત, હોય હીમાચળ એવો;
એનું કુળ અવનિને[1] આપ કરશે એક છત્રી[2],
એમ માન ધરિ મદે, કહે ખોંખારી ક્ષત્રી. ૩

અકબર દરિયો રેલિયો રજપૂતોને રાજ,
બોળી નાંખ્યાં બળ કરી, રેલાવ્યા મહારાજ;
રેલાવ્યા મહારાજ, લાજ રાખી કો ન શક્યા!
દેખી છોળો છળી, તેહ આગે કો ન ટક્યા!
પણ પરતાપ પવિત્ર રહ્યો તે જળ જ્યમ પુષ્કર[3]!
એને જળ નવ અડયું, રેલિયો દરિયો અકબર!! ૪

[ આ પ્રમાણે ભાટ ચારણો ભભક ભરેલી ભાષામાં રાણાની પ્રશંસાનાં અનેક કવિત બોલે છે; બ્રાહ્મણો આશીર્વચનના અનેક સંસ્કૃત શ્લોક સંભળાવી પ્રાકૃતમાં તેના અર્થ "જે કંઈ છે તે–છે" કહી કહી બોલ્યા જાય છે. ]

**પ્રતાપ૦**—સલુંબરાજી! બંદીજનોને અને બ્રાહ્મણોને મનગમતી મોજ કરાવો.

**જેતસિંહ.**—હા મહારાજ; હવે તે જ કરાવીએ; આપની આજ્ઞાની માત્ર રાહ જોતો હતો. ( ભામાશા ભણી જોઈ ) શા! શેલાં, પાઘડીઓ, ને સોના મહોરો તથા બીજું રૂપાનાણું મગાવવાનો વેત કરો.

**ભામાશા.**—હા મહારાજ, જે જોઇએ તે મગાવું છું; જેને જે ઘટે તે આપી આજનો દહાડો સૌને સાંભરે એવો દીપાવજો.

[ પછી મહેતાને કહી નાના પ્રકારના વસ્ત્રાલંકાર તથા સોના રૂપાના સિક્કા મગાવી રાણાજી આગળ મૂકે છે. રાણાજી સૌસૌની યોગ્યતા પ્રમાણે શિરપાવ કરે છે. ]

**પ્રતાપ૦**—( એક ઉમદા પાઘ લઇ ઊભો થઈ ભામાશા ભણી જોઇ ) ભામાશા! આજના ઉજળા દીનું બધું માન આપને છે!

૧ પૃથ્વીને. ૨ એક છત્રવાળું, ચક્રવર્તી. ૩ કમળ જળમાં કમળ રહે છે પણ તેને પાણીનો સ્પર્શ થઇ શકતો નથી, એ રીતે પ્રતાપ બોળાયા વિના પવિત્ર રહ્યો, એ ભાવાર્થ.

જે શોભા આપે રાણાને આપી છે તેવી તે આપને આપી શકે એમ નથી, તોપણ ફૂલ નહિ પણ ફૂલની પાંખડીની પેઠે તે આપને શોભા આપવા આ ભરી સભામાં પોતાના હાથ ઊંચા કરે છે, માટે આ પાઘ બાંધી તેને શોભા આપશો; તે સાથે આપને બાર ગામ બક્ષીસ કરવામાં આવે છે તે પણ કબૂલ રાખશો.

**ભામાશા.**—( મોટા આદરથી ઉભો થઇ પાઘ લઈ ) બાપજી! સીસોદિયા રાણાની શાખેથી ભામાશાનું કુળ સદા શોભતું આવેલું છે, ને શોભશે જ. આપના હાથની ઉમળકાની પાઘ મને યુવીભદ્ર કરતાં પણ વધુ શોભા આપનારી છે! અને આપ જે માન આપો છો તે આપના કુળની કીર્તિનું અજવાળું છે! આજનો દહાડો એથી જ ઊજળો દેખાય છે! ભામો કંઇ એ ભાર ઉપાડી શકે એવો નથી!

**જેતસિંહ.**—એ ખરૂં, પણ મહારાજે ને અમે આપનો ગુણ વીસરાય એમ નથી. ફરી ગયલું ચક્ર આપ મળો નહીં, ને પાંસરૂં થાય પણ નહિ.

**ભામાશા.**—ધણીનું ધાર્યું થાય છે; એ પુણ્ય પ્રતાપ સૌ બાપાની પેઢીના, એ પેઢીનું લુણપાણી જ એવું છે!

**જેતસિંહ.**—રે, લુણ સેખે લગાડી તમે કોદી કરમાવ નહિ એવા ઊગ્યા!

**પ્રતાપ.**—સહુંભરાજી! હરિની દયાથી હાથથી ગયલી બાજી ઠામ આવી ખરી, પાટનગર ઉદેપુર કર્યું એ પણ ખરૂં, દુશ્મન મેવાડના મેદાન ભણી ફરકી ન ભાળે એટલું કરી શક્યા એમાં સંદેહ નથી પણ રે, જ્યાંસુધી બાપાનું મૂળ તખત પ્રતાપે ના છોડાવ્યું ત્યાં સુધી તેને મોહોલમાં વસવું નથી! પલંગમાં પોઢવું નથી! ને વધેલા વાળ ઉતરાવવા નથી!! પ્રતાપની તરવારે માનનું માથું ધડથી જુદું ન કર્યું, ને ભાલાએ તેનું મસ્તક પોતાના ફળમાં ન પરોવ્યું ત્યાંસુધી એ હથિયારની તે પુજા કરનાર નથી'

પ્રતાપ૦—ને, મોંમાંથી મૂકાવ્યાનું માન શત્રને ન છાજે! પણ પેટમાં ગયલું પેટ ચીરી, કે કાં તો આંતરડાં ગળે અણાવી પાછું કઢાવીને પચવા ન દે તેને રંગ દેવાય! રે, તેમ થાય તો જ પ્રતાપના સંતાપ શમે!!

[ નેપથ્યમાં ]

( रुचिरा छंद. ).

નૃપતે હે પરતાપ પરાક્રમ નભથી સુર તારૂં નરખી,
વાસવ[1] સુદ્ધાં વિસ્મય થઇને ગુણ તારા ગાયે હરખી;
કાળા કળિમાં કુળ ક્ષત્રીને વ્યાપ્યું તમ[2] પણ રવિકુળમાં—
પેખી અજવાળું તુજથી પડતું, હું આવ્યો જોવા બળમાં. ૧

પ્રતાપ૦—(સ્થિર થઈ આશ્ચર્ય પામી) એ કોના શબ્દ સંભળાયા? ( દ્વારપાળ સામું જોઇ ) વખતસંગ! જુઓ એ કોણ આવ્યું છે?

વખતસંગ.—( જોઇ આવીને ) પૃથ્વીનાથ! કોઇ જોગેસર જેવા માન આપવા જેવી સૂરત આવી ઊભા છે! ધોળાં વસ્તર ધર્યાં છે; માથે રૂપેરી રંગનું ગુંચળું વાળેલી જટા–ઘરડો મણિધર ગુંચળું વળી પડ્યો હોય એવી જણાય છે! દાઢી ને મૂછો પણ ધોળા ચળકતા રેશમના તાર જેવી જોતાં હૈયામાં અજવાળું કરે એવા કોઇ મોટા રૂખિરાજ આવેલા જણાય છે!

પ્રતાપ૦—રે, લાંબું લાણું પિંગળ કરવું પડ્યું મૂકી તેમને મોટા આદરથી દરબારમાં દાખલ કર.

છડીદાર.—(ઋષિ પ્રવેશ કરે છે એટલે) ઘણી ખમા! નિઘા કીજે મહારાજ!!!

ઋષિ.—( હાથ ઊંચા કરી ) રાજા! તારો જય હો!

પ્રતાપ૦—( ઉભો થઇ વંદન કરી ) ઋષિરાજ પાગે લાગું.

[ બીજા દરબારીઓ પણ પગે લાગે છે. ]

ઋષિ.—રાજતેજ વૃદ્ધિરસ્તુ!

( उपजाति वृत्त. )

પામો સદા વૃદ્ધિ સુવંશ તારો,

---

૧ ઇંદ્ર. ૨ અંધારૂં.

અખંડ કીર્તિ લઇ લાભ સારો;
પવિત્રતા વંશ વિશેની તારી-
રહો યુગો યુગ સદૈવ સારી. ૨

હે રાજન્! તારી મનકામના પરિપૂર્ણ હો!!

પ્રતાપ૦—(બે હાથ માથે અડાડી) બ્રહ્મદેવનાં વેણ મસ્તકે ચડાવીએ છીએ. હે ઋષિદેવ! આપ કોઇ અલૌકિક મહાપુરુષ જણાઓ છો. સ્વપ્ને પણ જેનાં દર્શન દુર્લભ એવા અપૂર્વ જેગીરાજ આજ મને પાવન કરવા પધાર્યા હોય એમ મને ભાસે છે.

ઋષિ૦—(હસતે મુખે) રાજા, તને દર્શન દેવા મારા જેવા આવે એમાં તો કાંઇ નવાઇ નથી, પણ સાક્ષાત્ નારાયણે પણ તારા સરખા નરને દર્શન આપવા હજાર કામ પડયાં મુકી આવવું જોઇએ!

પ્રતાપ૦—મહારાજ! હું અલ્પજીવ! મારું તે શું ગજું?

ઋષિ૦—રે! તું અલ્પજીવ નથી. તારાં કૃત્ય કલ્પાંતે ન ભુંસાય એવાં છે! રે, પણ એમાં કંઇ આશ્ચર્ય નથી; સૂર્યવંશમાં એવા જ વીરપુરુષો ઉત્પન્ન થયા છે, થાય છે ને થશે!

પ્રતાપ૦—બ્રહ્મદેવનાં વચન અમને સદા ફળિભૂત હો!

જેતસિંહ૦—(ઉભો થઇ હાથ જોડી) આપજી! અમારા સુખમાં કોઇક ન્યૂનતા રહી હશે, તે પૂર્ણ કરવા પોતે કયાંથી પધાર્યા? રાણાજીએ ગયેલું રાજ્ય અનેક દુ:ખના દવ ઓલવી મેળવીને આજ ફરી રાજ્યાભિષેક કરાવીને પાટે પગ ધર્યો છે, ને આનંદનો ઓચ્છવ થઇ રહ્યો છે, એ અવસરે માંગલ્યમૂર્તિએ કયાંથી પગલાં કર્યાં?

ઋષિ૦—(હર્ષના આવેશથી) રે ભાઇ! આ સમયે મારે આવવું જોઇએ જ! સૂર્યવંશના પરાક્રમી રાજાઓના રાજ્યાભિષેક આ હાથે જ થયલા છે! સત્યયુગના સમયની શુભ ક્રિયાઓ આ કરે જ કરાવી હતી! રે સર્વ સંસ્કાર આ દેહે જ કરાવ્યા હતા!!

પ્રતાપ૦—ઓ કૃપાનિધાન! આપ શું બોલો છો?! કયાં સતજુગ ને કયાં કળિજુગ! જે સમામાં અધર્મનું અંધારું આખી અવનીમાં અવરાઇ ગયું છે, દુનિયામાં આવતા દેવતા અલોપ થઇ ગયા છે, એ સમામાં સતજુગના માનવ કયાં?!

જેતસિંહ૦—મોટું આશ્ચર્ય!

ઋષિ.—રે કોઇ આશ્ચર્ય ન પામશો. સર્વનો સંદેહ હું દૂર કરૂં છું. મૃત્યુલોકના માનવને જન્મમરણ જગદીશ્વરે જડેલાં છે, પણ એ વિનાની અવનીઓ અવિનાશીએ ઉપજાવી છે; જેમાં સ્વર્ગલોક, જનલોક, મહર્લોક ઇત્યાદિ છે. હું જનલોકનો જોગી છું! મારૂં નામ વસિષ્ઠ છે!! ને હું સૂર્યવંશના રાજાઓનો સદાકાળનો ગુરુ છું!!! અમારી ગતિ સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ સર્વ સ્થળે છે. કળિ આવતે મૃત્યુલોકમાં અમારૂં આવવું થતું નથી, માટે તમારા જોવામાં આ દેહ નહિ આવ્યો હોય.

પ્રતાપ૦—(ઊઠીને લાંબો થઇ પગે લાગતાં) ઓ પતિતપાવન! આપે અને આજ પાવન કર્યો! આ હરડતા કળિમાં આપ મારે દ્વારે કયાંથી ? !

ઋષિ.—(તેને હાથ સાહી ઊઠાડતાં) હે રાજા! કળિયે તને કાળો કર્યો નથી માટે જ હું તારે ત્યાં આવી શક્યો છું, તે માત્ર મારા યજમાનનો ઉજ્વળ યશ જોવાને!

રાજા! તારી કીર્તિનાં વખાણ ઇંદ્રની સભામાં સાંભળી તને ભેટવા મારી આતુરતા ઉલટી! આશ્ચર્યતાથી ત્યાં એમ કહેવાતું હતું કે—મૃત્યુલોકમાં તેજરહિત ધર્મભ્રષ્ટ અનાચારી રાજાઓ થયા, પાપે કરીને પૃથ્વી પીડિત થઇ ગઇ, ને તેથી આપણો પગ ત્યાંથી નીકળી ગયો; પણ હમણાં સૂર્યવંશમાં સીસોદિયો રાણો પ્રતાપ કરીને છે, તે જ માત્ર કૃતયુગના રાજાઓ જેવું તેજ ઝળકાવી રહ્યો છે! જેવું હરિશ્ચંદ્રે સત્યને માટે, તેવું જ તેણે ક્ષત્રિયધર્મને માટે ધારણ કરેલું તેજ ઝળકાવ્યું છે, ઇત્યાદિ તારાં વખાણ કાને સાંભળવાથી મારા મનની તૃપ્તિ પુરી ના થઇ, માટે આ આંખે તારા જેવા યજમાનને નિહાળી અંતઃકરણને આનંદ આપવાના હેતુથી હું લાખો વર્ષે આ અવનીમાં આવ્યો છું! રે, કીર્તિવંત યજમાનને જોવા સ્વેચ્છક ગુરુ કાં ન આવે?

[ પ્રતાપસિંહ ઋષિને ભેટી પડે છે—એટલે આખું રાવળું ઋષિને પગે પડે છે, ને આનંદના શોરથી રાજમહાલય ગાજી રહે છે. ]

જેતસિંહ.—મહારાજ! આપના મહિમાનાં વખાણ કરવાને અમને એક પણ બોલ આવડતો નથી!

પ્રતાપ૦—ઓ ગુરુજી! આપે આજ મારી એકસોઆઠ પેઢી તારી! હું કયી રીતે ઓશિંકળ થાઉં? રે, આપના ગુણ કેવી રીતે ગાઉં?

ઋષિ૦—હે રાજન્! મને આશા નહોતી, કે અધર્મના અંધારથી છવાયલી અવનીમાં મારા યજમાનમાંથી તારા જેવો સત્યયુગનો સમય સ્મરણ કરાવે એવો અવનીશ થશે!

પ્રતાપ૦—મહારાજ! મારૂં શું એવું પરાક્રમ છે, કે આપ મને સતજુગના રાજાઓની ઓળમાં મૂકો છો?

ઋષિ૦—તારાં વખાણ તારે મુખે કહેવાની શી અગત્ય છે? જે છે તે અજવાળામાં આવ્યાં છે; રે, તેથી ક્ષત્રિયકુળમાં પડેલા અંધારામાં અજવાળું થયું છે; ને હું પણ તારા પરાક્રમની સંપૂર્ણતાને સમયે તને આશીર્વચનથી વધાવવા આવ્યો છું! હવે તારે અસંતોષ ન રાખવો; તારાથી જે થયું છે તેવું થવાને ઇંદ્રને પણ અસંતોષ છે!

જેતસિંહ.—આપનાં અવિચળ વેણનો આશીર્વાદ આપના યજમાનને આપી તેનું કલ્યાણ કરો, કે જેથી જનમ સફળ થાય!

ઋષિ૦—(હાથ ઊંચા કરી)

(માલિનીવૃત્ત.)

નરપતિ યશ તારો વિશ્વમાં વૃદ્ધિ પામો,
નૃપ તુજ કુળકીર્તિ સૃષ્ટિમાં શુભ્ર જામો;
જનમન ધન જેવાં સાહસો પેખિ તારાં,
મયુરની રીત મોદે, હો સદા શોભનારાં!

---

# સાતમો અંક સમાપ્ત.

---

(દોહરા.)

આ પ્રતાપનાટક નવીન પામી પ્રભુ પ્રસાદ,
કરમસદે આરંભીને, પૂર્ણ કર્યું નડિઆદ. ૧

સંવત મુનિ(૭) ગુણ(૩) ખંડ(૯) શશિ(૧), કાર્તિક સુદતિથિ રુદ્ર(૧૧);
નાટક પૂર્ણ રચિ રહ્યા ગણપત શર્વરી શુદ્ર. ૨

# ટિપ્પણી.



ગ્રંથમાંના શબ્દો તથા ગદ્યપદ્યોનાં વાક્યોનું

બિવરણ–ખુલાસો.

પૃષ્ઠ. પંક્તિ.

૩ ૧ ગિરિસમ ગરવા—પર્વત સરખા મોટા. અત્ર વીરરસાભાસ જણાવવા આ કવિતામાં વર્ષાઋતુનું રૂપક કલ્પ્યું છે. યુદ્ધમાં હાથીઓ, અગ્નિમાં બાણુ (બંદૂકો તોપો) હોય છે. અહિં હાથીની જગોએ વર્ષાદનાં મોટાં વાદળ, અગ્નિનાં બાણુને ઠેકાણે વીજળીના ચમકારા કલ્પ્યાં છે, કે જે વીરરસનાં સહાયક છે. મુખ્ય જે રસનું નાટક હોય તેનો રસાભાસ નાન્દીમાં આવવો જોઇએ. તેના મંગળાચરણમાં નાકનો રસાભાસ, ઇશ્વર પ્રાર્થના અને આશીર્વાદ હોવા જોઈએ. અત્ર કવિતામાં એ ત્રણે વાનાં છે.

૪ ૯–૧૦ વ્યોમે સૂર્યશશી ઇ૦—આ કવિતામાં જણાવ્યું છે કે, હે ત્રણ લોક (સ્વર્ગ મૃત્યુ પાતાળ)ના તારનાર ઇશ્વર! આકાશમાં સૂર્ય ચંદ્ર રૂપી મશાલ અને તારાઓ રૂપી દીવાઓવડે તું ભવ (દુનિયા સંસાર) નાટકના ખેલો બતાવે છે,

,, ૧૮ આ ખલકના રાહને—આ જગતમાં સર્વે વસ્તુઓનો નાશ છે, પણ માણસની કીર્તિનો નાશ થતો નથી, એવો રાહઘાટ (રસ્તો, નિયમ) જોઇ પ્રતાપે મોટાં સાહસ કરી બાદશાહને નમ્યું ન આપી પોતાનું કુળ પવિત્ર રાખ્યું; આથી તેની કીર્તિ અમર રહી છે.

૫ ૧૧ રાવણની સભામાં શી વિષ્ટિ લાવ્યો છે—આ કહેવું મશ્કરીનું છે. નાટકમાં પ્રેક્ષક મંડળને રાવણની સભા કહી સૂત્રધારને વાંદરો કહેવાનો આ માર્મિક

પૃષ્ઠ. પંક્તિ.

કટાક્ષ (વક્રોક્તિ) છે; કેમકે રાવણની સભામાં અંગદ વાનર રામ તરફથી વિષ્ટિ કરવા ગયો હતો.

૧૦ ૧૪ ઠક્કરો—ઠાકર અથવા ઠાકોરો—ગામ ગરાસ ધરાવનારા મંડલિકો, સામંતો, અત્ર તેમને ઉદ્દેશીને કહેવું છે, કે જેથી પ્રતાપને મદદ આપવા તેઓ ઉત્સાહી થાય. કવિ શામળે અંગદ વિષ્ટિમાં રાવણ અંગદને કહે છે ત્યાં કહ્યું છે કે—"ગરીબતણી પેર પેટ ભરે તે કાક શું જાણે ઠાકરનો."

૧૩ ૬ જાબુલિસ્તાન—ઝાબુલિસ્તાન-સિંધની ઉત્તરનો મુલક, જેમાં ગઝની કંદહાર વગેરે છે તે.

૨૦ ૧૫ ઘટમાળ—કુવામાંથી પાણી કાઢવા કોશને ઠામે કેટલીક જગોએ ઘડા બાંધેલો રેંટ હોય છે; તે ફરવાથી ઘડા ( ટોંચકાં ) પાણીમાં જઇ ભરાય છે અને ઉપર થાળામાં આવી ઠલવાઈ જઇ ખાલી થાય છે, તેમ ઈશ્વરે બાંધેલી ભાગ્યની ઘટમાળથી માણસની ચડતી પડતી થાય છે.

૧૨ ૨૩ "સંપે સરિયાણ કરે"—સરિયાણનો અર્થ ઘણું કરી સરાણ (?) થાય છે. જો સંપ હોય તો સરાણ ફરે અને શસ્ત્રને ધાર ચઢે વાય, એથી સરાણિયાનું કામ થાય. બીજાં કરવાનાં કામને પણ આ કહેવત લાગુ પડે છે; એટલે સંપ હોય તો સર્વેનું ચક્ર ચાલે, કામનું ગાડું ગબડે,

૨૬ ૫-૬ જળ દૂધના જેવી પ્રીતિ—સાચી પ્રીતિને માટે ઉદાહરણ અપાય છે, તે આમ છે:-તાવડામાં ઉકાળવા મૂકેલું દૂધ ન બળે માટે તેમાંનું પાણી બળી જઇ બળે છે, તેમ તે ન બળે માટે અગ્નિ ટાઢો પાડવા દૂધ પોતાનો ભોગ આપવા ઉભરાય છે.

૩૧ ૭ આદમખાન—અકબરે એને માળવા જીતવા મોકલ્યો હતો, તેણે ત્યાં જીત કરી મેળવેલી લૂટ બાદ-

| પૃષ્ઠ. | પંક્તિ. | |
|---|---|---|
| | | શાહને મોકલી નહિ અને પચાવી પડયો, એટલું જ નહિ, પણ માળવા પચાવી પડવાને ધાર્યું, એથી અકબરે તેને હરાવી વશ કર્યો; પણ ત્યાર પછી તેણે પાદશાહના મહેલમાં આવી અકબરના વજીરનું ખૂન કર્યું, તેથી જે ઓરડામાં વજીરને માર્યો હતો તેની બારીએથી તેને બાદશાહે ફેંકી દેવરાવી મારી નંખાવ્યો. |
| ૩૧ | ૮ | **ખાનજમાન**—સુલતાન આદિલના શાહજાદા શિરશાહની સામે થવા અકબરે ખાનજમાનને જુવાનપુર સોંપેલું હતું, તે અકબરને ગાંઠવા ન લાગ્યો, તેથી અકબરે તેને શેહ આપી સીધો કર્યો; પણ એ પછી તેણે ફરી બળવો કર્યો અને લડાઇમાં અકબરે તેને મારી નાંખ્યો. |
| „ | ૧૯–૨૦ | **આપકા લહૂ મુગલસંગ મિલાકે**—પોતાનું લોહી મુગલો સાથે મેળવીને એટલે મુગલો સાથે સગાઇથી જોડાઇને. પોતાના લોહીથી જન્મેલી પુત્રીઓની સગાઇ બાદશાહી કુળમાં કરી બે જુદાં લોહી ( હિંદુ અને મુસલમાનનાં ) એક કર્યાં છે. |
| ૩૨ | ૯ | **જાન કુર્બાન કરકે જન્નતમેં જાના**—જીવનો ભોગ આપી સ્વર્ગે જવું. |
| ૬૭ | ૧૪ | **જલધિ તરિ જનારૂં જોખમાચે કિનારે**—આખો દરિયો તરી જનારૂં વહાણ કિનારા પાસે ભાગે છે. આમાં કહેવાનો ભાવ એ છે કે, હે બાદશાહ ! તમે આખો યુદ્ધનો સમુદ્ર ( બીજા રાજાઓને જીતી ) તરી યશને કિનારે જઇ પહોંચ્યાં છો, એટલે બધે વિજય કરી મોટી કીર્તિ મેળવી છે, તો અનમી કુળાભિમાની ક્રોધિલા પ્રતાપને નાના રાજ્યનો ધણી ગણી જીતવા શા માટે ઉદ્યુક્ત થયા છો ! તે ખીજતી–ઉછળતી ખડકો વાળી ખાડી જેવો છે, માટે સાગર તરી ગયેલું વહાણ ખાડીમાં ડૂબવા જેવો સંભવ એ સાથની લડાઇમાં છે. |

પૃષ્ઠ. પંક્તિ.

૩૯ ૧૨ **દામની પ્રહાર**—વીજળીનો ફટકો. ફત્ત (ફતેસિંહ) ની માતાએ જે પરાક્રમ જણાવ્યું, તે માણસના દેહ જેવું નહિ, પણ વીજળી પડી હોય તેવું હતું. ઉદેસિંહના વખતમાં ચિતોડનું યુદ્ધ થયું ત્યારે મુખ્ય સેનાપતિ વાઘજી હતો; તે રણમાં મરાયો એ સમયે સેનાપતિની પદવી લેવા સામંતોમાં તકરાર ઉઠી, ત્યારે વાઘજીની રાણીએ પોતાનો પંદર વર્ષનો પુત્ર ફત્તો હતો, તેને આગળ કરી 'બાપનો વારસો પુત્રને મળવો જોઇએ,' એમ કહી પોતે તે સાથે આગળ પડી હતી. પુત્રનું મન તરતની પરણેલી પ્રિયામાં ન રહે માટે તેના હાથમાં તરવાર આપી તેને પણ આગળ કરી હતી. સ્ત્રીજાતિનું આવું સાહસ જોઇ રજપૂતોમાં બહુ શૂર વ્યાપ્યું હતું.

,, ૧૪ **જરાસંધ**—કૌરવ પાંડવના સમયમાં તે અજિત યોદ્ધો મગધદેશનો રાજા હતો. તેણે પોતાના બળપરાક્રમથી સાર્વભૌમ પદ મેળવ્યું હતું. આ વખતે જયમલ બળપરાક્રમમાં બીજો જરાસંધ હોય તેવો હતો.

૨૨ **વિધિ જોગ ધરે જુલમી અઘટે**—સૃષ્ટિકર્તા બ્રહ્મા અઘટિત જોગ (સંયોગ, સંધિ) માથા ઉપર આણે તોપણ પોતે ધરેલો ટેક જે રાજાઓ તજે નહિ, અને ટેક જાય તો મોટું પાપ થયું માને, એવા રાજાઓના એજ કેટા કુળમાં પ્રતાપ થયો છે.

૫૩ ૫ **"મારે ટટ્ટુ કાંપે તેજી"**—ટટ્ટુને મારવાથી તેજી (પાણીવાળો ઘોડો) ચમકે છે, તેમ આવા હલકા માણસને શિક્ષા કરવાથી બીજા મોટા માણસો ચાનક રાખી ચેતીને ચાલશે.

૫૬ ૧૯ **ભૂપીતી**—રજપૂતો પોતાની પુત્રીઓને તેમની આબરૂને આગળ ઉપર આળ ન આવે માટે જન્મતાં જ પાણીમાં ડુબાવી દેતા હતા; ઘણું કરી આ કામ સ્ત્રીઓ કરતી, તે ઉપર આ કથન છે.

| પૃષ્ઠ. | પંક્તિ. | |
|---|---|---|
| ૯૮ | ૨૦ | **મેં છાંટ્યું'તું નીર**—બાદશાહને બહુ વખત સમજાવી મેં ટાઢો પાડ્યો હતો, એ અર્થ. |
| ,, | ૨૪ | **નિજ અંગો**–અંગના માણસો સગા સંબંધી વગેરે. |
| ૮૦ | ૧૦ | **શીખ**—વિદાયગીરી. કંઇ પણ બક્ષીસ વિદાય કરતી વખત આપવી તે, રાજાઓ ભાટચારણાદિકને રજા આપતાં શેલાં પાઘડી આદિ, અને ક્ષત્રિયોને માતા પિતા, સ્ત્રી, ભગિની આદિ યુદ્ધમાં વળાવતાં આશીર્વાદ આપે છે, તે શીખ કે શકુન કહેવાય છે. |
| ૯૨ | ૧૬ | **વીરરસ-વારુણી**—ક્ષત્રિયો યુદ્ધમાં જતાં ખુમારી આવવા સારૂ હાથે સલામતી લેવા મદ્યનો પ્યાલો પીતા હતા, તેને બદલે પ્રતાપ વીરરસ રૂપી મદિરાની માગણી કરે છે. એમાં ભાવ એ છે કે, રાણી તેનામાં વીરત્વ આવે એવાં વચનામૃત સંભળાવે કે જેથી તેનામાં શૌર્યનો આવેશ આવે. |
| ,, | ૩૦ | **હનુમાન તનુ**–હનૂમાનનું શરીર. હનૂમાનનું શરીર લોહા જેવું હોવાથી તે વજ્રાંગ કે 'બજરંગ' કહેવાય છે. તમારી ઢાલ તે રૂપ હો, એવી આશિષ રાણી આપે છે. |
| ૮૩ | ૯ | **જીત જગક્ષણિકની**—ક્ષણ પણ ટકવાનો નિશ્ચય નહિ એવા આ જગતની જીત ક્ષત્રિયને પ્રાપ્ત ન થઇ તો તે સ્વર્ગે જવા ધારે છે ( મરી ભલા થાય છે ), કે જ્યાં નિરંતર અપ્સરાઓથી અપાતા સુખમાં રહી ( વખતે ) ઇંદ્રાસનપર પગ ધરે છે. |
| ૧૧૫ | ૬–૭ | **જબરા હાથ કપાઇ ગયા**—બળવાન મોટા સહાયકો માર્યા ગયા. હાથ કોઇ પણ કામ કરવામાં વિશેષ ઉપયોગમાં આવે છે, તે કપાઇ જતાં માણસ કશું પરાક્રમ કરી શકતો નથી. પોતાના મોટા મદદગાર સામંતો માર્યા જવાથી પ્રતાપ આમ કહે છે. |
| ૧૧૬ | ૧૦ | **રાજના રોપાને આળ ન આવે**—સીસોદિયા કુળનો વંશજ–રાજવી તે જ રાજનો રોપો. આળ–આંચ. |

તાપથી કરમાયાં હોય છે, તે રાતની શીતળ છાંયા વડે તાજાં થાય છે, તેમ કાં પુરુષ કે કાં અસ્ત્રી દિવસના અનેક કામકાજથી વાજ આવી ગયલાં–રાતનો ઓળો આવ્યે ઠરી ઠામ બેસે છે, ને વિશરામ લઈ તાજાં થઇ સવારનું કામ કરવાને સબધાં થાય છે; તો હે પ્રાણજીવન! તમો આ રાતે–દિવસનો થયલો ઉકળાટ શમાવા ચિંતાને અળગી કરો; ને હસતું સુખ કરી આ વખતનો લહાવ લ્યો, ને આપો. રાતની રમત ને ગમત દિવસના મનમાં ઉપનેલા ઉતપાતને શમાવે છે; માટે આજ્ઞા હોય તો પટારીમાંથી શેતરંજ લાવું.

**પ્રતાપ૦**—જાઓ, લાવો; પડશે તેવા દેવાશે. હરિનું ધાર્યું ફરવાનું નથી; પણ પ્રિયા! રહો લવાય છે. હું તમને વાત પૂછું છું તેનો ઉત્તર આપતાં જાઓ.

**રાણી.**—(પાછી ફરી સમીપ આવી) પ્રાણનાથ, શું પૂછો છો?

**પ્રતાપ૦**—પૂછવામાં ઝાઝું પાણી નથી; એટલુંજ પૂછું છું કે, અમો શત્રુ સામા લડવા જઇએ તો તમે પોતાના કુંવર અમરને શણગારી અમારી સાથે મોકલશો કે નહિ? યુદ્ધ જોવાની તેની હઠ આજ દરબારમાં પત્ર વંચાયો ત્યારની જારી થઇ છે.

**રાણી.**—રાણાજી, એ કુંવર આપનો છે; આપનો દાવો પહેલો ને પછી મારો છે. અમરે રણવાસમાં પડયા રહેવાને જનમ લીધો નથી, પણ રણસંગ્રામમાં જવાને માટે જ! પણ હજુ એને નવમું વરસ પૂરૂં થયું નથી, ને એને લઇ જઇ શું કરશો? (મનમાં) ઉલટી વેઠ.

**પ્રતાપ૦**—સિંહણનું દૂધ ધાવેલાને વરસ, માસ કે દિવસની વય ગણવાની જરૂર નથી; તે માદળેથી મુક્ત થતાં જ શિકાર સામું તાકી જોતાં શીખે છે! રે! મેં એને પાંચ સાત વાર શિકારમાં સાથે લીધો ત્યાં એનું પાણી જોયું છે, ઘોડાપર મેખ ચોઢી હોય એ પ્રમાણે તે ચોંટી રહે છે; ને નાસતે ઘોડે દોડતા શિકારને બાણ મારવામાં એની ચોટ ભાગ્યેજ ખાલી ગઈ હશે. રે, તે ધાર્યું નિશાન ઉડાડે છે! ગોળી મારવામાં પણ તે નિશાન ચૂકે એવો નથી. ચામડાનાં ફળ ચોઢેલાં બરતાં તીર એના ઉપર ફેંકાવી એને મેં પટા ખેલાવી જોયો છે, તેમાં તેણે પોતાના એ ખેલમાં એકેએક તીર કાપી નાખેલાં મેં જોયાં છે. ઉદેપુરથી આવતાં એક હરણ પાછળ એણે પોતાનો ઘોડો મારી મૂ-

કર્યો, તે એવો તો મોંભગો માંયે પૂંછડું મૂકી તોપના ગોળાની ગોડે વહ્યો કે, અમારા હોશકોશ ઉડી ગયા! વચ્ચે એક આડું કોતર હતું, તે તળપી ઘોડો વહ્યો તે વેળે સઘળા સાથીઓએ જાણ્યું કે, હવે નવું જૂનું થયા વના રહેનાર નથી! અમે અમારા ઘોડા એની પાછળ મારી મૂક્યા પણ અમરનો ઘોડો તેણે મોટા હરણને ધૂળ ભેગો કરેલો તે ઠામે જ ઝલાયો!

રાણી.—મહારાજ, એ સધું ખરૂં, પણ બાળક તે બાળક; તેની સમજ કાચી; વાછરડો ખીલાને જોરે જ કૂદે; પણ જ્યાં ખીલાનું ઠેકાણું ન હોય ને કૂદવા જાય, તો વખતે ઉછળી ઉંડા કુવામાં પડે; તેમ શિકારની વાત જુદી છે, ને રણસંગ્રામની વાત જુદી છે.

પ્રતાપ૦—શિકારનો ખેલ સહેલો નથી! પલોટાયા વિના તે ખેલાતો નથી, તેમ રણનો ખેલ જોયા વિના રાજપુત્રને આવડતો નથી; માટે એ વિદ્યા પણ ભણવી જોઇએ. નિશાળ જોયા વિના કેમ ભણાય છે તે આવડે નહિ; માટે કુંવરજીને મોકલવા પડશે. જો હા હોય તો પટ ઉકેલજો.

રાણી.—જ્યાં પિતાની પુત્રને નિશાળે મૂકવાની ઇચ્છા છે, તો ત્યાં એવી કોણ અભાગણી સ્ત્રી હશે કે ખાજો કરશે! મહારાજ, સુખેથી અમરને આપની હારે લઇ જાઓ. હું તેને અલબેલો વરરાજા જેવો શણગારીશ! પણ પોતે જુદ્ધનો જશ લેવાની લાલચમાં કુંવર ભણી જીવ રાખવો ભૂલશો માં; કારણ એ બાળક છે, માટે એને સારા ચતુર અંગરક્ષકોના સાથમાં રાખજો. મારી પાસે ઘડી ઘડીમાં ખાવાનું માગતો આવે છે; તાપે અકળાયો હોય તો વા ઢોળાવે છે; માટે ત્યાં એની બરદાસ રાખનારા સારા કાળજીવાળા માણસ રાખજો. સિંહનું ઉછરેલું બાળક વયમાં આવતાં વેરીઓનાં કાળજાં શકે એવું પ્રભુ કરશે તો થશે!

પ્રતાપ૦—પ્રિયા, તારાં વેણ સાંભળી મારો સંતાપ શમી ગયો; હવે સુખે શેતરંજ ખેલો, મારી સદર પરવાનગી છે.

[ રાણી શેતરંજ લાવે છે, તે ખેલી બંને દંપતી નિદ્રાવશ થાય છે.]

[ થોડો સમય વીતી જાય છે. ]

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—પ્રતાપસિંહનો દરબાર.

### પ્રતાપસિંહ, તેના ભાયાતો, સામંતો ઇત્યાદિ.

[ આમંત્રેલા સામંત પટાવતો વગેરેથી દરબાર ભરાયો છે, તે વખતે રાજકવિ સર્વને રામરામ કરતો પ્રવેશ કરી સભા વચ્ચે બેસે છે. ]

રાજકવિ.—(બારોટ)

( રોળાવૃત્ત—કાવ્યછંદ. )

પ્રતાપ ઓ પુણ્યવંત, સૂર્ય સીસોદાવંશી-
પ્રગટયો તું પૃથ્વિમાં ઇંદ્રનો આખો અંશી;

શૂરપૂર દૃઢ ધીર, વીર વૈતાળ સરીખો,
અવનીમાં ઉપન્યો, બિર્દરાખણ અરિ-તીખો.[1] ૧

અભય દેશને કર્યો, અડગ સ્થાનકે વસાવી,
જવનફોજ કંઇ જતી, ડાંકડો રહી ફસાવી;
કિલા મજબુત કીધ, ભરી શસ્ત્રો ને ભાતું,
કોમલમેર કળાથી, સઘ કીધું મદમાતું. ૨

કોટ કારમો કર્યો, પૂર પાછળ મજબૂતે,
આજ્ઞા વણ ન અવાય, જેહ માંહે જમદૂતે;
બુરજો પર છે નાળ[2], કાળની દેવી જેવી,
અરિનો આણે અંત, ફોજ બહુ ફેડે તેવી. ૩

ક્ષત્રિ અટંકા ઘણા, પૂરમાં આવી વશિયા.
લડતાં શત્રુ સંગ, રંગ રાખે રણરશિયા;
અમરાપુરિસમ[3] નગર, અમરને શકિત કરતું.
અલકાપુરિનો[4] વેંમ ધનપતિને ઉર ધરતું. ૪

---

૧ શત્રુમે તીખો એવો, અથવા તીખો શત્રુ-( તેના દુશ્મનનો ).
૨ તોપ-તોપને કાળની દેવીની ઉપમા આપી છે તે બંધબેસતીજ છે; જે આપણે જોઇએ છીએ. ૩ ઇંદ્રની રાજધાની. ૪ કુબેરભંડારીની નગરી. ( કુબેરને ધનપતિ પણ કહેવાય છે. )

આજ સભા મહારાજ, સુધર્મા[૫] જેવી તારી,—
દેખી મોટા દેવ, સેવના સજવા સારી;—
આવી ઉભા રહે, ઠાઠ તેવો ઠરિયો છે,
સમાજ શૂરા તણો, ભભક દેતો ભરિયો છે. ૫

આંટાળા[૬] રજપૂત ફણીધર-ફેણ સરીખા,
સિંહસમા શોભતા, તેગવાળા અતિ તીખા,
વાંકી જેની મૂછ, લીંબુ તે ઉપર ઠેકે,
વશ વરતાવે જગત, કોણ તે આગળ એકે ? ૬

શૂર સાંમતોમાંહિ, દેહ તુજ દીપે કેવી ?
જયમ તારાગણ માંહિ, ચંદ્રમા ચળકે તેવી !
દેખિ તને ઇંદ્રાણી, નિજ પતિ ઠહે વણ વાંધે,
કમળા પણ કોડથી સતત તુજ સાંમી સાંધે. ૭

સલુંબરો સરદાર, ભીમ જેવો ભાસે છે,
ઝાલો ભાલો ધર્યે દેવ દાનવ ત્રાસે છે;
બીજા બળિયા ક્ષત્રિ, પરાક્રમવાળા પ્રોઢા—
સમાજમાં શોભતા, જડે નહિ જેના જોડા. ૮

તું ચિતમાં ચિંતવે સ્વર્ગપદ લેવા લહિને,
તો ઝપ મારી રહે, ઇંદ્ર સરખો અરિ નહિને;
મોગલના શા ભાર, તવ અહો તુજદળ આગે !
અકબર દિલ્લી છોડિ, કોપ તુજ થાતાં ભાગે. ૯

જ્યાં સુધી ઊછળ્યો નથી રણમાં પારથશો[૭],
રત્નસિંહસમ[૮] રાય યુદ્ધ ભૂમિમાં ન ધર્યો;
ત્યાં સુધી મોગલો મોજ અહિંયાં માણે છે;
તું તેનો કાળ છે, વાત તે ક્યાં જાણે છે ! ૧૦

ગુફામાંહિ કેસરી, આંખમાં ઊંઘ ધરે છે,

---

૫. ઇંદ્રની સભા. ૬ હરેક વાતનો પેટમાં આમળો (ટેક) રાખનારા "દોરડી બળે પણ આમળો ન ઉકલે" એવા જાત, કુળ ને દેશનું અભિમાન રાખી રહેલા એવા. ૭ જેવો. ૮ પ્રતાપનો દાદા—જેણે રણભૂમિને પોતાની રાજધાની કરી તે.

પાસેના વનમાંહિ, હરિણ ચારો જ ચરે છે;
ત્યમ પ્રતાપ ને મુગલ તણી સ્થિતિ ભાસે એવી,
શું થાશે હવે પછી જાણુ જગદંબા દેવી. ૧૧

**સામંતો વગેરે.**—( હર્ષિત થઇ ) શાબાશ ! શાબાશ કવિરાજ, ધન્ય છે આપની વીરરસ વાણીને ! ખરે આ રાજના કવિ કાયરને જીદ્ધમાં ઝૂઝાવે એવા પ્રતાપી જણાય છે !

**પ્રતાપ૦**—સલુંબરાજી ! આજ જેવો સમાજ મળ્યો છે, તેને શોભાવે એવી વાણી બારોટે વાવરી, તો તેમને શોભા મળે એવો હાથ વાવરો.

**કૃષ્ણસિંહ.**—મહારાજ, ભામાશાને તે ભલામણ કરૂં છું. (ભામાશા ભણી જોઇ) શા' ! કવિને નવી પાઘ, શેલું ને કડાં આપો.

**ભામાશા.**—બહુ સારૂં, બાપજી.

[ કવિને શિરપાવ આપે છે. ]

**પ્રતાપ૦**—અત્રેથી જ્યાં જ્યાં પત્ર લખવામાં આવ્યા, ત્યાં ત્યાંથી સામંતો પોતાના માણસો સાથે સજીને આવ્યા, એ મેં જાણ્યું ને જોયું. હવે કોણ આવવા બાકી છે ? કોના કેટકેટલા માણસો આવેલા છે ? આપણા કિલ્લાઓની કેવી વ્યવસ્થા રાખી છે ?

**કૃષ્ણ૦**—મહારાજ, આ રાજ્ય સાથે જીવલગ સ્નેહ જોડી રહેલા તમામ યોદ્ધા આવેલા છે. રામસિંગજીની પ્રેરણાથી તુંવારયોદ્ધાઓ પણ બનેબનાવ થઇ આવ્યા છે; માનસિંગજી ઝાલા પોતાના ઝાલાઓ સાથે આવેલા છે—તે માણસો પણ અકેકો એકત્રીશને પૂરા પડે એવા છે. સીસોદિયાઓની તો પૂછવાની વાતજ નથી—નથી જણાતો મોટો, કે નથી જણાતો છોટો; સૌ કોઇ હથિયારો ધજ કરી સરજેલા છે. કિલ્લા પ્રથમથી મજબૂત કરી રાખેલા છે, તેમાં અનાજ પણ જોઇતું ભરેલું છે. વળી વધારાનું મોકલવાનો વેત કરીએ.

**પ્રતાપ૦**—કરીએ એમ નહિ, કાલ કરવાનું આજ કરો; કિલ્લાનો બચાવ કરનાર બહાદુર યોદ્ધા વિશેષે કરીને ઉતાવળા મોકલો; જેને જે કામ કરવાનું તે બતાવી દો; ને આપણે શત્રુની આવતી રેલને ખાળવા કાલે સજ થઇ નીકળો.

**કૃષ્ણ૦**—મહારાજ, જેને જે કામ કરવાનું તેને મેં આવતા

વારને તે બતાવી દીધું છે. કસૂર કરનારને કાળજી રહેવાને આપણા લશ્કરી કાયદો મેં સૌને વાંચી સંભળાવ્યો છે, પણ આપણે આવતી રેલને ક્યા નાકા આગળ અટકાવવી તે વિષે આપે શું ધાર્યું છે?

પ્રતાપ૦—રામસિંઘજીએ ને મેં મળી એ વિષેની ગોઠવણ ધારી મૂકી છે, પણ તેમાં તમારી અને ઝાલાજીની સલાહને શામેલ કરીએ.

કૃષ્ણ૦—શી ધારણા ધારી છે? મહારાજ!

પ્રતાપ૦—પાણીનું પૂર હલદીઘાટના નાકા આગળ રોકવું, ને એ મેદાનમાં રણથંભ રોપવો.

કૃષ્ણ૦ માન૦—મહારાજ, એ ધારણા જેવી જોઇએ એવી જ ધારી છે. ન કરે નારાયણ–ને કદી પાછો પગ મેલાયો તો પર્વતના મથાળા ઉપર રહેલા આપણા રાજભક્ત ભીલો ખીણમાં આવતા દુશ્મનના ટોળા ઉપર તીરનો અને પથરાનો વરસાદ વરસાવી મૂકશે; તેથી રાજધાની ભણી આવતો રેલો ખીણમાં ખૂંદાઇ કાદવ થઇ જશે; એટલે આપણે પાછો હલ્લો કરી તે પર પગથી પાડીશું! આ યુક્તિથી રાજધાની ઉપર આવવાની રંચમાત્ર ફિકર નથી.

પ્રતાપ૦—આપણી ફિકર વિશ્વંભરનાથને છે જેણે વગર સેવે-દેવે ક્ષત્રીઓની લાજમાં હાથ લાંબો કર્યો છે, તેનો હાથ એની મેળે ઇશ્વર કાપી નાખશે, લાંબો દાંતો ઘસાયા વગર રહેનાર નથી. અરે! જેણે આપણા બાપદાદાનું પેઢીગત વારસે ઉતરેલું ચિતોડ મફતમાં મેળવ્યું છે, તેનો ગુન્હો ન્યાયી પ્રભુ સાંખનાર નથી! તેની ફોજનાં અને તેના શાહજાદાનાં હાડકાં મેવાડના પહાડની ખીણમાં પૂરવાને જ ઇશ્વરે આ સંકેત કર્યો છે એમ નિશ્ચે માનજો. ઉજડ પડેલાં ખેતરોમાં ઉપયોગી ખાતર થઇ પડવાને જ વસ્તીમાં વધી પડેલાં માણસ મેવાડના મેદાનમાં આવે છે એમાં ફેર નથી; માટે તે કચરો આપણે યોગ્ય જગ્યાએ ઠાલવવા કાલ સવારે ઉપડો. સેનાની તૈયારી થવા આજ આજ્ઞા આપો, ને તેમાં પડો વજડાવી જણાવો કે, જેને આબરૂ વહાલી ન હોય, બૈરાં છોકરામાં મન વળગી રહ્યાં હોય, એવા કાયર આવશો માં! જેને પોતાના પૂર્વજોનાં કરેલાં પરાક્રમ ઉપર પ્રીતિ છે, ને એવી જ પ્રીતિ પોતાના કુળમાં વારસમાં મૂકી જવાની જેને આ-

હોય તે જ જીવતા કરતાં મરવું મોહું જાણી તૈયાર થજો. આ પ્રમાણે લખીને ઠામોઠામ કાગળો ચોઢાવો.

કૃષ્ણ૦—બહુ સારૂં મહારાજ, હવે દરબાર બંધ કરી સેનાની તૈયારી કરવાની તથા બીજી ગોઠવણો થવાની તજવીજ કરીએ.

[ દરબાર બંધ થાય છે, ને એ દિવસ વીતી જાય છે. ]

---

## प्रवेश ५ मो.

સ્થળ—અંતઃપુર—રણવાસ.

પ્રતાપસિંહ તથા પટરાણી.

( झूलणाछंद—प्रभातरागमां. )

પ્રતાપ૦—સુંદરી ! શીખ આપો મને સ્નેહથી,
પદ્મની ! પ્રીત પરિપૂર્ણ રાખી;
આજ જુદ્ધે જશું જવન સામા અમો,
શુકન આપો સુધાવેણ ભાખી;
વેણ વનિતા તમારાં છ ફળદાયકા,
તેથી કીર્તિ કમાશુંજ આખી;
માટ મનમોહિની ! દિલ-દુઃખદોહની !
દો રજા રણ જવા હર્ખ દાખી. ૧

રાણી.—નાથ ! હું હાથ જોડી કહું આ સમે,
છો તમે ચતુર ગુણવાન ગરવા;
શત્રુ-દળમાં વશી, કેંડ કશીને ફરો,
સમજતા વાત નાથ દિલ ઠરવા;
આજ સુપનું મને મળસકે આવિયું,
વાત તેણે કરી વેંમ ભરવા;
માટે ધીરજ ધરો, ના ઉતાવળ કરો,
ચિત્તને ચાર ઘડિ ઘોનિ ઠરવા. ૨

પ્રતાપ૦—કેમ ઠરિ ચિત રહે ચતુર ઓ સુંદરી !
શૂર સામદ રણે જોનિ ચાલ્યા;

અશ્વ કૂદાવતા કૂમળા [1] રજપૂતો,
હાથ ભાલા ધરી દેખ હાલ્યા !
ભામની ! જામનીમાં [2] થતા સ્વપ્નના-
ખેલ મન ભૂલના ભવ્ય ભાળ્યા !
એ બધા આળપંપાળ ઉર જાણવા,
છકીના લેખ ન ટળે જ ટાળ્યા. ૩

રાણી.—સત્ય કહિ વાત પ્રિય સોળ આના તમે,
તોય મન ચોળથી ચોળ [3] થાતો;
દેહધારી તણો ધર્મ અબળાથકી,
એકદમ નહિ નથિ તે તજાતો;
નેણુ ફરકે શું જમણું ઘણું માહરૂં,
વૃદ્ધની સાંભળી વે'મ-વાતો;
દિલ આ દદિયું છે થયું પ્રાણપ્રિય,
ભ્રાંતિનો રોગ ભીતર ભરાતો. ૪

પ્રતાપ૦—ખરખરો ખોટી વાતો તણો ખેદ ધરિ,
પ્રાણપ્યારી ! ન લાગીશ હેવે;
વે'મની વાતને વળગિ રહિ વિશ્વમાં,
લાંણ લવલેશ કોદી ન લૈયે;
હાણ ને વૃદ્ધિ જગ-જાણને હાથ છે,
તોડિ મન-તાણ ઠર પ્રાણ સૈયે;
તો જ હાત્રી અમો વારસો વિશ્વમાં,
અચળ જશનો મુકી સ્વર્ગે જૈયે. ૫

જશ જમાવા તણો જોગ આ જગતમાં,
જોય જોયાથિ નથિ ઝટ જડતો;
ભાગ્ય ભરપૂરથી શૂરને સુંદરી,
દ્વાર તે એકદમ આવી અડતો;
તે તકે રાણિ-સુત પુત્ર પરિવાર તજિ,
શસ્ત્ર સજિ શત્રુ-દળ પાર પડતો;

[1] કાચી વયના; મૂછનો દોરો ફૂટતો એવા. [2] રાતમાં; [3] હૈયાચોળો.

એ સમે સ્નેહ ધરસૂત્રશું રાખતાં,
લાજ ખોઈ ભવ બધો રે'જ રડતો. ૬
લાજને કાજ સુખસાજ તારાજ કરિ,
રાજને છાજમાં યોગ્ય વસવું;
આબરૂમાટ ઉચ્ચાટ હૈયે ભરી,
ધનુષ ને બાણ ધરિ જુદ્ધ ધસવું;
કીર્તિને કામ ધરિ આમ[1] ભરિ હામ,
સાહસ કરી પ્રૌઢ નિર્જ કર્મ કસવું;
ખડક પેઠે ખડા રહિ સમર-સાગરે,
ખ્વારિ કરિ અરિ તણી નહિ જ ખસવું. ૭

કુળવતી કામની ! ભાગ્યવતિ ભામની !
શામની ! શીખ દો શૂર આણી,
ક્ષત્રિ-પોલાદનું રાણિ ક્ષત્રાણિ તે,
જાણવું જલદ જશદાર પાણી;
વીરરસ-વારુણી[2] હોનિ શાણી!
વખત વહિ ચાલિયો સાથ સૌ હાલિયો,
જુવતિ જિવમાં જુઓ સધ જાણી.

રાણી.—કંથ કોડામણા ! લઉં ભલાં ભામણાં,[3]
જુદ્ધમાં જઈ ભલો જશ જમાવો,
લાખ અરિ રણ તણી રાખમાં રોળિને,
આપ અભિલાખ ભર આંહિ આવો;
ભક્તિ આરિથિ શિવશક્તિ થઈ સાય શુભ;
શત્રુ-દળ ખપરમાં તે ખપાવો;
વિજય વિસ્તારી હરિહર તમારો રણે,
ક્ષેમને કુશળ મુજ મો'લ લાવો. ૮
રામના બાણનું બળ વસો બાણમાં,
ખડ્ગમાં કાળિના ખડ્ગ જેવું;
ઈંદ્રના વજ્રનું જોર ભાલે હજો,
ઢાલ હનુમાનતનુ હોય તેવું;

---

૧ મમત્વ, સારાપણું, જાતિ, કુળ અને દેશનું અભિમાન. ૨ મદિરા. ૩ ઓવારણાં, માથા પાછળ બે હાથ ફેરવી આંગળાંના કડાકા ફોડી દુઃખડાં લેવાં, શુભ ચિન્તવવું.

આપ અનિરુદ્ધસમ જુદ્ધ જય મેળવો,
ઇંદ્રજિત તુલ્ય બળ દાખી દેવું,
હમિરની પેઠ અરિ ઠેઠ પો'ચાડજો,
શરને અધિક ન પડે જ કેવું. ૧૦
સ્વામિ, સાવધ રહી જુદ્ધમાં ઝૂઝજો,
લોભને થોભ રાખી લગારે;
લાભ બહુ રીતનો લૂંટવાનો ભર્યો,
રણુ વિષે રાયને જુદ્ધદ્વારે;
જીત જગ ક્ષત્રિકની ના જડી તો તડી,
સ્વર્ગપદ પામવા તેહ ધારે;
અપ્સરા-સૈન્યમાં અહર્નિશ એ રહી,
ઈંદ્ર-આસનપરે પાવ ધારે. ૧૧
જીત કહિં વખત જોગે ન વે'લી જડે,
તો ન રંભા[1] ભણી નાથ જોશો;
શોક્ય ચરા તણી શામતીની જ એ,
દેખતાં પ્રીત પરણીનિ ખોશો;
આપની લાલચૂ લાખ વૈમાન લઇ,
છે રહી મોતિની વાળિ પોશો;
પણ અહો પ્રાણુ પ્રિય ! અમતણા આપ પ્રભુ,
એક છો માટ અમ સામું જોશો. ૧૨

[ નેપથ્યમાં ]

માતાજી ઓરડામાં છો કે !

પ્રતાપ૦—પ્રિયા રહો, અમર જેવું કોણ બોલ્યું ?

રાણી.—( ડોકિયું કરી ) હા, તે જ આવ્યો. ( અમરસિંહ પ્રવેશ કરે છે એટલે ) આમ આ ! તારા પિતા આજ દુશ્મન સામા લડવા જાય છે, તેમને પગે લાગ.

અમર:—( પ્રતાપને પગે લાગી પછી ) આપજી, શું મને મૂકી એકલા જવા તૈયાર થયા છો ? ! ના ! તેમ થવાનું નથી ! મારો ઘોડો મેં તૈયાર કરાવ્યો છે, તે આપની આગળ ખેડીશ. હું સુખપાલમાં બેસવાનો નથી !

૧ ઇંદ્રની સર્વોત્તમ અપ્સરા

પ્રતાપ૦—બાપુ ! તારી જનેતાની આજ્ઞા લે, પછી મારી સાથે વાત કર.

અમર૦—માતાજી, મને રાણાજી સાથે જવાની રજા આપો.

રાણી.—ભા, ત્યાં જઈને તમે શું કરશો ? કાને ન ખમાય એવા તોપોના અવાજ થશે તે સાંભળી ગભરાઈ જશો, ને ઘેર આવ્યાનું મન કરશો, માટે જવાની વાત જવા દ્યો.

અમર૦—જવા શું દે ! જવાનો લાગ પરવની પેઠે ફરી ફરીને આવતો નથી; માટે હું તો જવાનો ! મને રાજી થઇને રજા આપો. તોપના અવાજથી હું બીઉં એવો નથી. વરસાદના દહાડામાં ગમે એવા કાટકા થાય છે તોપણ હું છળતો નથી, તો શું લે કરતાં તોપોના અવાજ જબરા છે ? ને હશે તો શું થયું !

રાણી.—જોજો કુંવરજી, અધવચ્ચે આવ્યાનું મન થશે !

અમર૦—ના, તે થવાનું નથી. શિકારમાં રાણાજી લઇ જાય છે, તો પૂછો, મને ભૂખ તરસ લાગે છે ?

રાણી.—બાપુ તે ખરૂં, શિકારની વાત જુદી છે; પણ આંહિ જઈ તમે શું જોર મારશો ? !

અમર૦—શું જોર મારવાનું તે અહિં કહી બતાવવાનું નથી; ત્યાં જેમ ફાવશે તેમ કરીશું. હવે આડી વાત જવા દો, ને મને જુદ્ધમાં જવાની રજા દો. કહો તો તમને લાંબો થઇને પગે લાગું.

[ એ પ્રમાણે કહી હાથ જોડે છે ]

રાણી.—ત્યારે જવું એ નક્કી ?

અમર૦—આજ્ઞા દો તો જવું એમાં ફેર નહિ જ. નહિ આજ્ઞા દો તો અન્નપાણીની આખડી લઈશ ! ને રાણાજીનું મ્હોં જોઇશ, પછી ખાઇશ પીશ !

રાણી.—જો એમ છે તો આવ્ય મારા મીઠા ! હું તને હળવેથી ચુંબન કરૂં, ને પછી આજ્ઞા આપું. ( પુત્રને તેડી ચુંબન કરી ) રહે વીરા ! હું તારૂં મંદિલ તને ઠીક કરી બંધાવું, તથા ચિલખતની બંડી પહેરાવી કમરે તારૂં શેલું વીંટાળું. તારી નાનકડી ઢાલ, તરવાર ને જમૈયો પણ તને સજાવું. ( પોશાક તથા અસ્ત્રશસ્ત્ર ધારણ કરાવી ) ભા ! તારા પિતાજી સાથ જવાની હું તને આજ્ઞા આપું છું. તેત્રીશ કોટિ દેવતા,

પૃષ્ઠ પંક્તિ.

કોઇ પણ રીતે પ્રતાપને પોતાને કે તેના કુંવરાદિને આંચ ન આવે, તેનું રક્ષણ થાય તે ઉપર આ કહેલું છે. બીજો અર્થ આળ એટલે કલંક, એ કુળના રાજવીને કલંક ન લાગે એમ પણ અર્થ થાય છે. સાર એ છે જે, રાજાનું અને તેના કુટુંબનું રક્ષણ થવું જોઇએ.

૧૧૮ ૨૮ એઝરાઇલ—ફેરેસ્તો, યમદૂત. મુખ્ય ફેરેસ્તા ચાર છે; ૧ જેબરાઇલ ખુદાને ત્યાંનો સંદેશો લાવનાર, ૨ મીકાઇલ માણસને રોજી આપનાર. ૩ સરાફીલ કયામતને દિવસે મુઓં મનુષ્યોને સજીવન કરનાર અને ૪ એઝરાઇલ-મોતનો પેગામચી.

૧૨૧ ૨૬ તેજી સહે નહિ તાજણો—પાણીવાળો ઘોડો ચાબુકનો માર સહન કરતો નથી, પણ તે પડતા પહેલાં હાથ ઉંચો થતાં વેતમાં ઉછળીને સ્વારને ઉછાળી પૃથ્વીમાં ઝીકે છે. તર્જન ( તિરસ્કાર ) શબ્દ ઉપરથી તાજણો થયો હોય એમ લાગે છે. ઘોડાને મારે ઠંછેડવું એવો અર્થ થાય છે.

૧૪૩ ૬ રઘુકુળતણા રાજન રૂડે—રઘુકુળના રૂડા રાજાઓએ. શ્રીરામચંદ્રજીની ત્રીજી પાહેડી ઉપરના પૂર્વજ રઘુરાજા મહા પ્રખ્યાત થયા હતા, કે જેમના પછી તેમનું કુળ રઘુકુળ કહેવાયું, ને અદ્યાપિ કહેવાય છે. તે રાજા દાનવીર, ધર્મવીર અને રણવીર હતા. મહાકવિ કાલિદાસે તેમનું નામ અચલ રહે એવો " રઘુવંશ " નામનો કાવ્યગ્રંથ રચેલો છે, જે સંસ્કૃત ભાષાના વિદ્યાર્થીઓને આજે પણ ભણાવાય છે. રઘુરાજ સૂર્યવંશી હતા. તેમના કુળમાં ઉત્પન્ન થયેલા રાજાઓએ બીજા સર્વે રાજાઓને નમાવ્યા હતા, પણ પોતે કોઇને નમ્યા નહોતા. પ્રતાપ સૂર્યવંશનો રઘુકુળનો હતો, તેથી તે શિખરિણીવૃત્ત ની કવિતામાં કહેલું કહે છે.

,, ૨૦ પ્રતાપ—મહિમા, પ્રભાવ, તેજ.

,, ૨૧ પ્રભાકર—પ્રકાશ કરનાર ( પ્રભા+કર ), સૂર્ય

૧૫૧ ૧૨-૧૩ મેરી ઉલટપે' અખ્ત્યાર ઇ૦—મારી હૈયાની હોંશ ઉપર કાબુ રાખું છું, સબૂરી ખમું છું.

૧૫૩ ૬ મોહ-આળા અંધે—દુનિયાના વિવિધ લોભની અ-જ્ઞાનતાના આળામાં. સ્ત્રી, પુત્ર, રાજ્ય અને આબરૂ આદિની મોહનીના અંધારામાં.

૧૫૬ ૪ અકબ્બર-હુરમ- બજાર—બાદશાહી કુળની હુરમ ( બેગમો ) નું બજાર. અકબરે રાજકુળની સ્ત્રીઓને સોદો સલુક વહોરવા બેગમ બજાર ખોલ્યું હતું. તેમાં લેવડ દેવડ સ્ત્રી વર્ગથી જ થતી હતી. એમાં વખતે રજપૂતાણીઓની લાજ લૂંટાતી એમ કહેવાતું.

,, ૮ શકકર—પોતાનો શક પ્રવર્ત્તાવનારા રાજાઓ જેવા કે-યુધિષ્ઠિર, વિક્રમ, શાલિવાહન વગેરે.

૧૭૫ ૨૦ મયુરનિ રીત સોહૈ ઇ૦—મોરની પેઠે આનંદ પામી સદા શોભાવનારાં થાઓ. મોર વરસાદનું ગાજવું વ-રસવું થવાથી આનંદિત થઇ શોભે છે, તેમ માણ-સોનાં મન મેઘ જેવાં તારાં સાહસ ( પરાક્રમ ) જોઇ આનંદિત થઇ શોભો. નાટકમાં છેલ્લે આશીર્વચન હોવું જોઇએ, એવો આર્યનાટકાચાર્યનો નિયમ છે, તે નિયમાનુસાર છેવટની કવિતા છે. ભરતમુનિ આદ્ય નાટકાચાર્ય થઇ ગયા છે, તેમના નિયમાનુસાર ગ્રંથ સમાપ્તિમાંના આશીર્વચનને " ભારતવાક્ય " કહેવામાં આવે છે.

# आ ग्रंथविषेना अभिप्रायो.

I was present at the Recital which took place at the Bhatia Mahajan Wadi in Bombay in connection with Arya Dyàn Wàrdhak Subhà on Sunday the 22nd October 1882 of a dramatic Poem (Gujarati) composed by Mr. Ganpatram Rajaram of Ahmedabad. It is founded on the History of the Rana Pratapsing of Udeypoor whose wars of Independence with the Emperor Akbar are celebrated by Bards of Mewar and the great historian of Rajastan. The dramas which as based on historical facts are more impressive and instructive than those which are founded on imaginary characters. The Dramatist in the present case has shown great power of description and wit throughout 7 Acts. The audience was much struck with the beauty of its various parts and they expressed their admiration of the genius of the Poet. The whole drama is furnished with notes in explanation of the incidents occuring in the body of the drama. I hope it will soon be published and put in the hands of the people, especially as the heroic and patriotic deeds of the Rajpoot Princes are not so universally known as they ought to be.

*BOMBAY*,
24th October 1882.

Sd. GOPALRAO HARRY.
Deshmookh.

Late Member of the L. C. of the Presidency.

Ist Class Sirdar in the Deccan.
Justice of the Peace, Bombay.
Fellow of the University. Bombay.
President of the Arya Dyàn Wurdhak Subha.

( અંગ્રેજીનું ભાષાંતર).

ગયા રવિવારે તા. ૨૨ મી અક્ટોબર સન ૧૮૮૨ ને દિવસે ભાટિયા મહાજન વાડીમાં "આર્યજ્ઞાનવર્ધક સભા" ના સંબંધમાં અમદાવાદના* રા. ગણપતરામ રાજારામે ગુજરાતીમાં પોતે રચેલા નાટકનું શ્રવણ કરાવેલું તે પ્રસંગે હું હાજર હતો. એ નાટક ઉદેપુરના રાણા પ્રતાપસિંહના ઇતિહાસ ઉપરથી રચેલું છે. એ રાણાએ અકબર બાદશાહની સાથે પોતાની સ્વતંત્રતાને માટે જે યુદ્ધ કીધેલાં તે વિષે મેવાડના ભાટચારણોએ અને રાજસ્તાનના પ્રખ્યાત ઇતિહાસ કર્તાએ તેનું નામ પોતાની વાણીથી પ્રખ્યાત કીધું છે. જે નાટકો કલ્પિત વાતના આધાર ઉપર ઉઠાવેલાં હોય છે, તે કરતાં ઐતિહાસિક વાતોને આધારે રચેલાં નાટક વધારે અસરકારક અને બોધજનક હોય છે. આ નાટકના કર્ત્તાએ તેના સાતે અંકમાં વર્ણન અને ચતુરાઇની મહાન્ શક્તિ બતાવી છે. શ્રોતાજનો એ નાટકના પૃથક્ પૃથક્ ભાગની ખુબીથી ઘણા વિસ્મય પામ્યા હતા.+ અને તેમણે એ કવિની બુદ્ધિનાં વખાણ કર્યાં હતાં. આખા નાટકમાં જે જે બિનાઓનું વર્ણન કરેલું છે તે સંબંધી ટીપ આપીને સ્પષ્ટીકરણ કરેલું છે, તે વહેલું પ્રસિદ્ધ થઇ લોકોના હાથમાં આવે એવી હું આશા રાખું છું. તેનું વિશેષ કારણ એ કે—રજપૂત રાજાઓનાં શૂરાતનનાં તથા દેશાભિમાનનાં કૃત્યની જાણ લોકોમાં જોઇએ તેટલી થઇ નથી.

ગોપાલરાવ હરિ દેશમુખ,

મુંબઇ ઇલાકાની લેજીસલેટિવ કોંસિલના માજી મેમ્બર.
દક્ષિણ પ્રાંતના પહેલા વર્ગના સરદાર.
મુંબઇના જસ્ટિસ ઓફ ધિ પીસ.
મુંબાઇની યુનિવરસીટીના ફેલો.
આર્યજ્ઞાનવર્ધક સભાના પ્રમુખ.



* હાલ અમદાવાદ પણ મૂળ આમોદના. + તા. ૧૯ મી નવેંબર સન ૧૮૮૨ ના "રાસ્ત ગોફ્તાર" માંથી એક નવો ગુજરાતી કવિ આ વિષય વાંચતાં આ બોધ કેટલા મળતા છે તે જણાશે.

उदयपुर मार्गशीर्ष शुक्ला द्वादशी सम्वत् १९१९

यहाँ संयोग से मुझ से कविवर श्री गणपतिराम राजाराम भट्ट से आलाप हुआ. इन्होंने स्वरचित प्रतापनाटक गुजराती भाषाका मुझको सुनाया. कविकी प्रौढोक्ति से भी विशेष आनन्द मुझ को इस कारण हुआ कि यह नाटक पूर्वपुरुषो का दिगन्तव्यापी शौर्य गुणका स्मारक और हमारे चित्तमें पूर्ववासना का पुनरुत्तेजक है. आर्याभिमानी पुरुष को धर्मपुस्तक की भाँति इस की प्रति अपने घर में रखनी उचित है, क्यों कि यह काव्य केवल प्रमोद के हेतु नहीं है, हम लोगों के धर्मनी गत शीत स्थगित रुधिरको उष्ण करके परिचलित करने का एक छोटा सा यंत्र है.

हरिश्चन्द्र,
काशीवासी.

સંવત ૧૯૩૯ ફાલ્ગુન વદિ ૯ સોમવાર,

તા. ૨ જી એપ્રિલ સન ૧૮૮૩

નિ૦-ગિરિ ગિરનાર.

---

હું આ ગિરનાર પર્વત ઉપર એક માસથી અધિક મુદત થયાં હવા બદલ કરવા આવેલો છઉં, આ સ્થળમાં તપસ્વી મહાત્માઓના સમાગમ, એકાન્તવાસ, આસુરી કારીગીરી સાથે નાના પ્રકારના કુદરતી દેખાવો તથા સ્વચ્છ હવા પાણીનો ઉત્તમ લાભ મળે છે, પણ ગ્રંથ રચનારનો સમાગમ દુર્લભ છે.

નડિયાદના મહેતાજી ગણપતરામ રાજારામ ભટ્ટનું અત્રે અકસ્માત્ આવવું થતાં તેમનો હુંને સ્વલ્પ સમાગમ થયો તથાપિ તેટલામાં તેઓએ "પ્રતાપનાટક" નામે ગ્રંથ રચ્યો છે તેહેમાંનાં કોઇ કોઇ સ્થળો અવકાશાનુકૂળ તેઓના મુખથી મેં શ્રવણ કર્યા. જો સઘળો ગ્રંથ સાંભળવા બની આવ્યો હોત તો તેથી હુંને ઘણો આનંદ અને સંતોષ થાત.

એ પૃથક્ પૃથક્ સ્થળ વંચાવી જોવાથી જ હું કહી શકું છઉં કે, સામટો વિચાર લેતાં તેહેનો વિષય, ઢબ, અને જુસ્સો અસરકારક છે. જો કે તે "દૃષ્ટ" નાટક નથી તો પણ "શ્રાવ્ય" નાટક એવું છે, કે તેની ગુજરાતી ભાષામાં ખૂટ હતી. આમાં વધારે આનંદદાયક વાત એ છે કે તે કેવળ કાલ્પનિક નથી, પણ ઐતિહાસિક વિષય છે, કે જેથી આ કળિકાળની આર્ય પ્રજામાંના ક્ષત્રીયકુળના શાર્ય, ધૈર્ય, આદાર્ય અને ટેકાદિક ગુણોનું ઉત્તમ ચિત્ર વાંચનારના ચિત્તમાં ચિત્રાઇ રહેશે, અને તેથી જ તે પ્રત્યેક ગુજરાતી વાંચનારના ગ્રંથસંગ્રહને શોભાવશે.

મજમુદાર અગ્નિશંકર જટાશંકર કીકાણી.

# વિજ્ઞપ્તિપત્ર.

મારા પિતાનાં રચેલાં પુસ્તકો વાંચવાની ઇચ્છા હોય, તેમને નીચે પ્રમાણે તે નિવેદન કરૂં છું:—

૧. ભરૂચ જિલ્લાનો કેળવણી ખાતાનો ઇતિહાસ:—આ પુસ્તક કવિતામાં છે; જેમાં માત્ર ભરૂચ જિલ્લાને લગતી હકીકત નહિ, પણ આખા ભારતવર્ષની પ્રાચીન કેળવણીનું સ્વદેશાભિમાન જાગ્રત્ કરે એવું વર્ણન છે; તેમજ શિક્ષકોને ઉત્તમ બોધ એમાં છે. પ્રખ્યાત ગ્રંથ વિવેચક રા. રા. નવલરામ લક્ષ્મીરામે એ ઉપર સારૂં વિવેચન કરી મહેતાજીઓને તે વાંચવા ભલામણ કરી હતી. કીમત બાર આના હતી. જૂજ પ્રતો છે, જે ત્રણ આને મળશે. વેલ્યુપેબલથી પાંચ આને મળશે.

૨. લીલાવતી કથા:—આ લોકપ્રિય કથાની હાલ છત નથી. પાંચસેં સુધી ગ્રાહક થશે તો પ્રત ૧ ના આઠ આના અને વી. પી. થી દશ આને અગાઉ ગ્રાહકને મળશે. પછીથી પ્રત એકના દશ આના. વી. પી. થી બાર આના.

૩. મનોવિકાર તથા આશાનિરાશા વિષે નિબંધ:—ઇનામ મેળવેલો આ નિબંધ બહુ બોધજનક છે. કીમત આઠ આના. વી. પી. થી અગિયાર આના.

૪. પ્રતાપનાટક:—આવૃત્તિ છઠ્ઠી. આ મનોરંજક નાટકની લોકપ્રિયતા પ્રસિદ્ધ છે. અંગ્રેજી તથા ગાયકવાડી કેળવણીખાતામાં ઇનામ તથા લાઇબ્રેરી માટે મંજુર થયેલું છે. કીમત રૂ. ૧–૬–૦ પોસ્ટેજ દોઢ આનો. વી. પી. રૂ. ૧–૯–૦.

૫. લઘુભારત ભાગ ૧ લો:—કી. રૂ. ૨–૦–૦, પો. ૦–૨–૬, વી. પી. રૂ. ૨–૪–૦. આ પુસ્તક ગાયકવાડી કેળવણીખાતામાં ઇનામ લાઇબ્રેરી માટે અને અંગ્રેજી કેળવણીખાતામાં લાઇબ્રેરીઓ માટે મંજુર થયેલું છે. પ્રત થોડી રહી છે.

૬. **લઘુભારત ભાગ ૨ જો:**—આ પુસ્તક અંગ્રેજી તથા ગાયકવાડી કેળવણીખાતામાં ઇનામ તથા લાઇબ્રેરી માટે પસંદ પડયું છે. કીમત રૂ. ૧-૪-૦, પો. રૂ. ૦-૨-૦, વી. પી. રૂ. ૧-૭-૦.

૭. **લઘુભારત ભાગ ૩ જો:**—ઉપર પ્રમાણે બંને કેળવણી ખાતામાં પસંદ થયું છે. કીમત ૧-૧૪-૦, પો. રૂ. ૦-૩-૦, વી. પી. રૂ. ૨-૨-૦. સિલિકમાં ચાર પાંચ જ છે, જે વાર કરે નહિ મળે.

૮. **લઘુભારત ભાગ ૪ થો:**—ગુજરાતીમાં આ એક અપૂર્વ **વીરરસ મહાકાવ્ય** છે. અંગ્રેજી કેળવણીખાતામાં ઇનામ તથા લાઇબ્રેરીઓ માટે પસંદ થયું છે અને ગાયકવાડી કેળવણી ખાતામાં લાઇબ્રેરીઓ માટે મંજુર થયું છે. કીમત રૂ. ૨-૮-૦, પો. રૂ. ૦-૪-૦, વી. પી. રૂ. ૨-૧૩-૦.

૯. **લઘુભારત ભાગ ૫ મો:**—આ ભાગમાં પર્વ ૧૨ થી ૧૮ સુધી છે. કીમત રૂ. ૧-૯-૦, પો. રૂ. ૦-૬-૦, વી. પી. રૂ. ૧-૧૩-૦ ઇનામ લાઇબ્રેરીઓ માટે બ્રિટિશ અને ગાયકવાડી કેળવણી ખાતાએ મંજુર કર્યું છે.

૧૦. **બાળલગ્નથી થતી હાનિ વિષે સરસ્વતી ગુણવંતની કથા:**—આ પુસ્તક અમદાવાદની ગુ. વ. સો. એ હરીકાઇનું ઇનામ આપી પ્રસિદ્ધ કીધું છે, ને ત્યાંથી મળશે. કીમત છ આના છે.

૧૧. **પાર્વતીકુંવર ચરિત્ર:**—રા. સા. મહીપતરામ રૂપરામ સી. આઇ. ઇ. નાં પત્નીનું ચરિત્ર. એ પુસ્તક પણ ગુ. વ. સો. તરફથી હરિકાઇનું મોટું ઇનામ આપી પ્રસિદ્ધ થયું છે. કીમત ત્રણ આના.

મારા પિતાએ પ્રસિદ્ધ કરેલાં પુસ્તક મારી પાસેથી અથવા વખતે વડોદરામાં મિયાં મહમદની વાડી દાળિયા પોળમાં રા. **મણિશંકર ઉમયાશંકર ભટ્ટ** પાસેથી તેમજ મુંબઇમાં **એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપનીને** ત્યાંથી અને **બાળગોવીંદ કુબેરદાસની કું.** બુકસેલર પ્રોપ્રાયટરી હાઇસ્કુલ અમદાવાદથી મળશે. બુકસેલરોને યોગ્ય કમિશનથી રોકડેથી મળશે. ૨૧૯૭૩